પરમાર

# પૃથુસિંહ.



છપાવી પ્રસીદ્ધ કરનાર

કેશવલાલ મગનલાલ.

કીંમત ૧-૪-૦

પંરમાર

# પૃથુસિંહ

અને

# નિમક હલાલ સતિ, મેંનાં

નવલ રસિક મનોરંજક ગોષ્ટી ( નૉવેલ )

લેખક

કવિ-હર્ષદરાય સુંદરલાલ-મુનસી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ મગનલાલ દુધવાળા

અમદાવાદમાં ધીકાંટે કંદોઇની
વાડીના મેડાઉપર શા. સોમચંદ કેશવલાલે
પોતાના ધી ચંદ્રપ્રકાશ પ્રેસમાં છાપ્યું.

આવૃતિ ૧ લી          પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૦          સને ૧૯૦૪

કીંમત ૧-૪-૦

# પ્રસ્તાવના.



પૂર્વે ગદ્ય લેખકો ઘણું લખી ગયા છે; જેમાં જુદા જુદા વિષયોનું ચિત્ર બતાવ્યું છે; તે લેખકોને ધન્યવાદ આપવામાં આવે છે કે જેઓ રસિક અને જ્ઞાની પુરૂષો છે તેઓના મનને સુખરૂપી શાંતી આપતા જાય છે. જેમ ચિત્રકાર તાદ્રષ ચિત્ર ચિતરીને અમુક વસ્તુને તથા કુદરતી દેખાવનો નમુનારૂપી વસ્તુને ઓળખાવી આપે છે તેમ ગદ્ય કે પદ્ય લેખકો જે રસનું ચિત્ર ચિતર્યું હોય તે રસમાં વાચક વર્ગના હૃદયને ભીનું કરી દે છે; તે જોતાં તમામ શક્તો મન અને અનુભવ સાથે રહેલી છે. જેઓ પૂર્ણ અનુભવિ છે, તથા સર્વ પ્રકારના વ્યવહારને જાણનારા છે, તે સાથે ન્યાય તર્ક ઇત્યાદીક ષડ શાસ્ત્રમાં પ્રવીણ છે તેઓ પુરેપુરી રીતે પ્રતિપાદન કરેલા રસમાં કે ભાવાર્થમાં ઉતરીને સમાધિસ્થ થાય છે.

યોગી પુરૂષોની સમાધી જેવી રીતે નિરાકાર અથવા સાકાર જ્યોતી સ્વરૂપ પ્રત્યે થાયછે તેમ કવિ પંડીત ગદ્ય અને પદ્ય લેખકો તેવા વીષયમાં સમાધિસ્થ થાય છે—અને તેમાં જેમ જેમ મન દોરાય છે. તેમ તેમ લેખણથી લખાતુ જાય છે માટે પૂર્વે થએલા લેખકો અને આધુનિકમાં થતા લેખકોની કલમથી જુદાં જુદાં ચિત્રો નીકળે છે.

ત્યારે હવે પ્રીય મિત્રો વિચાર કરશો કે પૃથુ પરમારની નવલ કથામાં મુખ્ય ચિત્ર શાનું છે? ત્યારે એ મુખ્ય વાંચ્યા પછી ચિત્ર ઓળખાશે. તે પેહેલાં ટુંકામાં ચિત્ર બતાવુંછું કે-

આમાં વીર, ભયાનક, રૌદ્ર વીગેરેનું ચિત્ર થોડુ થોડુ ચીતર્યું છે નિષ્કલલાલી કેહેવી જોઇએ ? તેનું ચિત્ર બતાવ્યું છે. તે ચિત્ર ચિતરવામાં ઘણેક ઠેકાણે વાંકાચુકી લીટીઓ નીકળી હશે અને તેથી તે ચિત્ર બદ સિકલવાળુ જો કે વાચક વર્ગને માલુમ પડશે તો તેથી હાસ (હસવું ઉત્પન્ન) થશે, એટલે કોઇ પણ રીતનો રસ તમે દેખશો.

આમાં એક નાયક છે અને તેને બચાવનારી એક ધૈર્યવાન ગંભીર બુદ્ધિવાળી સ્ત્રી છે.

સ્ત્રી વર્ગ; કોમળ છે, પરતંત્ર છે, દુખી છે. ચિંતા અને કંકાસ તથા દુખ દાયક રૂઢી રૂપી વ્યાધીથી અસાધ્ય રોગી થએલી છે તે બાઇઓએ ચિંતા રહિત રહીને ઉત્તમ રૂઢીના દોર ઉપર ચઢીને, શોર્યબલ અને બુદ્ધિબલ ઉપર ધ્યાન આપવું જોઇએ, અનેક પ્રકારના સંકટોથી કંટાળી નાશી જતાં ધૈર્યતા રાખવાનો અભ્યાસ રાખવો જોઇએ. નિતિ અને ધર્મ ઉપર અભિમાન રાખવો જોઇએ અને પ્રાણ જાય તો પણ વિવેક અને સત્યનો ત્યાગ કરવો નહીં એ વીગેરે કર્તવ્ય કર્મનું વર્ણન તે સ્ત્રીના કર્યો ઉપરથી જણાઇ આવે તેમ છે.

અનેક પ્રકારની વાતોથી ગુણી માણસો ગુણને ગ્રહણ કરે છે સજ્જન પુરૂશો તેમાંના સારને શોધે છે, કુકવિ અને કુતર્કી મિથ્યાભિમાની પુરૂશો કાવ્યના દુષણ ઉપર લક્ષ રાખે છે જેમ ઉત્તમ સુજ્જન સુકવિરૂપી હંસ મોતી અને દુધના પદાર્થ ઉપર લક્ષ દોડાવે છે તેનાથી ઉલટુ કુકવિ અને કુતર્ક કરનારા કાગ રૂપી પક્ષિઓ દુર્ગંધ અને મલિન પદાર્થ રૂપી વૃત્તિ ઉપર જઇ પોતાનું મિથ્યા પાંડીત્ય બતાવે છે માટે હું સજ્જન પુરૂશોનો મોટો ઉપકાર માનું છું,—તે સાથે કાવ્યની કદર કરનારા પ્રતાપશીલ ઐશ્વર્યતા પ્રાપ્ત થએલા રાજાઓને પણ અભિનંદન કરૂં છું

પૂર્વે જેઓ મસ્ત કવિ થયા તેઓને રાજાઓનો આશ્રય હતો, દરેક યશસ્વી રાજાઓ પાસે વિદ્વાન કવિ પંડીતોનો નિવાસ હતો. કોઇ કોઇ રાજાઓ પોતે કવી હતા, અને તેઓ જે કવીની કદર કરતા હતા તેવી પરીક્ષોમા રે હેતી નહોતી, જે કાવ્યના રસને જાણે છે તે કવીની કદર કરી શકે છે; અસ્તુ, તેવા સજ્જન વર્ગનું કલ્યાણ થાઓ.

આ વારતા લખવાનો હેતુ માત્ર સજ્જન પુરૂશોના અંતઃકરણમાં આનંદ આપવાનોજ છે એટલુંજ નહી પણ તેમાં જુદા જુદા ભેદ રૂપનો બોધ રહેલો હોય છે. તે વાંચ્યા પછી જણાશે કે પૂર્વે રજપુતો કેવા હતા! તેમાં પૃથુ પરમારનું એક વચન અને તેનો એક ટેક જણાઇ આવશે. પૃથુએ ધઢવીને માગ્યા પ્રમાણે સવા લાખ રૂપીયા આપ્યા હતા. જો કે તે ધઢવી અભણ હતો તો પણ તેની ચતુર સ્ત્રીએ ઘણોજ આભાર માન્યો હતો. સવા લાખ રૂપીયા ગેર વ્યાજબી આપ્યા છે એવું સમજી એ પૃથુના પીતાજીએ પૃથુને તિરસ્કાર આપ્યો. જેથી તેને માઠું લાગવાથી પ્રદેશ નીકળી પડયો,-ધઢવીની ચતુર સ્ત્રી કે જેણીએ એમ જ માન્યું હતું કે મારા કારણથી રાજપુત્ર દેશવટે નીકળ્યા છે, તેટલા સારૂ તેણીએ અસહ્ય દુઃખ ભોગવીને બે ત્રણ વખત પૃથુનો પ્રાણ બચાવ્યો. આ કામમાં તે ચતુર ધઢવીની સ્ત્રીએ કેવી હીમ્મત રાખી હતી. તથા તે કામમાં તેની કેવી ચાતુર્યતા હતી, તે તમામ હકીકત આ વારતામાં છે. બોધ માત્ર એટલોજ છે કે જેણે ઉપકાર કર્યો તેનો પ્રાણ જતા સુધી પણ ગુણ વિસરવો નહીં.

લી.

સજ્જન પુરૂશોના દર્શનનો

**અભિલાષી.**

આખા ગુજરાતમાં સસ્તામાં સસ્તું અને સર્વોપયોગી
વિષયોથી ભરપુર સર્વોત્તમ માસિક ચોપાનિયું.

# શ્રી અંબીકા વિજય.

## વારષીક લવાજમ ફકત રૂ. ૧ા પોસ્ટેજ સાથે અગાઉથીજ.

મોટા ૨૪ પૃષ્ટનું આ માસિક શ્રી અંબાજીમાં દરેક પુનમે બાહાર પડે છે. આ માસિકમાં વ્યહવારીક તેમજ પારમાર્થીક વિષયો બહુ ઉત્તમ પ્રકારે ચર્ચવામાં આવે છે. તેમજ ઉત્તમ કવિતાઓ, રસીક વાર્તાઓ અને જ્ઞાન સંપાદન કરવાની ઉત્કૃષ્ટ ઇચ્છાઓ તૃપ્ત કરવાનું સર્વોત્તમ સાધન છે. ટુંકામાં આ માસિકમાં આવતા લેખો હૃદયની શક્તિઓને ઉતેજીત કરવામાં પરીપુર્ણ છે. વળી દરેક ગ્રાહકને શ્રી અંબાજીનો અગર નીચે લખ્યા ફોટોમાંથી પસંદ પડે તે કેબીનેટ સાઇઝનો ફોટોગ્રાફ ભેટ તરીકે આપવામાં આવેછે.

## શ્રી અંબાજીના ફોટોગ્રાફ (છબીઓ.)

શ્રી અંબાજીના ભાવિક ભકતો સારૂ દર્શન અને પુજનને માટે શ્રી અંબાજીના જહાજઉધ્ધાર, શાંતસ્વરૂપ, મહીષમર્દની, વીગેરે તેમજ શંકર, સરસ્વતી વીગેરે ઘણી જાતના તરેહવાર સુંદર ફોટોગ્રાફ અમારા તરફથી તૈયાર કરવામાં આવેલ છે. આવા ફોટો અમારા શીવાય બીજે કોઇ પણ સ્થળે મળતા નથી તેની પ્રસંશા અમારે મ્હોડે નહીં

કરતાં એક વખત નજરે જોઇ અથવા મંગાવી આ અ મુલ્ય તકનો લાભ લેવાની ભલામણ કરવામાં આવે છે. તે દરેક જાતના ફુલસાઇઝની રૂ. ૧ કેબીનેટની રૂ. ૦ાા અને કાર્ડવીઝીટની રૂ. ૦ા કીંમત રાખી છે. એક ડઝન સામટી ખરીદનારને બે ફોટા વધારે આપવામાં આવે છે.

મુ. અંબાજી. } માધવલાલ કુબેરજી રાવળ.
દાંતા સ્ટેટ } એડીટર, "શ્રી અંબીકા વિજય."



# પરમાર પૃથુસિંહ.

## પ્રકરણ ૧ લું.

વિક્રમ સંવત ૧૩૫૧ ના સુમારમાં દિલ્હી ઉપર અલા-ઉદ્દીન પાદશાહની સત્તા હતી. તે વખતે, હિંદુસ્થાનમાં ઠેર ઠેર બળવા અને ફીતુર બહુ ચાલતું હતું. આર્ય પ્રજા કેવળ અજંપના સપાટામાં કચરાતી હતી. રાત્ર દીવસ ભય વિના બીજું કંઇજ નજરે દેખાતું નહોતું, ઘરમાં સુખ છે કે કેમ એ તો સ્વપ્નમાં પણ ભાસ થતો નહોતો આજનો દીવસ કેવો જશે તેના માટે મોટો શક રહેતો હતો, રજપુતરાજાઓ લઢાઇ બખેડામાંથી નિવૃત પામતા નહોતા.

આ વખતે ગીજનીના તુર્ક મુસલમાનો ઘોર જાતના ગુલામ, અને ખીલજી વંશના પઠાણ તથા મોગલ એ રીતે મધ્ય એશીયા પ્રદેશમાંથી ત્રણ ટોળા ભરતખંડના ઉતર વિભાગમાં આવી વસેલા હતા, તેથી તેમનું બળ વિશેષ હતું. તેઓ હીંદુ વર્ગના માણસોને બકરી સમાન ગણીને તેમને નાહક હેરાન કરતા હતા, તેમના તરફથી જે કંઇ વીપતી પડતી હતી તેની ફરીયાદ કોઇ સાંભળતું નહોતું તેથી હીંદ પ્રજાને ન્યાય મળતોજ નોહોતો. તેથી સઘળી જગોએ અજંપ કંપ અને ભય વ્યાપી રહ્યો હતો.

તોપણ ઉદયપુરના રાણા સૂર્યવંશી તેઓને વશ થયા નહોતા. આર્ય ધર્મનું રક્ષણ કરવાવાળા શૂર ક્ષત્રી રાજાઓમાં

પોતાનું ધર્મ રક્ષણ કરવાને આગળ પડતા હતા, તેઓ તે-મની સાથે સંગ્રામ કરવામાં કાયર થતા નોહોતા તેઓ તે વખતે ડુંગરી પ્રદેશ ભટકીને પણ ટેક સાચવતા હતા શત્રુ-ઓને તુચ્છ ગણીને તલવાર લઈને લડતા હતા. તેઓ મરતા સુધી પોતાનો ટેક છોડતા નહોતા.

આ સમયમાં આ આર્ય ભુમિ ઉપરની પ્રજા અસ્તા વ્યસ્ત સ્થિતીમાં હતાં પણ કેટલાંક સ્વતંત્ર રાજ્ય હતાં તે પૈકી મધ્ય હીંદુસ્તાનમાં આડા પડેલા બે પર્વતો જે કે અ-મરકંટક અને વિંધ્યાદ્રી નામે છે અને છેક પશ્ચીમ દીશા તરફથી દુર દુર કડકા લાગુ થઇ ઉતરથી તે છેક દક્ષીણ પ્રદેશ સુધી અર્થાત કોકણપટી ને લગતો સિહાદ્રી પર્વત આવી રહેલો છે તે ત્રણની સંધિ યોગમાં અમરકંટક પર્વત ના રમ્ય પ્રદેશમાં વિલાસપુર નામનું નગર હતું. તે નગરના તાબામાં ઘણાં ગાંમ તથા જમીન હતી, તે નગરના ઉતર ભાગમાં અમરકંટક નામનો પર્વત આકાશ સાથે વાગ્વીલાસ કરતો હોય તેવો દીપતો હતો જેના ઉપર અનેક પ્રકારના વૃક્ષ તથા વેલીકાઓ અને ભયંકર ગુફાઓ દેખાતી હતી, તે અમરકંટકને વેંધીને જેમાં નર્મદા નીકળેલી કેવળ આનંદ આપનારી જોવામાં આવે છે, તેનો પ્રતિઘાત ગંભીર અને સ્નાન કરવાથી શરીરને શાંત કરે તેવો છે. તે પર્વતના બે ભાગ પડીને તેમાં દેખાતી વીસ્તીર્ણ અને અત્યંત ઉંડી નદી જાંણે પાતાળ ભેદીને નીકળી હોય, તેવી દેખાય છે. તેના બન્યો કીનારા ઉપર પર્વતની ખીણમાં અનેક પ્રકારનાં વૃક્ષ જુથ્થ થઇ રહેલાં જોવામાં આવે છે. તેમાં અનેક પ્રકારનાં પક્ષીયોનો કોલાહલ તથા સિંહની ગર્જના વખતો વખત સંભળાય છે. તે પર્વતના નિચાંણ પ્રદેશમાં વન ઉપ-વન ઇત્યાદીક મનોહર દેખાવ આપે છે. આવા ઉતમ પ્રદે-શમાં વીલાસપુર કેવળ આરોગ્યતા રૂપી યૌવનનો વિલાસ

બક્ષનાર હતું, તેમાં રહેનારા રજપુતો કેવળ શૂરવીર હતા. તે વખતે પેરમાર વંશનો અમરસિંહ રજપુત રાજ્ય કરતો હતો. તેને માત્ર એકજ પુત્ર પૃથુ નામનો હતો. તેને કોઇ વિદ્વાન બ્રાહ્મણને સોંપીને ઉતમ જ્ઞાન મેલવાવ્યુ હતું. તે પૃથુ રાજપુત્ર કાવ્ય અને સાહીત્યમાં ઘણો માહીતગાર થયો હતો.

અશ્વ ઉપર બેસીને યુદ્ધ કરવાની રીત તે ઉત્તમ પ્રકારે જાણતો હતો, પટા પેચ, દાવ, વીગરેની માહીતી ઉત્તમ મેળવી હતી, કમાનમાં તીરનું સંધાન કરીને નિશાન ઉડાવવાનું સહુથી સરસ જ્ઞાન મેળવ્યું હતું. બાહુબલ એટલુ બધુ હતું કે તલવારના એક ઝટકાથી મજબુત પાડાની કાંધ જુદી પાડતો હતો, તેણે ચાલવાનો રીવાજ ઉત્તમ રાખ્યો હતો ઝડપથી દોટ મુકવી અને શીખર ઉપર ચડી જવાની રચના ઉત્તમ જાણી હતી અમરકંટકના ગહન વનમાં તથા પર્વતના ભયંકર સાંધામાં ઉંડાણમાં મૃગયા માટે ફરતો હતો ઘણી વખતે તેણે ગુફામાં પેઠેલા વાઘને છંછેડી બાહાર કાઢીને પોતે એકલો તેની સાથે યુદ્ધ કરી તેનો પરાજય કરતો હતો તે શિકાર માટે નિડર રહેતો હતો તે સાહસ કાર્ય કરવામાં ઉતાવળો હતો. કેવળ દયાળુ અને પરોપકાર કરવામાં આગળ પડતો હતો, રજપુતોનો ધર્મ અડગ રાખવાને તેને પુરો અભિમાન હતો તે કવિ પંડિત અને વિદ્વાન બ્રાહ્મણને બાહુ માન આપતો હતો તે વીદ્વાનની કદર કરતો હતો તે કેવળ ઉદાર હતો, આ જગતમાં જન્મ લઇને આપણું કર્તવ્ય શું છે, તે પુરે પુરૂ જાણતો હતો. તેનામાં સત્યતાએ નિવાસ કર્યો હતો. તે દુર્જન અને દુષ્ટ પુરૂષોનો સંગ કરતો નહોતો, કેવળ શુર અને સત્યવકતા ઉપર વધારે પ્રીતી રાખતો હતો, તે સ્વચ્છંદાનુંસાર સ્વતંત્ર વૃતિને પસંદ કરનારો હતો નિરંતર મસ્ત હાલતમાં રેહેવાને તેનો મુળથીજ સ્વ-

ભુત હતો. આ પ્રકારે ગુણ ભુષણથી શોભા પાંમેલો રાજ-
પુત્ર પૃથુસિંહ એ રાજ્યમાં વખાણાતો હતો એવા ઉત્તમ
પ્રકારના વિલાસ નગરમાં રાજ્યનો હસુંદી ઘઢવી હાલો નામનો
રહેતો હતો, તે કેવળ નિરક્ષર હતો તેની ઉમર સુમારે ૬૦
વરસની થઇ હતી. યુવાવસ્થામાંથી અમલ કસુંબો લેવાની
ટેવ પડવાથી તેને ગળે અફીણુ વળગ્યુ હતું તેથી તે કેવળ
અફીણથી ખવાઇ ગએલો સુકાયલા મડદા જેવો થઇ ગયો
હતો, તેની યુવાવસ્થામાં પરણુત સ્ત્રી ગુજરી ગઇ હતી તેથી
તેણે ચોવીસ વરસની ઉમરની વયે બીજી સ્ત્રી કરી હતી તેની
સાથે સંસારના સુખનો લ્હાવો લેતા લેતામાં તે બીજી સ્ત્રી પણ
ગુજરી ગઇ, તે સમયે આ હાલા ધઢવીની ઉમર પચાસ
વરસની થઇ હતી. તેણે વિચાર કર્યો કે હવે માહારી વૃદ્ધા
વસ્થા થશે તે વખતે મારી ચાકરી કોણ કરશે! એમ વી·
ચાર કરીને ત્રીજીવારની કન્યા પરણ્યો; તે કન્યા સ્વરૂપમાં
કેવળ રંભા હતી. જ્યારે આ કન્યા સાથે ગઢવીએ લગ્ન
કર્યું તે વખતે તેની ઉમર પંદર વરસની હતી. અત્યારે આ
વખતે ધઢવીની ૬૦ વરસની ઉમર થઇ છે ત્યારે ત્રીજી સ્ત્રી
ની ઉમર પચીશ વરસની થઈ છે, જોકે આ ધઢવીની સ્ત્રી
યુવાન છે તોપણુ તેનામાં જે ગુણ હતા તેવા ગુણ બીજી
કોઇ સ્ત્રીયોમાં ભાગ્યે હશે. તેનું નામ મેના હતું. તેના
પીતાએ કાવ્ય શાસ્ત્ર અને સાહીત્ય સારૂ શીખવ્યું હતું તે
કવિતા કરતી હતી. જ્યારે તે સંગીત કરતી અને હાથમાં
વીણાના તંતુ વાદ્ય ઉપર આંગળી ફેરવીને પોતાનો સુર
એકાગ્ર કરતી અને ગાતી તે વખતે તે કેવળ સરસ્વતિ જેવી
દેખાતી હતી, તે પતિવ્રતા હતી. તેનામાં કુદરતી મોહક
ક્રિયા મંડન થએલી હતી. તેનું લાવણ્ય રાજ્ય પુત્રોના
અંતઃકરણને ભેદી નાંખે તેવુ હતું તે જ્યારે સ્મિત હાસ્યથી
સહેજ જોતી હતી તે વખતે વિકારવાળા પુરૂશો તેવું જો-

કને પોતાનું ધન્યભાગ્ય માંનતા હતા પણ તેનું સ્મિતહાસ્ય નિર્વિકાર હતું. જોકે તેનામાં વ્યભિચાર હાવ ભાવ નહોતો તોપણ સ્ત્રી જાતી સ્વભાવથી જે હાવ ભાવ તેનામાં કુદરતિ સ્થાઇ ભાવથી રહેલા હતા તે હાવ ભાવ રસિક લોકોને વિકાર ઉત્પન્ન કરાવતા હતા. યદ્યપિ તે પોતે પોતાની પવિત્રતા ઉત્તમ રીતે જાળવી રહી હતી, આ પ્રમાણે પુકત યુવાવસ્થાને પોહોચેલી મેંના પોતાના પતિની પરમેશ્વર તુલ્ય શેવા કરતી હતી. પણ હાલો ગઢવી કેવળ અશકત હતો. હાલા ગઢવીનો પીતા હતો તેનું માન વીલાસનગરના રાજા પાસે ઉતમ પ્રકારનું હતું કેમકે તે વિદ્વાન હતો, તેણે પોતાની વિદ્યાના બળથી રાજ્ય આશ્રય નીચે ઘર ખેતર અને ઉપજીવીકા પેંદા કરી હતી. તે મર્ણ પામ્યો ત્યારપછી હાલો કેવળ અભણ આળસુ શરમંદો અને નિરક્ષર હોવાથી તે રાજા પાસે જતોજ નહોતો તે અફીણમાં ખવાઇ ગએલો શુષ્ક થયો હતો તેના ગાલમાં કેવળ અસ્ત માળ ( હાડપીંજર) દેખાતુ હતું, પોતે વૃધ્ધ થયો ત્યાં સુધી અફીણ ઉપર તેને દુધ મિઠાઇ વીગરેનો ખોરાક ખાવાનો ચાળો વધેલો હતો તે ખર્ચ હદથી ઉપરાંત થઇ ગયુ હતું તેથી તેણે પોતાની યુવાવસ્થામાંજ જમીન જાગીર વેચી નાંખી હતી ફકત ઘર રહ્યું હતું. તે ઘર પણ વેચવાની તેની મરજી હતી પણ મેંના જેવી ચતુર અને બુધ્ધિવાન પવિત્ર સ્ત્રીના સિક્ષણથી તે ઘર વેચાયુ નોહોતું મેંનાએ પોતાના પતિની પાલના કરવામાં તથા તેની બરાબર ખરદાસી રહેવાના બંદોબસ્તમાં પોતાના તમાંમ દાગીના વેચી નાંખ્યા હતા; હવે વૃધ્ધાવસ્થામાં પૈશાની તંગી થવા લાગી. ઘરમાં અંન પણ મળે નહી તે વખતે મેંના ઘણું ફીકર કરવા લાગી. તેંણીએ એક ગાહા બનાવ્યો. જે ગાહામાં ચાર ચરણનો સમાસ હતો. એવું એક કવિત બનાવીને પોતાના સ્વામી પાસે તેના

ડુકરેના ખાંચો નજીક આવીને બેઠી. અને કેહેવા લાગી કે પ્રિય સ્વામીજી ! આજતો માહારૂ હૃદય બહુ ખીન્ન થાયછે.

**ધઢવી**—(ઝોકાં મારતો મારતો હોકાની નેહ પોતાના મોઢામાં રાખેલી જરાક ખસી ગએલી હતી છતાં અવાજ સાંભળીને ઉંચુ જોઇને) શા માટે અપ્સોસ થાઓછો !

**મેનાં**—હવેતો ઘરમાં કંઇજ નથી. મારા દાગીના પણ વેચી નાંખ્યા છે તમારી વડીલોપાર્જીત મિલકત પણ રહી નથી. આપણો હવે નભાવ કેવી રીતે થશે !

**ધઢવી**—આંખ્યો કેફથી ભારે થએલી રકત વર્ણની અને ભુખરી ઉપર પોપચાં ઢાળીને બોલ્યો કે-હું કેહેતોજ હતો કે આપણું ઘર વેચીએ પણ તમે માનતાં નથી ત્યારે હું શું કરૂ !

**મેનાં**—(જરાક નજીક આવીને) જ્યારે ઘર વેચીએ ત્યારે આપણો વિશ્રાંમ કયાં ! હવેતો એક આનાના પૈસા પણ પાસે નથી; ધીરે ધીરે ઘર વેચ્યાનાં નાંણાં વપરાશે ત્યાર પછી શું કરશો ! કયાં રેહેશો.

**ધઢવી**—બોલતો બંધ થયો, જાણે ચિંતાની સમાધીમાં લીન થયો હોય તેવો બંધ થઇ ગયો, પછી કંઇ પણ ઉત્તર આપ્યો નહી. ને લાંબો થઇને હરે રાંમ રાંમ તને ગમે તે ખરૂ, એમ કહીને સુતો. (આ પ્રમાણે જોઇને)

**મેનાં**—(ધઢવી પ્રત્યે) તમે સુતા શા માટે, હું તમને કહું તે પ્રમાણે જો તમે કરો તો આપણું દારીદ્ર દુર થશે.

**ધઢવી**—(એવું સાંભળી તુરત બેઠો થયો) શું કરવું ! કહો જોઇએ !

**મેનાં**—(કાગળ હાથમા લઇને) જુવો ! આ કાગળમાં મ્હેં એક ગાહો બનાવ્યો છે તે તમે મુખ પાઠ કરો અને આ કાગળ તમારી પાસે રાખો. જ્યારે મુખપાઠ થઇ જાય

ત્યારે તમે આપણા અન્નદાતા હજુર સાહેબ શ્રી અમર-
સિંગજી છે તેમની પાસે લઈ જાઓ તમે રાજ્યના દસુંદી
છો, તમે ત્રીસ પાંત્રીસ વરસથી બિલકુલ દરબારમાં ગયા
જ નથી. જો તમે વરસમાં બેવાર જતા હોત તો સાલ-
ગીરીનું ઇનામ તથા બેસતા વરસનું ઇનામ દરવરસે મેળવી
શકો, યદ્યપિ તમે કેવળ જવું છોડી દીધું. તમારી ગેરહા-
જરીમાં બીજા પ્રદેશી કવિઓ આવીને પોતાની વિદ્વતા
બતાવી તેમના નશિબનું જે હોય તે લઇ જાય છે. તમે
આ રાજ્યના જુના દસુંદીછો તેથી બીજો કોઇ દસુંદી હક
પ્રાપ્ત કરીને રહી શકે તેમ નથી. તોપણ અત્યારે જે નિ-
ર્ધન સ્થિતિ આપણી થઇ છે તે માત્ર તમો ત્યાં ગયા
નહી એજ કારણ છે. માટે આ ગાહો મુખપાઠ કરીને
તમે જાઓ અને સંભળાવો.

**ઘઢવી**—(માથુ હલાવીને) એતો મારૂ બેડુ કઠણું કાંમ, હુંતે
ત્યાં જઇને શું બોલુ અને શું કહું, હાલનો રાજા બારે
કરપણ છે. તે આલી આલીને શું આલશે! આ ગાહો
બોલીને પછે મારે ક્યમ કરવું.

**મેનાં**—આ ગાહો રાજાના દર્શણ કરી તેમને તસલીમ કરીને
સભામાં બોલવો અને પછી ફરીથી તસલીમ કરીને કહેવું
કે આ ગાહાનુ આપ ખરીદ કરો જ્યારે તે એમ પુછેકે
તે ગાહાની કીંમત શી ઠરાવી છે! ત્યારે તમારે એટલું
બોલવું કે સવાલાખ રૂપીયામાંથી એક પાઇ પણ કમી
લેવાની નથી.

**ઘઢવી**—સારૂ ઠીક હુંતો તમારા કેહેવા પ્રમાણે કરીશ, અને
જો તે ખરીદ ન કરે તો કેમ કરવું.

**મેનાં**—બેધડક પાછા આવજો પણ સવાલાખથી ઓછી
કીમત લેવાની નથી.

**ધઢવી**—ઠીકછે? ત્યારે આ ગાહો વાંચી બતાવીને મને મોંઢે કરાવો ત્યારે એ કામ થાય,

**મેનાં**—(કાગળ હાથમાં લઇને) સાંભળો.

## ગાહો–ચોપાઇ.

**એકલડામાં જાશો પંથ, સેજ સંભાળી સુજો કંથ,**
**જાગતાનર ગંજે નહી કોઇ, કાળ મારે સો કીમીયો હોય**

એ પ્રમાણે વાંચીને પછી ગઢવી પ્રત્યે મેનાં બોલી પ્રાણનાથ ! આ ગાહો છે અથવા ચોપાઇ કહો તોપણ ચાલે. આ ચોપાઇ મુખપાઠ થવાને વાર લાગે તેવી નથી. અર્થમાં બહુ સરળ અને સમજ પડે તેવી છે. માટે કેમ તમને યાદ રહેશે કે નહી !

**ધઢવી**-–(માથુ હલાવીને) સાંભળતાંતો જાણે મોઢે ચઢે તેવુંજ લાગે છે. બે લીટીયોતો અત્યારેજ મોઢે ચઢી ગઇ જુવો કહી સંભળાવું.

એકલડામાં જાસો પંથ, સેજ સંભાળી શુજો કંથ,
કેમ મારે મોઢે ચઢયું કે નહી,

**મેનાં**—હા પ્રાણનાથ ત્યારે તો હવે ઝાઝુ રહ્યું નથી જુવો જાગતાનર ગંજે નહી કોય, કાળ મારે સો કીમિયો હોય;

**ધઢવી**—ઠીક ઠીક, હવે તો તે ચોપાઇ મારે મોઢે ચઢી ગઇ પણ જ્યારે અફીણની લ્હેર બરોબર ચઢશે ત્યારે એ ચોપાઇ કહેવાની મારામાં રમુજની સાથે તાકાત આવશે, એમ કહીને પોતે પોતાની સ્ત્રીના સનમુખ જોઇને હસવા લાગ્યા, થોડુક હસીને ફરીથી બોલ્યા કે હું આવતી કાલે સુર્યં ઉદય પછી આ ગાહો લઇ જઇશ અને બોલીશ ત્યાં સુધી આજ આખો દીવશ હું વારંવાર યાદ કરીને બોલતી વખતે હરકત પડે નહી એવી રીતે હું કરી નાંખીશ; એમ કહીને હાલો ગઢવી લાંબો થઇને સુઇ રહ્યા, પવિત્ર મેના પોતાના ઘરના કામે વળગી.

# પ્રકરણ ૨ જું.

## વીલાસ નગરની રાજ સભા.



અમરસિંહ દરરોજ રાત્રીની પાછલી ચાર ઘડી રહે તે વખતે ઉઠીને શંકરની પુજામાં રોકાતો હતો. જ્યારે સુર્ય ઉદય થાય ત્યારે તે પોતાનું પુજન તથા ધ્યાંન વીગરેનું કાંમ અટપીને નર્મદા નદીના ઉતમ તટ ઉપર ડુંગરી પ્રદેશમાં ફરવા નીકળતો હતો. તે માત્ર ચાર ઘટિકા ફરીને પોતાના રાજ્ય મેહેલમાં પ્રવેશ કરી, રાજ્ય ચિન્હ અલંકાર ધારણ કરી સજ્જન પુરૂશોની સભામાં પ્રવેશ કરતો હતો તે વખતે સભામાં પુરોહીત, મંત્રી, સેન્યાપતી, અને વીલાસ નગરના શાંણા શેઠ સાહુકાર વીગેરે ભુપતીના આવવાની અગાઉ હાજર રહેતા હતા, ત્યારે અમરસિંહ તે સભામાં પ્રવેશ કરતો હતો તે વખતે તમાંમ માણસો પોત પોતાની યોગ્યતા પ્રમાણે બેસી જતા હતા, તે પ્રમાણે આ પ્રસંગે તેમ થયા પછી અમરસિંહે મંત્રી તરફ દ્રષ્ટી કરીને પ્રશ્ન કરવા લાગ્યા કે;-હાલ નવા જુની સમાચાર સાંભળવામાં આવે છે કે !

**મંત્રી**—(હાથ જોડી ) ગરીબ પરવર, આપનું કંઈ અજાણ્યું નથી, તોપણ વિશેષ કહુંછું કે અલાઉદીન વીંધ્યાચળથી દક્ષિણ પ્રદેશમાં દેવગીરી ઉપર હલ્લો કરીને કેટલુક ધન લુટીને ચાલ્યો ગયો છે.-તેના ગયા પછી નવિન હકીકત એવી સંભળાય છે કે. અલાઉદીનનો કાકો જલાલુદીન દીલ્લીમાં બાદશાહી કરતા હતા. તેમણે અલ્લાઉદીનનું પરાક્રમ જોઈ ખુશિ થયા,-તથા તે દક્ષિણ પ્રદેશ ઉપર હલ્લો કરીને કરા પ્રાંતમાં પોતાના હોદ્દા ઉપર હાજર થયોછે. અર્થાત આરોગ્ય સ્થિતિમાં નિર્વિઘ્ને

આવી પોહોચ્યો, એમ જાણી, તે જલાલુદીન કરા તરફ અલાઉદીનને મળવાને માટે ગયા તે વખતે પોતાના કાકાને દગો કરી મારી નંખાવ્યો,-પછી તે દીલ્હી તરફ બાદશાહની સતા મેળવીને બેઠો છે,-સેન્યાપતીને ભારે ઇનામ આપીને શાંત કર્યા છે; હવે તે ફરીથી વીધ્યાચળથી દક્ષણ પ્રદેશમાં આવશે એવો સંભવ છે.

**અમરશિંહ**—આપણે સાવચેત રહેવું જોઇએ,

**મંત્રી**—ગરીબ પરવર,-નર્મદા જેવી ગહન અને ગંભીર તથા ઉંડી ગયેલી વહન કરે છે તે રૂપી આ નગરનું રક્ષણ કરનાર જળ દુર્ગ રૂપે છે. અમરકંટક જેવો ગાઢો અને વિકટ પર્વત કે મજબુત કિલ્લારૂપ છે. અને આપની સમશેર રૂપી ભયાંનક શક્તી આ નગરનું રક્ષણ કરનાર છે, આપણો ધર્મ તથા આપનો ટેક શંકર જાળવનાર છે;

**અમરશિંહ**—યશ આપવો શંકરના હાથમાં છે. પણ જુવો આ પત્ર હમણાંજ મને મળ્યો છે. જેમાં રણથંભોરના રાજાનું લંબાણું કેહેવું છે!

**મંત્રી**—( પત્ર વાંચીને ) ગરીબ પરવર; હીંમત એજ રજપુતનું ભુશણ છે. અને તલવાર એજ રજપુતનું પરાક્રમ છે. શૌર્ય એજ ધર્મનું રક્ષણ છે; અત્યાર સુધી મુસલમાનોના કાફલા, જાહોજલાલી હદ ઉપરાંત થઇ ગઇ છે અને થવાનો સંભવ જારી છે તોપણ આ ત્રણ વિષયો રજપુત બહાદુરમાંથી જ્યાં સુધી ખસ્યા નથી ત્યાં સુધી જય છે.

**પુરોહિત**—અરે. મને તો એટલો બધો ભય છે કે, અલાઉદીને વગર વિચારે સાહસ કામ કરીને ખુન કરે છે તે યોગ્ય નથી, જ્યારે રાજા અનિતીએ ચઢે ત્યારે તેનું લશ્કર નીતીવાળુ ક્યાંથી હોય!

વિષ્ણુંશરમાએ કહ્યું છે કે.

**राज्ञि धर्माणि धर्मिष्ठाः पापे पापाः समे समा**
**राजा न मनु वर्तते यथा राजा तथा प्रजा,**

રાજા સદાચરણી હોય તો પ્રજા સદાચરણ વાળી હોય પાપી હોય તો પાપ કરનારી હોય, પાપ પુન્ય બન્નેમાં સમ હોય તો સમાન થાયછે, કેમકે પ્રજા રાજાનેજ અનુસરે છે. માટે જેવો રાજા તેવી પ્રજા.

આ પ્રમાણે સભામાં વાત થાયછે એટલામાં હાલો ગઢવી સભામાં પ્રવેશ કરે છે. તુરત અમરસિંહ રાજાની સમીપ ઉભો રહી આશીર્વાદ કહીને, મુગે મોઢે બંધ થયો.

**અમરસિંહ**—ગઢવીના સન્મુખ દ્રષ્ટી કરીને તમે કયાંથી આવોછો! શું કંઇ ખબર લાવ્યાછો!

**ગઢવી**—નાજી હું તો આપનો દસુદી ગઢવીછું.

**અમરસિંહ**—શું તમે અમારા દસુદીછો! ત્યારે તમે શું પ્રદેશ ગયા હતા! અહીયાં રેહેલા નથી!

**ગઢવી**—નારે બાપજી! હું તો કયાંયે ગયો નથી. અહીયાંનો અહીયાંજ છું.

**અમરસિંહ**—ત્યારે હું તમને બીલકુલ કેમ જોતો નથી,

**મંત્રી**—( વચમાં ) ગરીબપરવર! આ ગઢવીને મ્હેં ઓળખ્યો. આપણા મુખ્ય દસુદી હેમા ગઢવીનો આ પુત્ર થાય. તે ગઢવી ગુજરી ગયે ત્રીસ વરસ થવાં હશે તે વખતે આપની ઉમર વીસ બરસની હતી.

**અમરસિંહ**—હા હા એ વાત ખરી છે. હેમા ગઢવીને મ્હેં સારી રીતે જોયો છે. તે જ્યારે મર્ણ પામ્યો ત્યારે તેની મર્ણ ક્રિયા ઉપર આ રાજ્યના વહીવટ પ્રમાણે કંઇ રકમ મોકલી હતી. ત્યારે શું! આ ગઢવી હેમા ગઢવી

નો પુત્ર કે ! ઠીક ઠીક, પણ હેમા ઘઢવીના મર્ણ પછી આ ગઢવી તો બીલકુલ દેખાયાજ નથી.

**મંત્રી**—હેમો ગઢવી વિદ્વાન હતો. તેણે એક બે ગ્રંથો રચ્યા છે.

**અમરસિંહ**—ગઢવી સામુ જોઇને ) ત્યારે તમે કંઇ બનાવ્યું છે કે !

**હાલો ઘઢવી,**—( રાજા પ્રત્યે ) અન્નદાતાર, હું તો કંઇ ભણ્યોજ નથી, હવે મારી ઉમર પાકી થઇ ગઇ ઘરડો થયોછું. પાકી કોઠીયે કાંના ચઢે નહી.

**અમર**—તોપણ વાંચતાં લખતાં તો આવડતું હશે. કદાપી તમે કાવ્ય કે સાહીત્ય જોયું નહી હોય પણ સાધારણ વંચન જાણોછો કે નહી.

**હાલો**—અરે રામ રામ કરો, કકો પણ ભણ્યો નથી;

**અમર**—( અફસોસ થઇને ) ત્યારે શું અમારા દસુદીના કુળમાંથી કાવ્ય કળાનો અંત આવી રહ્યો !

**હાલો**—ના અંદાતાર, હું નથી ભણ્યો. પણ મારા ઘરની બૈરી કાવ્યશાસ્ત્રમાં નીપુણ છે. તેમણે એક ચોપાઇ બનાવી છે, તે ચોપાઇ આપના દરબારમાં તેની કીમત કરીને ખરીદવાને મોકલી છે તે આ કાગળમાં મારી પાસે છે. આપને સંભળાવવા લાવ્યોછું.

**અમર**—એમ છે કે ! ત્યારે કહો જોઇએ.

**હાલો**—હાથમાંનો કાગળ રાજાના હાથમાં આપે છે. પછી પોતે બોલે છે. )

એકલડા માં જાશો પંથ-સેજ સંભાળી સુજો કંથ,
જાગતા નર ગંજે નહી કોય, કાળ મારે સો કીમીયો હોય,

**અમર**—તમારા ઘરમાં સ્ત્રી ચતુર છે. મને ઘણો સંતોશ થાયછે કે એવી વિચિક્ષણ સ્ત્રીથી તમને સુખ સારૂછે; આ ચોપાઇની કીમત તમારી સ્ત્રીએ કેટલી ઠરાવીછે !

**હાલો**—સવા લાખ રૂપીયા,

**અમર**—એટલી બધી કીમત હોય નહી,—ભરતખંડમાં પૂર્વે નાંગાંકીત રાજા ભોજ તથા વિક્રમ હતો તે એક શ્લોકની કીમત સવાલાખ આંપતો હતો ત્યાર પછી તેટલી કીમત હર વખતે અપાઇ નથી, પણ તમારી સ્ત્રીએ કવિતા કરી છે તેની કદર કરવામાં આવશે એટલા માટે તમને પોશાક તથા બસે ત્રણશે રૂપીયા આપવામાં આવશે.

**હાલો**—( માથુ હલાવીને ) એ વાત બનવાની નથી. તેમણે કહ્યું છે કે સવા લાખમાંથી એક પાઇ પણ ઓછી લેવી નહી. આ ચોપાઇનો ગ્રાહક દરબાર ન થાય તો તે પાછુ લઇ આવવાને મને કહ્યુંછે.

**અમર**—એવી હઠ કામમાં આવતી નથી, ભલે કદાપી તમે પાછુ લઈ જશો તો પણ હદ ઉપરાંત કીમત આપી શકાય નહી, ( એમ કહીને કાગળ પાછો ફેંકયો. )

**હાલો**—( તુરત ઉપાડીને રોશ ભેર પાછો ચાલવા માંડ્યો. )

અમરસિંહે ગઢવીની સ્ત્રીએ ધારેલી કીમત પ્રંમાણે ચોપાઇની ખરીદી કરી નહી તેથી ગઢવી ક્રોધના આવેશમાં આવેલો બડબડતો પોતાના ઘર તરફ પાછો જવા નીકળ્યો અને મોટા સ્વરે કરીને બોલવા લાગ્યો કે થઇ રહ્યું, હવે ક્ષત્રીના ધર્મનો અંત આવી રહ્યો. હવે રાજા કયાં છે. ભોજ રાજા ગયો ત્યારથી બીજો ભોજ થયોજ નહી. વિક્રમ ગયો ત્યારથી બીજો વિક્રમ ક્યાંથી થાય, અરેરે હે પરમેશ્વર શું દીવાની પાછળ અંધારૂજ કે ! ધન્ય છે રાજા કરણને કે તેણે મરતા સુધી પણ સુવર્ણનું દાન કર્યું હતું. ધન્ય છે ધર્મને કે તેણે પોતાનો ધર્મ અને વીવેક મુકયો નહોતો ધ-

ન્ય છે હરીશ્ચંદ્રને કે તેણે પોતાનું સત્ય ત્યાગ્યું નહી.-શિવ શિવ શિવ, હવેના રાજા કેવળ કૃપણ અને પાજી થયાછે કે જેને કવિતાની કદરજ નથી,-આમ બોલતો બોલતો, અકળાયલો ગઢવી ચાલ્યો જતો હતો. તે માત્ર અફીણના નિશામાં એક ધુંધમાંજ બકયાં કરતો હતો પણ પોતાની આગળ શું છે તે બરાબર જોઇ શકતો નહોતો જ્યારે તેણે આંખ્ય ઉઘાડીને ઉંચું જોયુ ત્યારે તેને ખબર પડીકે ઘોડા ઉપર કોઇ યુવાન સ્વાર બેઠેલો છે. તે જોઇને ગઢવી બોલતો બંધ થયો.

**યુવક સ્વાર**—કેમ ગઢવી! તમે આટલા બધા ક્રોધે કેમ ભરાયા છો!

**હાલો**—ના ભાઇ ના, હુતો મારા કરમની કથની કર્યા કરૂ છું.

**યુવકસ્વાર**—એ વાત માનવા જેવી નથી. તમે અત્રેના દરબારની નિંદા કરી તે મ્હેં જાતે સાંભળી છે.

**હાલો ગઢવી**—મેં નિંદા નથી કરી પણ ખરેખરી વાત કહી દીધી છે, (એમ કહીને પોતે પોતાને ઘેરથી પોતાની સ્ત્રીએ બનાવેલી ચોપાઇ દરબારમાં ખરીદ કરાવવાને નીકળ્યો હતો તે વિષયમાં આખર સુધી જે વાત ચિત થઇ હતી તે તમામ વાત યુવક સ્વારને કહી દીધી;

**યુવકસ્વાર**—શાંત ચિતથી સઘળુ સાંભળીને, હાલા ગઢવીને કેહેવા લાગ્યો કે લાવો જોઇએ તમારી ચતુર સ્ત્રીએ તે ગાહો કેવો બનાવ્યો છે હું જોઉ તો ખરો!

**હાલો**—એમાં અમારો દાહાડો શો વલવાનો હતો! તમે જોઇને શું સમઝવાના છો! સવાલાખ રૂપીયા આપવાની શક્તી છે! જો હોયતો હું બતાવું નહીતો નાહક બતાવવાથી ફાયદો શો!

**યુવક સ્વાર**—તે વાંચ્યા પછી તેની કદર થાય,

**હાલો**—યથા રાજા તથા પ્રજા, એ કહેવત પ્રમાણે હોયજ રાજા કદર કરી શકયો નહી તો તમે તેના નોકર હશો કે તેની પ્રજા હશો તેમ તમે પણ તેવીજ કદર કરશો.

**યુવક સ્વાર**—અરે ધડવી ! તમે મને ઓળખ્યો નહી કે!

**હાલો**—ના ભાઇ ના, ઓળખતા હઇએ તો આંમ બોલીયે શાંના,

**યુવકસ્વાર**—હું રાજપુત્ર છું. મારૂં નામ પૃથુ છે, તમે તે ગાહો બતાવો હું જોવા ઇચ્છુ છું.

**હાલો**—( કાઇક આશાના તરંગમાં ચઢેલો ) આનંદ થતો, લ્યો ત્યારે જુવો.

**યુવકસ્વાર**--( હાથમાં કાગળ લઇને ) ગાહો વાંચી જુવે છે. પછી કેટલોક સ્થબ્ધ થઇ ગંભીર વિચાર કરીને. ( ગઢવી પ્રત્યે ) ચાલો ચાલો ચાલો, તમે મારી પાછળ આવો હું તમને આ ગાહાના રૂપીઆ તમારી માગણી પ્રમાણે આપુ છું. તમારી સ્રીને કહેજો કે આ ગાહો રાજપુત્ર પૃથુસિંહે ખરીદ કર્યો છે. હાં કે !

**હાલો**--બહુસારૂ અન્નદાતાર ધન્ય છે આપની ક્ષત્રિવટને ધન્ય છે આપના પરાક્રમાને—( એમ કહીને રાજકુમાર ની પાછળ પાછળ ગડવી ચાલ્યો જાય છે )

પાછળ હાલો ધઢવી અને આગળ અશ્વ ઉપર આરૂઢ થએલો મૃગયા રમવા જઇને આવેલો યુવક રાજદ્વારમાં પ્રવેશ કરે છે આ વખતે અમરસિંહજી પોતાના ખાનગી મહેલમાં વિરાજેલા હતા, મેહેતા મુસદી વર્ગ પોત પોતાને ઘેર ગએલા હતા. મધ્યાન્હકાલ થવાને લગભગ હતો તે વખતે રાજકુમાર પોતાના પીતાની પરવાનગી લીધા શિવાય અથવા મલ્યા વીના પરભાર્યા રાજ્યની ત્રીજોરી તરફ પગલાં કર્યા તે જગોએ વિશ્વાસુ રજપુતોની ચોકી હતી, ત્રીજો-

રીના ઓરડામાં રાજકુમારને જવાને મનાઇ નોહોતી કેમકે તે પેહેરામાં રાજકુમારનો કેટલોક સામાંન કીમતી રહેતો હતો તેથી તેમાંથી લેવાને અને મુકવાને રાજકુમારને છુટ હતી. હમેશના નિયમ પ્રમાંણે આ વખતે પણ રાજકુમાર તેમાં પ્રવેશ કરી ત્રીજોરીની કુચીઓ પેહેરામાં રહે છે તેમાં-થી કુચી લઇને રોકડ ત્રીજોરીની મોટી પેટી ખુલ્લી કરી સવા લાખ રૂપીયાના બબે હજારની કોથળી પ્રમાણે ૬૦ કોથળીયો બાહાર કાઢી ગઢવીને સ્વાધીન કરી, ગઢવી તુરત મોટુ ગાડુ લાવીને તેમાં નાણુંની થેલીઓ મુકી પોતાને ઘે-ર ગયો.

ત્રીજોરીમાંથી સવાલાખ રૂપીયા લીધા તથા ગઢવીને આપ્યા અને તે ઉડાવીને લઇ ગયો ત્યાં સુધી અમરસિંહ રાજાના જાણુવા બાહાર વાત કેમ રહી. એ પણ એક શંકા થશે. તથા પેરેગીર લોકોએ આટલી મોટી રકમ ત્રીજોરી માંથી નીકળતા સુધીમાં રાજાને ખબર કેમ આપી નહીં એ વીગેરે વાચક વર્ગને શંકા પ્રાપ્ત થશે.

પણ તે વખતે પેરેગીરોએ આ રાજકુમાર પુખ્ત ઉમર નો હોવાથી તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી છેતરાયા હ-તા. રાજકુમારની ઉમર પાંત્રીસ વરસની હતી. તેને આ વરસમાં રાજ્યાભિશેક અમરસિંહ પોતાની હયાતીમાં આપ-વાના હતા. તે કુમાર રાજ્યના તમામ વહીવટ ઉપર ધ્યાન આપતો હતો ઉપજ ખરચ વીગેરે ઉપર ધ્યાન આપીને ઉત્પન્નમાં કેટલોક વધારો કર્યો હતો તેથી રાજ્યકારભારની રૂઢીને સંપૂર્ણ જાણનાર છે એમ સર્વે જાણુતા હતા,–સર્વ કાર્યમાં ચાલાક ચપળ વિદ્વાન તિવ્રબુદ્ધિ અને દીર્ઘ દૃષ્ટીવાળો શૂરો હોવાથી તે જે કામ કરે છે તે રાજાના જાણુવા બા-હાર હોયજ નહી એમ પેરેગીર વીગેરે તમામ જાણુતા હતા એટલુજ નહી પણ થોડા દીવસમાં તે રાજ્યની લગામ

હાથમાં લેવાના છે માટે તેમના કામમાં દાખલ કરવાથી આપણને નુકશાન થશે એમ સ્વભાવીક વિચાર તેમનામાં આવ્યો હતો. તોપણ તે ગઢવી ગાડામાં રૂપીયા ભરીને જેવો રાજ્યદ્વારની દોહોડી અટપીને બાહાર જાય છે તેટલામાં રાજ્યમંત્રી દરબારમાં પ્રવેશ કરતો હતો તેણે ગઢવીને દીઠો તેની સાથે ગાડામાં રૂપીયાનો અંબાર જોયો. તે જોતાંજ સંકલ્પ વિકલ્પના ભ્રમણ ચક્રમાં પ્રવેશાયલો મંત્રી ઉતાવળો ઉતાવળો કચેરીમાં દાખલ થયો. તુરત ત્રીજોરીના બારણા આગળ આવી પોહોચ્યો તે વખતે રાજકુમાર પોતાનુ કામ અટપીને ત્રીજોરી બાહાર આવ્યો હતો મંત્રીએ રાજકુમારને તસલીમ કરી અને ગઢવીને રૂપીયા બક્ષીસ કર્યા તે વીશે હકીકત પુછવા લાગ્યો.

**મંત્રી**—કેમ હજુર! આપ આ ત્રીજોરીમાં વુંચારે વખત સુધી ટકયા!

**રાજ કુમાર**—પ્રધાનજી! આજે એક ગાહો ખરીદ કર્યો! જુવો તેમાં ઘણી ચતુરાઈ વાપરી છે. એટલુંજ નહી પણ તે ગાહો સ્ત્રીએ બનાવ્યો છે.

**મંત્રી**—એમ કે! એ વાત તો અમે આગળથીં જાણીયે છીએ તે ગઢવી આજ પ્રાતઃકાળમાં આવ્યો હતો. અન્નદાતાશ્રી દરબાર સાહેબની સમક્ષ તેણે કહ્યો હતો તેણે કાગળીયો હજુર સાહેબના હાથમાં આપ્યો હતો. અને તે ગાહાની કીમત સવાલાખ રૂપીયાની છે એમ તે બોલ્યો હતો, પણ તે વાત શ્રી હજુર સાહેબે પસંદ કરી નોહોતી. કેમકે એક ચોપાઇ બનાવી છે જેમાં એ લીટીયોથી કંઇ વધારે નહોતી; માત્ર આપણો રાજ્યકુળનો જુનો દસુંદી છે એમ જાણીને ખાસ કરીને તેને સો બસો રૂપીયા આપવાનો ઠરાવ કર્યો હતો. એથી વધારે એક

પાઇ પણ આપવાની નહોતી. તેણે તે ગઢવી તેટલી કીમતમાં આપ્યો નહી. અને પાછો ચાલ્યો ગયો. એ તમામ વાત મારી સમક્ષ થઇ છે. છતાં તમે તેને આ ત્રીજોરીમાંથી શ્રી હજુર સાહેબની પરવાનગી મેળવ્યા વિના પરભાર્યા એકદમ ઉતાવળ કરીને સવાલાખ રૂપીયા આપી દીધા એ ઠીક કર્યું નથી.

**રાજકુમાર પૃથુ**—નેત્રમાં ક્રોધનો આવેશ થતાની સાથે ધૈર્યતાથી અને સભ્યતાથી પ્રધાન પ્રત્યે) શું તમારૂ દીલ કચવાય છે! તમે કવીને ઓળખોછો!

**મંત્રી**—હા! તે ગઢવીનો બાપ હતો તે કવિતા કરતો હતો-તે જ્યારે સભામાં આવે ત્યારે ઘણી કવિતાઓ બોલતો હતો. મોટા મોટા ઘાંટા પાડીને માથુ હલાવીને ટીખલ કરતો હતો; અફીણ અડધાભાર ખાતો હતો, આખો દીવશ હુકકો ગગડાવતો હતો.

**રાજકુમાર**—એટલે તેને તમે કેવો ધારતા હતા!

**મંત્રી**—પેટના માટે એ પણ એક ઉદ્યોગ છે, આડાંદોહોડાં ગપાટા મારીને રાજ્યમાંથી પૈશા લઇને પડ્યા પડ્યા ઉઘ્યાં કરે. તેઓ રાજ્ય કાર્યમાં શું કામ કરે એહેવા છે? એ તો સજાનાં રમકડાં છે; તેઓનામાં કંઇ રાજ્ય કારકીદીનું કે રાજ્ય રક્ષણનું કે ઉત્પન્ન ખર્ચના પરીણામનું જ્ઞાન હોતુ નથી. માત્ર તેમના ગાલ ભરાયા એટલે બશ.

**રાજકુમાર**—ઠીક-ત્યારે હું તમને એટલું કહુંછું કે જેણે અષ્ટાદસ પુરાણ રચ્યાં તેવા સમર્થ વેદ વ્યાસને તમે કેવા કવી ગણોછો!

**મંત્રી**—અરરરર-તમે એ શું બોલોછો! એ તો મહા સમર્થ ઇશ્વર જેવા હતા તે તો સાક્ષાત ચોવીસમો અવતાર હતો.

**રાજકુમાર**—તમારા પુછી માર્ગમાં આજ સભા થઈ ગયા તેમને તમે કેવા માનોછો ! તે કવી ખરા કે નહી !

**મંત્રી**—ના, એતો પરમ ભકત થઈ ગયા.

**રાજકુમાર**—'ત્યારે તમે કવી કહોને કહોછો.'

**મંત્રી**—કવી એજ કે ઉભો ઉભો કવિતા બુમો પાડીને ભભકાથી બોલે એટલુજ બીજુ કંઇ નહી.

**રાજકુમાર**—તમને જ્યારે કદર નથી ત્યારે તમે તેઓની પરીક્ષા કરવાને લાયક નથી તમારા જેવાની પાસે કવી જ્યારે પ્રવેશ કરે ત્યારે તે કવી રૂપી ચંદ્ર ઉપર તમારા જેવા એકદરી રાહુનો પડછાયો કેવળ કલંક આપનારો થઈ પડે છે.

**મંત્રી**—હાજ તો, આપના પીતાજીની પાસે નિમકહલાલી-થી અત્યાર સુધી જે જે કામ કર્યાં તેના પરીણામમાં ઇનામને બદલે આપના તરફથી રાહુની ઉપમા મને મળે એમાં કહેવું શું-એજ ઇનામ અને એજ બદલો-પણ હવે હું લાંબી વાત કરવા માગતો નથી હું તમારી સા-થે તકરાર કરવાને સમર્થ નથી પણ તમે પીતાજીની પ-રવાનગી વીના તથા મારા કાને વાત નાંખ્યા વીના પર-ભારે સવાલાખ રૂપીયા ત્રીજોરીમાંથી આપ્યા એ કેવળ ગેરવ્યાજબી કર્યું છે.

**રાજપુત્ર**—આપણી ત્રીજોરીમાં અઢી કરોડ રૂપીયા સીલક છે તેમાંથી કદી સવાલાખ રૂપીયા કદર કરીને તથા ઉ-તેજન માટે આપ્યા તેથી તમને કિંવા રાજ્યને નુકશાન શું છે !

**મંત્રી**—તમે એ શું બોલ્યા, રાજ્યને નુકશાન એજ મને નુકશાન છે રાજ્યમાં દ્રવ્યનો સંગ્રહ કરવો એ ખાસ મારો ધર્મ છે. દ્રવ્યનું રક્ષણ કરવું. પ્રજા આબાદ ક-રવી, વીગ્રહ મટાડવો સંધી કરવી. અને અન્નદાતાજીની

આરોગ્યતા જેમ જળવાય તેમ જાળવવી, એ તમામ કર્તવ્ય કર્મ માહારૂ છે. જે કામનો ઝુમો માહારો છે જે કામ હું આપ અખત્યારીથી કરૂશું તે કામમાં તમે પરભારો હાથ શા માટે ઘાલોછો—રાજ્યાધીપતી શ્રી હુજુર સાહેબ પણ મને કહ્યા વિના તિજોરીમાંથી એક પાઇ પણ આપતા નથી. એ તેમનું ભુશણ છે અને એવો નીયમ રાખે તોજ દ્રવ્યનો વધારો તથા તેનું રક્ષણ થઇ શકે છે, તમે જુવાનછો હજુ ઉન્મતછો. માટે જરાક વિચાર કરશો તો મારૂ કહેવું યોગ્ય છે કે કેમ તેનો સાર જણાઇ આવશે.

**રાજપુત્ર**—જ્યારે અનાયાસ વિઘ્ન આવે છે ત્યારે તમારૂ સાચવ્યું શું સચવાશે.

**મંત્રી**—અરે મારા મેહેરબાન ! જરાક વિચાર કરો. હાલ દીલ્હી ઉપર અલ્લાઉદ્દીન છે તે કદાપી ઘેરો ઘાલીને આવે ત્યારે તેમનું મન શાંત કરવા કેટલીક લાંબી રકમ આપવી પડે જ્યારે તમે આ પ્રમાણે દ્રવ્ય ઉડાવો ત્યારે વિપતી સમયે શું કરશો.

**રાજપુત્ર**—તે વખતે તમે તલવાર લઇને યુદ્ધ નહી કરી શકો કે! શું પૈસા આપીને તેમને પાછા વાળવા ! કદાપી પૈશાની લાલચ નહી રાખતાં તેઓ ભારે લસ્કરની સાથે હલ્લો કરે તે વખત તમે ત્રીજોરીની થેલી ઉપર આડા પડીને સુઇ રહેશો કે નાશી જશો તેનો ઉતર આપો—જો કદાપી નાશી ગયા તો તે નાણાં તમામ ઉઠાવીને લઇ જશે જો કદાપી મરાયા તોપણ લેઇ જશે જ્યારે તમારા દેખતાં તે નાંણાં તમામ ઉચકી જશે ત્યારે તમે જીવતા રહેશો કે મરી જશો.

**મંત્રી**—લઢવાનું કામ અમારૂ નથી, પણ ચાલતા સુધી જેમ બચાવ થાય તેમ કરવામાં,—તથા વિશેશ લડવૈયા રાખ-

વામાં તથા દેશની આબાદીમાં. તથા સર્વ કાર્યમાં દ્રવ્ય-
ની મુખ્ય જરૂર છે--આ વાત શ્રી હુજુર સાહેબને કાને
નાંખવી પડશે.

આ પ્રમાણે મંત્રી રાજકુમાર પ્રત્યે ભાષણ કરીને તથા
ક્રોધથી વ્યાકુળ થએલો લખવાના ઓરડામાં ગયો-તુરત
એક ખાનગી ચીઠી શ્રી હુજુર અમરસીંગજી ઉપર લખી,
એક જાસુસને મેહેલમાં મોકલ્યો. તે જાસુસે રાજદ્વારની
દોહોડીમાં રવાને કર્યો ત્યાંથી અમરસિંહજીની પાસે છેક
રાજ્ય મંદિરમાં રાણી વાસમાં પત્ર પ્રવિષ્ટ થયો-પત્ર આ-
વતાં તે પત્ર દરબારે વાંચ્યો-પોતે ભોજન કરીને નિદ્રા લે-
વાની તૈયારીમાં હતા. તેમાં મંત્રીના હાથથી લખેલી ચીઠી
વાંચવામાં આવી-ચીઠી વાંચતાંજ-નેત્ર લાલ લાલ થયાં.
ભ્રકુટી વારે વારે ફરકવા લાગી. નાશીકાનો અગ્રભાગ તથા
ઓષ્ટ ફરફરવા લાગ્યા, મોટા વીચારના આવેશમાં સ્તબ્ધ
થયા. તે વખતે મુખ્ય ચંદ્રાદેવી રાણીજી નજીકમાંજ હતાં.
અમરસિંહની મુખ મુદ્રા તથા નેત્ર વીગેરે ભાવ જોતાં રા-
ણીના અંતઃકરણમાં ફાળ પડવા લાગી, ચિત્ર વિચિત્ર ભિન્ન
ભિન્ન વિચાર થવા લાગ્યા તે વખત પણ તેવોજ હતો.
મુગલ અને પઠાણ સતાધીશોના હુમલા ઘણા થતા, એટલે
રણ સંગ્રામ રચનાને માટે કોણ જાણે ભુપતી વિચારમાં તો
નહિ હોય! કિંવા કોઈ અનાયાસ આફત તો આવતી નહી
હોય! એ વીગરે તાત્કાળીક સમયાનુસાર વિચારમાં ગુથાય-
લી ચંદ્રદેવી રાજા પ્રત્યે મૃદુ શબ્દથી બોલવા લાગી.

**ચંદ્રા**—પ્રાણપતી! અત્યારે એકાએક શા વિચારમાં ગુ-
થાયા છો!

**અમરસિંહ**—પ્રથુ જેવો મુર્ખ અને ઉદ્ધત બીજો કોઈ
જગોએ મ્હે જોયો નહી. તેના કેટલાક અપરાધ મ્હે
ક્ષમા કર્યા છે. જો કે હજુ તેના હાથમાં રાજ્યની લગામ

મ આંપો નથી તોપણ તે અત્યારથી પોતાની શક્તી ઉપરાંત ઉદારતા કરે છે તેથી આ રાજ્ય શી રીતે સાચવશે ! એ વીશે મને મોટી ચિંતા રહે છે.

ચંદા—એવું ફરીથી શું થયું છે !

અમરસીંહ—તીજોરીમાંથી કોઈને પણ કહ્યા વિના સવા લાખ રૂપીઆ એક ચોપાઇ કે જેની ચારજ લીટીયો હતી તે ખરીદ કરીને આપણા જુના દસુંદીને આપી દીધા,—જુવો આ ચીઠી, મારા વિશ્વાસુ મંત્રિએ લખીછે. મંત્રી કેવળ માહારૂ જમણું અંગ છે. તે તીજોરીનો રક્ષક છે. તે રાજ્યનું મથક છે, રાજ્યમાં રોકડ રકમ જો હોય તો તે રાજ્યની શોભા છે એટલુંજ નહી પણ રાજ્યને મજબુત ટેકા રૂપ દ્રવ્યજ છે. તેમાં જ્યારે ઉધાઇ લગાડનાર પ્રભુ જેવા મુર્ખ પુત્ર હોય તો જરૂર નિર્બળ સ્થિતિમાં લાવ્યા વિના રહેજ નહી—બસ બસ હવે થઇ રહ્યું—તેને મારી સમક્ષ જે રાજ્યાભિશેક કરવાનો મારો વિચાર હતો તે હાલ માંડી વાળીશું. અને એ બાબત ભરાંએલી સભામાં તેને તિરસ્કાર આપવો એજ હવે છેલ્લો ઇલાજ છે.

ચંદા—( રાજા પ્રત્યે ) હવે હું શું કહું; તેને જેમ યોગ્ય શીખામણ દેવી ઘટે તેમ કહેજો હવે તે ઉમર લાયક થયો છે માટે ભરેલી કચેરીમાં તેના ઉપર અત્યંત ક્રોધ દરસાવશો નહી એવી મારી પ્રાર્થના છે. આપ શાંત થાઓ—

એ પ્રકારે રાણીએ અનેક પ્રકારનાં મિષ્ટ વચનોએ કરીને રાજાને શાંત કર્યો તોપણ પોતે નિદ્રા લેવાનો ક્રમ ત્યાગ કરીને તુરત ઉઠીને કચેરીમાં આવ્યા. તે વખતે મંત્રી દરખદાર, કારકુનો, સેન્યાપતી તથા ગામના શાણા માણસો કાર્ય પ્રસંગે આવ્યા હતા. રાજ્ય પદ્ધતિ પ્રમાણે સભાસો-

ઠવાઇ ગઇ હતી. તે વખતે અમરસિંહે પ્રથુને બોલાવ્યો-એટલે પોતે તુરત રાજ્ય સભામાં આવી પોહોચ્યો-દરરોજ પ્રથુને બેસવાને યોગ્ય આસન અમરસિંહની જમણી બાજુએ હતું તે આજે આસન ગોઠવવામાં આવ્યું નહોતું તેથી રાજાની સન્મુખ પ્રથુ ઉભો રહ્યો. પ્રથુએ પોતાના પીતાજીની મુખમુદ્રા ક્રોધાવેશમાં ભયંકર થએલી જોઇ લીધી. છતાં તે પ્રથુને કંઇ ભય કે ચિંતા નહોતી. પોતાના પિતાજી સન્મુખ ધૈર્યતાથી ઉભો રહી બોલવા લાગ્યો કે, હુજુર સાહેબ! શેવકને શી આજ્ઞા છે.

**અમરસીંહ**—( પૃથુ પ્રત્યે ) તમે રાજ્ય મુદ્રાધિકારને લાયક નથી, તમારી હોલચાલથી તથા તમારી અત્યાર સુધીની વર્તણુકથી મને એવી ખાત્રી થઇ કે તમે કેવા ઉદ્ધત છો. રાજ્યને પાયમાલ કરી નાંખો તેવી તમારી સાહસ બુદ્ધિ છે-તમારામાં અધિકાર નથી છતાં મારી આજ્ઞા વીના શા માટે ત્રિજોરીમાંથી ચોરની માફક પ્રવેશ કરીને સવાલાખ રૂપીયા લીધા!

**પ્રથુ**—આ જગતમાં વર્ણન થઇ શકે નહી એવી શકતીવાળા કુદરતી બક્ષીસીવાળા કવિને ઉત્તેજન આપવાને માટે એ કાર્ય કર્યું છે,-આપ મારા શિરછત્ર છો. આપના આગળ હું નિરંતર ના લાયકછું-કદાપી હું રાજ્ય મુદ્રાધિકારને લાયક ન હોઉં તો ભલે મને રાજ્ય સુખનો શોખ નથી.

**અમરસિંહ**—પોપટની પેઠે મારા સન્મુખ તું જવાબ આપનાર કોણ! ચાલ અહીથી નિકળી જા. માહારે તાહારો ઉપયોગ નથી.

**પ્રથુ**—બસ, એજ કે, એમાં શું આશ્ચર્ય, એ તો મારો ધર્મજ છે.

**મંત્રી**—( રાજા પ્રત્યે ) ગરીબપરવર ! હોય, ક્ષમા કરો હવે એમ નહી થાય, ( પૃથુ સન્મુખ મંત્રીએ દ્રષ્ટી કરીને ) કુંવરજી સાહેબ ! તમે ખોટું લગાડશો નહી, કેમકે પીતાજીનો ધર્મ છે કે શિખામણ દેવી જોઇએ-માટે શાંત થાઓ.

**પ્રથુ**—હું તો શાંતજ છું.

**અમરસીંગ**—શા માટે નહી ! તું તો શાંતજ હોય, અમારી શીખામણનો રંગ જ્યાં સુધી નહી લાગે ત્યાં સુધી તું શાંત રહે એમાં આશ્ચર્ય શું.

**પ્રથુ**—(પિતા પ્રત્યે ) તમે શા માટે અંતઃકરણને તપ્ત કરોછો ! સવાલાખ રૂપીયા મારે ખાતે ઉધારજો. જ્યારે હું તેટલી રકમ તમને આપું ત્યારે આ રાજ્યમાં હું પગ મુકીશ, પણ અત્યારથી મેં નિયમ કર્યો છે કે હું કદી પણ કદર કરવાની શકતી ત્યાગ કરવાનો નથી-હું માહારી તલવારનેજ ધર્મ રક્ષણ માનુંછું. મારૂ સત્ય તેજ મારૂ ખડગ છે. મારી દ્રઢતા તેજ મારૂ ક્ષત્રિવટ ભૂશણ છે, આ શરીર રાજ્યનો વૈભોગ ભોગવવાને ઉપયોગમાં લેવા કરતાં ધર્મ અર્થે પરોપકાર કરવામાં વ્યતિત કરવા ધારૂછું, આપની શેવા કરવી એ માહારો ધર્મ છે. પણ આપ પ્રજાનું રક્ષણ કરવામાં હાલ ગુથાઓ. હું હવે આપની આજ્ઞા પ્રમાણે અહીથી ખસવા માગુછું-

ઉપર પ્રમાણે કહી પોતાના ઘોડા ઉપર બેશી ઘણા વેગથી પૃથુ નગર બાહાર નીકળી ડુંગરોની ખીણમાં અલોપ થઈ ગયો.

અમરસિંહે પૃથુ પ્રત્યે સભામાં સર્વના દેખતાં ક્રોધ કરીને જે કંઇ કહ્યું હતું તેમાં તેનો ઇરાદો ૦ માત્ર તેને શિક્ષણ આપવાનો હતો. પૃથુ સાહસ કૃત્ય કરીને વિલાસ નગરને ત્યાગ કરી જતો રહેશે તથા પોતાના માત પિતાને

ત્યાગ કરીને ચાલવા માંડશે. એવું અમરસિંહના જાણવામાં નહોતું. પણ જ્યારે અનાયાસ આ પ્રમાણે બનાવ બન્યો ત્યારે તો અમરસિંહના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા માંડી, પૃથુ એકદમ નિકળી ગયો તેવાં સમાચાર રાણીવાસમાં પોહોંચવાથી રાણીજી અર્થાત પૃથુની માતુશ્રી પુત્ર વિયોગની વેદનાએ કરીને કેવળ અવાચક જેવી મતિ શુન્ય થઇ ગઇ. અમરસિંહને એકજ પુત્ર હતો, છતાં જ્યારે વચમાં વિગ્રહ રૂપી દુખનો અંકોડો ઉત્પન્ન થયો ત્યારે કેવળ અજંપ અને વેદના અંતઃકરણમાં વારંવાર વધવા લાગી, અમરસિંહે તુરત તે પૃથુનિ પાછળ શોધ કરવાને માટે ધૈર્યવાન ચતુર અને બાહોશ રજપુતને મોકલી દીધા હતા, ચંદાના મનનું આશ્વાસન રાણીવાસમાં જઇને અમરસિંહે કરવા માંડ્યું. વિલાસનગરમાં તમામ પ્રજા સમુદાયમાં પૃથુએ નગર ત્યાગ કર્યાની વાયકાનો અફવા ગોળો ફેલાઇ ગયો; બે ત્રણ દીવશ વીતી ગયા બાદ શોધ કરવા સારૂ મોકલેલા સ્વાર પાછા આવ્યા, તેમણે પૃથુનો મેળાપ ન થયાના સમાચાર અમરસિંહને આપ્યા, તેથી અમરસિંહ વિશેશ નિશશ થયો અને મશ્રુતાપના ભ્રમણ ચક્રમાં ભમવા લાગ્યો,- વખતે વખત રાજ્યનો પુરોહિત (રાજ્ય ગુરૂ) અમરસિંહને ઉતમ પ્રકારની ધીરજ આપતો રેહેતો હતો, આ પ્રમાણે દિવશો પુત્ર વિયોગથી વિકળ ચિત, અને અજંપ સાથે વ્યતિત થવા લાગ્યા-



# પ્રકરણ ૩ જું.

## પવિત્ર મેનાંનો પશ્ચાતાપ.



### ॥ શ્લોક ॥

ગુણી તણો ગુણ ગુણી પિછાને
કૃતઘ્ન તો ભેદ કદી ન જાણે
ભલા જનો શ્રેષ્ટ કરે ભલાઇ
વડા ન ચુકે કદિએ વડાઈ—

હાલો ગઢવી સવાલાખ રૂપીયા લઇને પોતાને ઘેર ગયો અને તમામ નાણાં મેનાંનો સ્વાધીન કરી દીધાં, જે હકીકત દરબારમાં ગાહાની ખરીદી તથા તેની કદરને માટે થઇ હતી તે તમામ આરંભથી અંત સુધી ગઢવીએ પોતાની સ્રી મેનાંને કહી દીધી; ત્યારે મેનાં બોલી કે.

પ્રાણપતિ ! રાજકુમાર પૃથુસિંહ પોતાની ઉમરના પ્રમાણમાં ઘણો ઉદાર પુરૂષ છે; મ્હે તેમને સારી રીતે જોયા છે. જ્યારે હું ચામુડા દેવીનાં દરસન કરવા સારૂ જતી હતી તે વખતે તે યુવક ઘોડેસ્વાર થએલો વિશાળ બાહુવાળો તથા જેનુ કપાળ ભવ્ય અને તેજયુક્ત છે એવો તે વખતે મૃગયા શિકારથી પરિશ્રમ પામેલો અનાયાસ આવી પોહોચતો હતો. તે દેવીના દરબારમાં એકાગ્ર ધ્યાનથી ચાંમુડાના ધ્યાંન તરફ જોતો હતો. જેની નજર બીજે કંઇ પણ જતી નહોતી, તેનાં ચાતુર્યતાનાં લક્ષણ તથા તે યુવકનો સ્વભાવીક દેખાવ થોડીકજ વારમાં હું જોતી હતી. ત્યારે મને એવી ખાત્રી થતી હતી કે આ યુવક પ્રતાપશીલ અને ઉગ્ર કાર્ય કરનારો થશે, હે પ્રાણપતિ ! પછી શું થયું ! જ્યારે પિતા-

શ્રીની પરવાનગી શિવાય તે નાણાં યુવક રાજકુમારે આપ્યાં ત્યારે કંઇ પણ વિખવાદ થયોજ હશે.

**હાલો**—તે તો હું જોવા રહ્યો નથી મને તો જેવાં નાણાં મલ્યાં કે તુરત હુ તો ભણુમાટી આવ્યોછું.

**મેનાં**—અમરસિંહ માહારાજનો સ્વભાવ ક્રોધી છે, કદાપી બક્ષીસ કરે તો તે જુજબાજ બક્ષીસી ઉપર ધ્યાન આપનાર છે છતાં આજનો બનાવ કેવળ હદ બાહારનો તેમના સમજવામાં આવશે માટે મને લાગે છે કે પીતા પુત્ર વચ્ચે કોઇ પણ પ્રકારનો કલહ ઉત્પન્ન થવોજ જોઇએ.

**હાલો**—એ વાત તો હું કાંઇ પણ જાણું નહીં.

આ પ્રમાણે બન્યો વાતો કરેછે એટલામાં હાલા ધઢવીના ઘરમાં કામ કરનાર દાશી એકદમ દોડી દોડી સ્વાસ ચઢેલો અને ઉતાવળી આવીને મેનાં પાસે ઉભી રહી,—મેનાંએ તે દાસી તરફ નજર કરીને.

**મેનાં**—કેમ લવીંગી, આજ તું શ્વાસ ખાતી, દોડતી દોડતી કેમ આવી પોહોચી!

**લવીંગી**—માજી! તમે કંઇ નવાજુની વાત જાણોછો! .

**મેનાં**—ના,

**લવીંગી**—દરબાર સાહેબના કુંવર રીસાઇને ચાલ્યા ગયા, કુંવરજીને અને દરબારશ્રીને ઘણી તકરાર થઇ, તેમાં છેવટે એવુંજ સંભળાય છે કે કુંવરજી રાજનો હક છોડી દઇને ફરીથી આ તરફ નહી આવવાની શરતે ગયા છે. તેમને મનાવીને લાવવાને પાછળ સ્વાર પણ મોકલ્યાછે.

**મેનાં**—એમ કે! (પોતાના પતિ તરફ દ્રષ્ટી કરીને) સાંભળો પ્રાણનાથ! જોયું કે! કુંવરજી ક્રોધાવેશમાં ગયા; કેટલુ બધુ અઘટિત! આ સઘળો બનાવ થયાનું કારણ આપણેજ નિકળીયે છીએ. તેમણે ગાહો ખરીદ કર્યો ન

હોત, અથવા તમે ગયા નહોત કીંવા મ્હે ગાહો બનાવ્યો નહોત અથવા કુવરજીએ સવાલાખ રૂપીયા આપ્યા નહોત તો આહાવો પરીણામ બનત નહી.

**હાલો**—એ વાત તો ખરીછે. આ પરીણામનું કારણ જ્યારે આપણે થઇએ ત્યારે હજુરશ્રી અમરસીંગજી દરબાર સાહેબ પણ આપણા ઉપર ક્રોધાતુર રહેશે,—વળી બીજો ભય એવો રહે છે કે તીજોરીમાંથી હજુરની પરવાનગી લીધા વીના રકમ ઉડાવવાનો કુવરજીનો હક નથી છતાં તેગણે આપણને રૂપીયા આપ્યા અને લીધા, જુવો કે જેવી રીતે આપનાર ઠપકાને પાત્ર થયો. ત્યારે આપણે લેનાર ઠપકાને પાત્ર કેમ ન ગણાઇએ! કદાપી એમ વિચાર કરીને હજુર સાહેબ આપણે ઘેર આણેલા રૂપીયા પાછા લઇ લે તો પછી આપણું જોર શું!

**મેનાં**—ભલે કદી પાછા લે તો પણ કંઇજ ચિંતા નથી; આપણે ઠપકાને પાત્ર નથી, એ ઉદ્વેગ આપણે કરવો વૃથા છે! દ્રવ્ય બક્ષિસ કરનાર વિદ્વાન અને ચતુર હતો. તે કુમારની બુદ્ધિ પુખ્ત હતી, તેના વિચાર મુસદી વગેરે અલભ્ય જેવા હતા, તેની રચના રાજ્યને મજબુતી આપે તેવી હતી માટે તેવું બનવાનુંજ નથી, પણ તે કદરદાન યુવક રાજકુમાર રાજ્ય વૈભોગનો ત્યાગ કરીને નીકળી ગયો તે માત્ર આપણા કાર્યની કદરનો પરીણામ છે, તેના માટે મારૂ અંતઃકરણ ઘણુંજ દુખ પામે છે. એમ કહેતાં કહેતાંમાં મેનાંના નેત્રમાંથી આંસુ ચાલવા માંડયાં,—વળી બોલી ઉઠી કે ચાંમુડા તેનું દરેક જગોએ રક્ષણ કરો. વિશ્વંભર તેનાં પરાક્રમને મદદ આપો, અને સુખી રાખો.

**હાલો**—હાજ તો અત્યારે તો એ આપણો અન્નદાતાર.

**લવીંગીકા**—( હાલા પ્રત્યે ) હાલા બાપા! અત્યારે તો એ

અંદાતાર થયા અને કદી બીજો કોઈ અન્નદાતાર જબરો થાય તો કેમ!

**હાલો**—ત્યારે એને પડયો મુકવો, અને જબરો હોય તેનો હાથ ઝાલવો.

**મેનાં**—વાહ વાહ પ્રાણનાથ! એ તો ગરજ મતલબિયા માણસનું કામ છે. એવી બુદ્ધિવાળાનું કદી પણ શ્રેય થતું નથી.

**હાલો**—(સુકાયલા મુખમાંથી દાંતની પંક્તી બાહાર નીકળેલી જાણે ખડબુચાનો ભાગેલો ભાગ હોય તેવા દેખાવવાળો પાતળી ગરદન અને દોરડી જેવા હાથ ઉચા કરીને અમલ કસુંબાના તોરમાં આનંદથી બોલવા લાગ્યો)-અલી સાંભલ્યુ કે! અમે કંઇ એક રાજાને પકડીને બેસી રહીએ નહી. જો એમ કરીએ તો પછી અમારા પેટનું પુરૂ શી રીતે થાય! જુવો આપણો મામો ડુંગરગઢમાં રહે છે તોપણ ગામેગામ આથડે છે ત્યારે તેનું પુરૂ થાય છે. માટે જે આલે તે અંદાતાર.

**મેના**—જે સાક્ષર વર્ગના વિદ્વાન પંડિત કવિ કહેવાય છે. તેની કદર સાક્ષરજ કરે છે. જે રાજા સર્વ વિદ્યામાં નિપુણ છે. તે વિદ્વાન પંડિતને ઓળખે છે જેમ કે અ-પ્રતિમ હીરાને ઝવેરી ઓળખે છે તેમજ હીરો ઝવેરી પાસેજ કીમતવાન થઇ શોભે છે-જેઓ અધુરા છે જે-ઓમાં કાવ્ય શક્તી રૂપી ઝવેરાત નથી તેઓ યાચક સ્વરૂપે ઠેર ઠેર ફર્યાં કરે છે તેની કદર તેમની શકતી પ્રમાણેજ થાયછે. માટે અધુરા કવિયોની વિવેક શકતી તથા જ્ઞાન અને કાવ્ય શકતી અધુરીજ હોય છે. તો પછી તેગની કદર સાક્ષર વર્ગના ભૂપતીયો તેવીજ કરેછે.

**હાલો**—( લમણે હાથ મુકીને ) હશે, ત્યારે આપણને હવે બીજાં એટલાં વરસ કાઢવાનાં નથી, મરવાને માટે નો-

હોતરૂ મહારાજનું આવી ગયું, છે, પણ મારી મરજી જવાની નથી માટે હું જતો નથી. એટલુંજ બાકીછે.

**મેનાં**—તમને ખમ્મા કરે, મારૂ હેવાતણ ચાંમુડા ભવાની રાખનાર છે માટે તમે એવી વાત કરતા માં,-પણ હવે તમને એટલું કહુંછું કે તે રાજપુત્રે આપણને મોટો ઉપકાર કર્યો છે. આપણા ઉપર દુખરૂપી વૃક્ષનો નાશ કર્યો છે, આપણી જીંદગી કેવળ હવે ઘણા કાળ સુધી સુખમાં જવાની છે; તેમણે જે દ્રવ્ય આપ્યું છે તેનો વધારો થાય એવો રસ્તો હવે હું કરવા ધારૂછું. કેટલાક જમીન જાગીર, વાડી, વજીફા, નકરાં ખેતર વીગેરે ખરીદ કરવાં જોઇએ તેટલા માટે વખતે વખત હું પોતે નજીકના ગામડાઓમાં તેની તલાશને માટે નીકળી પડીશ, તેમાં કદાપી મને આવતાં વિલંબ થાય તો તમે મારી કાળજી કરશો નહીં; આજે આપણા ઘર ધંધામાં ઉપયોગમાં આવે તેવી બે વિશ્વાસુ સ્ત્રીયો વૃદ્ધ અને પુખ્ત ઉમરની મ્હે રાખી છે. તે પૈકી આખો દીવસ એક બાઇ તમારી સારવારમાં હાજર રેહેશે અને એક બાઇ રસોઇ વિગેરે ઘર કામનો તમામ બોજો ઉપાડી લેશે. માહારી મોટી બ્હેન આજેજ આવી છે તે પોતાનો આયુષ તથા પોતાની તમામ જીંદગી મારી પાસે ગાળવાની છે. તેને મારા અખીકારનું કામ તમામ દેખરેખનું મ્હે સોંપી દીધુ છે જેથી હું હવે કેવળ નિવૃત્ત થઇછું. સવાલાખ રૂપીયામાંથી પચીસ હજાર રૂપીયા જમીન જાગીર ખરીદ કરી તે ઉપર તેને લગતા સાધનો તૈયાર કરવાને રાખ્યા છે અને બાકીના એક લાખ રૂપીયા અત્રેના નગર શેઠ ધનપાલને ત્યાં જમે કરાવીને તેનું વ્યાજ બારે મહીને રૂ ૪૦૦૦ ચાર હજાર રૂપીયા આવશે. તે શીવાય બીજુ ઉત્પન્ન પણ ખટપટ કરી જમીન ખરીદ કર્યા પછી

થશે. માટે પ્રભુ ઇચ્છાતો સર્વ કાર્યનો સુધારો થવાનો સમય ઇશ્વરે બક્ષીસ કર્યો છે. તેથી હવે આપણે ખરા અંતઃકરણથી તે રાજકુમારનો જય ઇચ્છવો જોઇએ.

**હાલો**—ખરી વાત છે—આપણાથી તો તેમાંનું કંઇ થવાનું નથી. આવેલાં નાણાંનો જે ઉપયોગ કરવો ઘટે તેવો કરવાને હવે તમે તમારી મેળે ગમે તેમ કરજો; એમ કહીને હાલો માંચામાં આડો થઇ પડીને ઘોરવા લાગ્યો.—

હાલો નિંદ્રા વશ થયો એટલે મેનાં તેની પાસેથી આગળતાથી ઉઠીને પોતાના ઘર કામમાં ગુંથાઇ—

---

## પ્રકરણ ૪ થું.

### વસંત તિલિકા.

મોહાન્ધિના હૃદયમાં નહિ નીતિ ભાસે
લોભે કરી વિકળતા સહસા પ્રકાશે
વાધે ઘણા અરિ સમૂહ સુકિર્તિ નાસે
વાસે નહિ ભુવનમાં ક્ષણ તે વિલાસે—

### દિલ્હિમાં અલાઉદ્દીન

વિક્રમ સંવત. ૧૩૫૧ ના સુમારમાં દિલ્હિના પાય તખ્ત ઉપર પોતાના વૃદ્ધ કાકા જલાલુદ્દિનને મારી નંખાવીને અલાઉદ્દીન ગાદી ઉપર બેઠો હતો; તે સમયમાં તે ગાદી ઉપર વારસાઇનો હક ધરાવનાર પાદશાહી કુટંબનો તેણે યુક્તીથી અને ઘણી નિર્દયતાની સાથે ઘાત કરાવ્યો હતો; તેજ વખતમાં તેણે કૈકુબાદને પણ મારી નંખાવ્યો હતો. અલાઉદ્દીને ગાદીએ બેસતાંજ અનિતિ અને નિર્દયતા વાપ-

રી- હતી, તે શરીરે ઉંચો હતો. તેનાં નેત્ર લંબગોળ સ્વચ્છ અને મોટાં હતાં. પણ તેમાં ચળકતો લાલ રંગ પથરાઇ રહ્યો હતો તેનું મુખ લંબગોળ હતું. તેના શરીરનો બાંધો મજબુત હતો. તેનો સ્વભાવ સાહસ કૃત્ય કરવા ઉપર ઉતાવળો હતો. તે કેવળ દ્રવ્યનો તથા રાજ્ય સત્તાનો લોભી હતો. તે પોતાના ધર્મ ઉપર ચુસ્ત હતો. હિંદુ ધર્મ ઉપર તેને દ્વેશ હતો. તેઓને ભ્રષ્ટ કરી પોતાના ધર્મમાં ફસાવ-વાને તેનું પ્રયત્ન હતું તે કેવળ નિર્દય હતો. હરકોઇનો નાશ કરવો તેમાં તેને કંઇ પણ ડર નહોતો; સ્વાર્થને માટે તે પ્રપંચી હતો. લઢવામાં શૂર તથા એકકો હતો. તે શૂરતે બહુ ચહાતો હતો સમય સુચકતા ઉપર ઘણો ચપળ હતો; તેની વખતમાં તેના દેખરેખ નીચે ખીલજી વંશના પઠાણ અમલદારો હતા. તે કેવળ ક્રૂર અને નિર્દય હતા, તેની કા-રકિર્દીમાં હિંદ પ્રજાને રાત્ર દીવશ ભય વડે કરીને ઉજાગરો વેઠવો પડતો હતો. ઠેર ઠેર બખેડા ઉભા થતા હતા. અને તે શમાવવાને લશ્કર આમ તેમ જતુ હતું. તે વખતમાં ઉતર ભાગમાં તથા મધ્ય ભાગમાં તુર્ક મુસલમાન પઠાણ અને મોગલ વીગેરેનો ઘણો ભાગ હતો. તેમાં પરસ્પર છુ-પા કાવાદાવા ચાલતા હતા. છુપી રીતે તેઓમાં ટોળાં લો-ગાં થઇ જુદા જુદા પ્રકારના પ્રપંચી તરંગ રચના કર-તા હતા. સંપૂર્ણ ઐકયતા નહોતી તેથી ઘણા હુમલા થ-તા હતા. જેનું વિશેષ બળ હોય તે સામ્હાને મારીને પા-દશાહ થઇ જતા હતા, કેટલાક ખંડીયા રજપુત રાજાઓ, અલાઉદીન તરફથી નિમાયલા મુસલમાન સુબા હતા તેઓની સાથે વારંવાર બળવા કરતા હતા. વાય્વકોણમાં ઘાટોના માર્ગે મોગલોની સ્વારીયો ચઢયા કરતી હતી, આ પ્રકારે બધાં બનાવોમાં મારામારી અને કાપાકાપી ઘણી થતી હતી; રૈયતમાં લુટફાટ થવાથી પાયમાલ સ્થીતી થઇ હતી.

આ વખતમાં ગુજરાતમાંથી પ્રવાસ કરતો શોકથી શુષ્ક થએલો ક્રોધથી તપ્ત થએલો અને વીકલતાના સપાટામાં વીંધાએલો એક બ્રાહ્મણ વેર વાળવા માટે તથા ગુજરાતના બાહોશ યોદ્ધા કરણ ઘેહેલાના રાજ્યનાં મુળનું નિકંદન કરવાને માટે માધવ નામનો મંત્રી દીલ્હીમાં આવીને રહ્યો હતો. તે અલ્લાઉદ્દીનને ગળવાને માટે પ્રયત્ન કરતો હતો. તે પણ દિલ્હી દરબારમાં અલ્લાઉદ્દીનની સભામાં આવીને બાજુએ બેઠો હતો. આ વખતે સભામાં હિંદમાં થતા બળવાને માટે વાતચિત ચાલતી હતી. સભામાં સંપુર્ણ શાંતતા પ્રસરાઇ હતી. તખ્ત ઉપર બાદશાહી લેબાશથી અલંકીત થએલો અલ્લાઉદ્દીન બિરાજમાન થયો હતો જમણી બાજુએ સેન્યાપતી વીગેરે મોટા સરદારોની બેઠક થએલી હતી ડાબી બાજુએ મુસદ્દી વર્ગ તથા દિલ્હીમાં રહેનારા અમિર ઉમરાવોની બેઠક થએલી હતી.

અલ્લાઉદ્દીને પોતાના વઝીરો પૈકી મલેકજેબ પ્રત્યે બોલવા લાગ્યો—ફીરોઝપુર અને ફરીદકોટ તરફ બંડ થયું હતું તેનો પરીણામ કંઇ જણાયો કે!

**મલેકજેબ**—હાજી! ખુદાતાલાની મેહેરથી તે બંડ શમી ગયું છે.

**અલ્લાઉદ્દીન**—બીજી કંઇ ખબર મળી છે!

**મલેકજેબ**—હાજી! એ વાત ઘણી ફાયદેમંદ છે, આપનો હુકમ હોય તો તેમ કરવામાં આવે—મધ્ય હીંદુસ્થાનમાં સિંહાદ્રી પર્વતની તલેટીમાં સીદી મૌલા નામનો એક ફકીર છે તે દરરોજ હજાર ફકીરને અચ્છી તરેહથી ખાવાનું આપે છે. તેની ઝુપડીમાં જ્યારે તપાસ કરનારે કર્યો ત્યારે તેમાં તેને પેહેરવાનો ખલકો હતો તે શિવાય બીજું કંઇજ જોવામાં આવતું નથી,—તે જેટલો દરરોજ ખરચ કરે છે તેનો કંઇ પણ હીસાબ કે પત્તો નથી.

ઘણા વરસથી સીદી મૌલાની જેએ એવો ઉચ્ચાર ઘણા ફકીરો કર્યા કરે છે. એક વખત મુગલોનું ટોળુ આ તરફથી મોકલેલું હતું તેઓ હુમલો શમાવીને પાછા વળતી વખતે તેમને એ ફકીરે બરદાસ્ત ખાતર રોક્યા હતા તેમને તે મુગલોના લશ્કરને જે જોઇએ તે ખોરાક તથા ઘોડાંને ચંદી વીગેરે તમામ પુરો પાડ્યો હતો. તે મુગલોના સરદારે આ ફકીરની પાસે કંઇ કરામત છે તે જોવાને ગયો હતો છતાં તેની ઝુપડીમાં કંઇ પણ જોવામાં આવ્યું નહી. તેથી તેને અચંબો લાગ્યો,- તેણે બારીક નજરથી જ્યારે તપાસ કર્યો ત્યારે આજુ બાજુના લોકોથી જણાઇ આવ્યું કે તેની પાસે પારસમણી છે.

**અલ્લાઉદ્દીન**—( એકી ટસે કેટલીકવાર મલેકજેબ તરફ જોઇને ) અલબત, એમજ કંઇ હેતું જોઇએ. તે ફકીર પાસે કંઇ પણ કરામત હોવીજ જોઇએ.

**મલેકજેબ**—ગરીબપરવર! એક બીજી બાતમી એવી મળે છે કે તે ફકીરોનો ખોરાક પુરો શી રીતે પાડે છે તે જોતાં જણાઈ આવ્યું છે કે ઇંદોર અને ઉજ્જન તરફથી તમામ અનાજ ઘીઇ શાકર ખાંડ વીગેરે મંગાવે છે. તેના તાબામાં બસે ફકીરો રાત્ર દીવશ રહે છે તે તમામ હથિયારબંદ અને સાવચેતી વાળા છે તેઓ સોનાનાં ગચ્છાં તૈયાર કરેલાં લઇ જાય છે તેને વેચે છે અને સામાન લાવે છે.

**અલાઉદ્દીન**—એમ છે કે! ત્યારે તો જરૂર તેની પાસે પારસમણી હોવો જોઇએ.

**કાફુર**—( એટલામાં નજીક બેઠેલો કાફુર બોલી ઉઠે છે ) ગરીબપરવર! એવા ફકીર પાસે પારસમણી શોભેજ નહી

એ તો દીલ્હીની ગાદી ઉપર હોય તો ખુદાની મેહેરબાનીથી સઘળાં કામ સુધરી જાય.

**અલાઉદ્દીન**—આપણા જેટલા એક્કા છે તે તમામ એકાની સાથે આપણે તે તરફ જવું.

**મલેકજેબ**—ગરીબ પરવર ! એવા ફકીરની પાસેથી પારસમણી લેવામાં બહુ મહેનત નથી માટે આપને તે તરફ પધારવાની તસ્દી લેવા જરૂર નથી.

**અલાઉદ્દીન**—( મનમાં-કદાપી મલેકજેબ અગર કાફુર તે ફકીર પાસેથી પારસમણી છીનાવી લેવાને જાય, અને તે પારસમણી તેઓ પોતાની પાસે છુપો રાખી મુકીને અહીંયાં આવીને એમ જણાવે કે તે વાત ખોટી છે તેની પાસે પારસમણી નોહોતો અથવા તો તેની પાસેથી કંઇ પણ જણાયું નહી. એમ જુઠું સમઝાવે તો તે અમુલ્ય તક આપણે ગુમાવી બેસીયે માટે સાથે જઇને અવસ્ય ખાત્રી કરવી જોઇએ એમ મનમાં સંકલ્પ વિકલ્પ દ્વારાએ નિશ્ચય કરીને સ્થિર થઇને ) અલબત જો કે તેમાં માહારી જરૂર નથી પણ એ કરામતી ક્રીયા જોવાની મને ઘણી ઇચ્છા થઇ છે માટે હું પણ ત્યાં આવું એમ નકી થાયછે. માટે આવતી કાલે અહીંથી નીકળી પડવું. મારી સાથે કાફુરે આવવું જોઇએ મલેકજેબ, આ તરફ મારા આવતા સુધી દેખરેખ રાખે, આપણી સાથે એક હજાર અચ્છા શુરા માણસો રાખી લેવા;–

**કાફુર**—બહુ સારૂ-હું એજ બ્યવસ્થા આજરોજ કરૂછું.

ઉપર પ્રમાણે વાતચિત ચાલી રહ્યા પછી દરબારમાંથી બાદશાહ જનાનખાંનામાં ચાલ્યો ગયો. સર્વે પોત પોતાના મુકામે ચાલ્યા ગયા. પ્રાતઃકાળ થયો એટલે ઘોડેસ્વાર થઇ બાદશાહ ઉતમ પ્રકારની સેન્યા લઇને રસ્તો કાપવા માંડયો

કેટલેક દીવસે સિંહાદ્રી પર્વતની તળેટી તરફ આવી પોહોચ્યા; સાથેનું લશ્કર ભયંકર ડુંગરાઓની ખીણમાં છુપુ રાખીને વેશ બદલીને છુંપા હથિયારથી ફકીરી ડોળથી બાદશાહ અને કાફુર તથા બીજા એકઠા પંદર વીશ માણસોના જ-થ્થાથી સીદી મૌલાની ઝુંપડી તરફ પ્રવેશ કરવા માંડયો, આ વખતે સાયંકાળ લગભગ થવા આવ્યો હતો, કૃષ્ણપ-ક્ષની અમાસનો દિવશ હતો; કેટલાક ફકીરો બપોરની વખતે ખાદ્યને રસ્તે પડયા હતા, બાકીના રાત્ર દિવશ રહેનારા ફકીરો સુમારે બસો માણસો મોટાં મોટાં વૃક્ષની નીચે ઝું-પડીયોમાં રહેતા હતા, સીદી મૌલા એક મોટા શીલા ઉપર મૃગચર્મ ઉપર પડી રહ્યો હતો તેની ચામડીનો રંગ જાંબુ ના રંગને પણ માત કરે તેવો હતો તેની ઉંમર સુમારે પંચાણું વરસની હતી પણ દેખાવમાં ચાળીસ વરસની ઉમ-રનો હોય તેવો જણાતો હતો, તેનું માથુ ઘણું મોટું હતું તેનું કપાળ વિશાળ હતું તેનું નાક ચપટું અને હોઠ જાડા હતા, શરીરે ઠીંગણો અને હૃષ્ટપુષ્ટ હતો તેના પગની પેંડીયો ઘણી મજબુત હતી. તેના હાથના બાહુ દંડ ઘણા મજબુત અને જાંડા હતા તેની ગરદન પાડાના કાંધ જેવી જાડી હતી તેનાં નેત્ર સફેત તથા નેત્રની કીકી શામ વર્ણની હતી તેના માથા ઉપર ટુકા ટુકા વાળ આંમળાઇ ગએલા ગુંછળાં વળેલા હતા, તેની પાસે બે ફકીરો તેના જેવાજ મજબુત હતા. તે બન્ને સીદી મૌલાના પગની આગળ નીચાણમાં બેઠેલા હતા. આજુબાજુ સુગંધી પુષ્પોનો બાગ હતો અને તેની આજુબાજુ અત્યંત ઘટ્ટ વૃક્ષથી શુભોભિત ડુંગરની ટેકરી હતી. નીચાણમાં નદી વેહેતી હતી. તેના કીનારા ઉપર અનેક પ્રકારનાં ઝાડનાં જુથ્થ શોભી રહ્યાં હતાં. તે સઘળુ ઓળંગીને દીલ્હીથી નીકળેલા સીદીમૌલાના દર્શણના ઉમેદવારો અનાયાસ ઝુપડીમાં દાખલ થયા.

ઝુપડીમાં નવા આવનાર પ્રવાસીયોને સિદીમૌલાએ જો તાંજ તેમને બેસવાને સાન કરી, આ મુસાફરોમાં આગેવાન અલ્લાઉદ્દીન હતો તેણે પણ પોતાનો વેશ બદલ્યો હતો; તેથી ઓળખાણ તેમ નોહોતું. સીદીમૌલાએ તેમને ખાનપાનની ખાતર માટે પોતાના પાસે બે ફકીર શેવકો હતા તેમને સાન કરી એટલે તેમાંથી એક ઉઠીને બાહાર ગયો. પછી તુરત થોડીવારમાં પાછો આવ્યો. તે પોતાના બન્યો હાથમાં મોટો ટાટ પકડયો હતો તેમાં દ્રાક્ષ, પીસ્તાં, ચારોળી, મીઠાઇ અને બાજરીના રોટલા તથા ખીચડી બરેલી હતી. તેમાં શાક હતું તે સાથે પાણીનું મોટુ વાસણ ઉચકનારો બીજો કોઇ સીદી હતો, તે સઘળુ આવેલા મિજબાનોના આગળ મુકી દીધું. મુસાફરમાં આગેવાન મુસાફરે આ સઘળુ જોઇને તે વસ્તુ ખાવામાં વાપરવાને મરજી બતાવી નહી, સીદીમૌલાએ પરોણાગતની સરભરા કરી હતી તે નહી સ્વિકારવાનું કારણ ઘણું ઉડું હતું, સીધીમૌલાનું અન્ન ખાધા પછી તેને મોટી નુકશાનીમાં નાંખવો એ બનિ શકે કહી તેમજ જે વસ્તુ તેની પાસેથી પ્રાપ્ત કરવાની છે તેમાં કદાપી બળાત્કાર કરવામાં ઝપાઝપી થાય તો સ્વીકાર કરેલા અન્નના ઉપકારને લાંચ્છન લાગે એવો વીચાર મુસાફર આગેવાનને આવવા લાગ્યો તેથી તે તમામ સરભરાનો ઘાટ જોઇ આગેવાને માથુ હલાવીને તે લેવાની ના બતાવી, તે વખતે સીદીમૌલા બોલ્યો, જુવો ભાઇ ! આ મુકામમાં આવનાર કોઇ પણ મુસાફર અન્ન પાણી લીધા વગર જતો નથી. તમે શા માટે લેતા નથી તમે કોણછો. કયાંના રહેનાર છો. અને કયાં જાઓછો !

**આગેવાન મુસાફર**—અમે મુસાફર છીએ, ખાસ તમારા દરશનનો લાભ લેવા સારૂ આવ્યા છીએ. તમે ફકીર છો ખુદાના વલીછો, તમે એકલા જંગલમાં પડયાં રહોછો

તમો કોઇ જગોએ પૈશા ઉઘરાવવા જતા નથી છતાં સેંકડો મુસાફરોને અન્ન આપીને તેમનો જીવ શાંત કરોછો, પરોપકાર કરોછો એ તમારી કરામત સાંભળીને તમને જોવાને સારૂ આવ્યા છીએ.

**સીદીમૌલા**—દેખો ભાઇ ! કરામત ખુદાના નામનીજ, પરમેશ્વરે જે રચના કરી છે તેમાં કોઇ ફેરફાર કરી શકતો નથી.

**મુસાફર**—વારૂ ઠીક છે ! ત્યારે તમે આટલો બધો ખરચ ક્યાંથી પુરો પાડોછો ! કરામત શિવાય એવી રચના બને કેમ.

**સીદીમૌલા**—દેખો ભાઇ, આપવાવાળો એજ ખુદા છે. અને લેવાવાળો પણ એજ છે.

**મુસાફર**—આપવા વાળો ખુદા છે એ વાત ખરી પણ તે તમને દરરોજ આપે છે કે કેમ અને આપે છે તો તે શું આપે છે.

**સીદીમૌલા**—અરે ભાઇ! તમે તમારૂ કામ કર્યાં કરો. ફકીરના કામમાં તેનો પાર લેવાને તમને શું હાંસલ છે.

**મુસાફર**—મને તમારા જેવા ઉપર દયા આવે છે એટલા માટે ખરી ખબર પુછુછું; એમાં અમારે કંઇ ગરજ નથી.

**સીદીમૌલા**—( જરાક વિચારમાં પડીને ) અરે ! દયા શી બાબતની !

**મુસાફર**—તમારે માથે એક મોટી આફત ગુજરવાની છે જેમાં તમારા જ્ઞાનની ખુવારી છે.

**સીદીમૌલા**—( એકદમ ચમકીને અકડ બેઠો થયો ) કહો ભાઇ મોહારી ઝાન લેનારને શું ફળ હશે.

**મુસાફર**—કંઇ પણ ખરી બાતમી લાગવાથી તે લોભ ઉપર ફસાયલા માણસો ગમે તેમ કરી બેસે છે.

**સીદીમૌલા**—એવી કંઇ પ્રકારની મારે માટે ખાતમી કોઇ-
ઇને પણ મળી હશે.

**મુસાફર**—જો તમે સાચુ બોલો તો તે વાત કહુ અગર
નહી કહો તો અમે અમારે રસ્તે ચાલ્યા જઇશું પછી
તમે તમારો જાન બચાવવાને શકતીવાન નહી થાઓ એ
વાત તમે નકી સમઝજો.

**સીદીમૌલા**—મ્હે કોઇનું બગાડયું નથી. છતાં દરરોજ ધ-
રમાદા ખાતે ફકીરોની શેવા કરૂછું ખુદાની બિંદગીમાં
મસ્ત રહુછું હું વસ્તીમાં પણ રહેતો નથી મને કોઇની
સાથે રાગ દ્વેશ નથી. મને કોઇ પ્રકારની ઉપાધી નથી.
હું કોઇની ખટપટમાં ઉભો રહેતો નથી. મારી પાસે
કોઇ પણ ઠેકાણે છુપું ધન નથી, ફકત એક કપડું છે.
પાણીને માટે આ તુંબડી છે. પાથરવાને અગ, તથા વા-
ઘનું ચામડું છે ખાવાને માટે બાજરીનો સુકો ટુકડો
છે પાણી પીવાને માટે ખુદાની મેહેરબાનીથી નદી વહ્યાં
કરે છે વાસણમાં ખાખરાનાં મોટાં પાંદડાં છે. એકાંત
જંગલનો અવાસ છે તમારા જેવા મુસાફરોની ચાકરી
કરૂછું. છતાં મારા ઉપર આફત લાવનાર ઘાતકી અને
કૂર તથા ખુદાનો ગુનેગાર એવો કોણ હોવો જોઇએં.

**મુસાફર**—( ફકીરનું આ પ્રમાણે વાકય સાંભળી મુસાફર
શરમિંદો થઇ જરાક નિચી નજરે જોઇને વિચાર કરીને
ફરીથી બોલવા લાગ્યો ) અરે સીદીમૌલા ! તમે જંગ-
લમાં રહીને આટલુ બધુ કરી શકોછો તેના માટે કોઇને
પણ અજાયબી શક આવવોજ જોઇએ એવો વિચાર
તમે કેમ કરતા નથી.

**સીદીમૌલા**—એ મુસાફર ! તમે જે કહેતા હશો તે વાત
વ્યાજબી છે પણ હું ખુલાસો માગુછું કે તે વાત ખુ-
રેખરી મને કહી દ્યો.

**મુસાફર**—તમારી પાસે પારસમણી છે તેથી કરીને તમે સેંકડો મણ સોનુ બનાવીને ફકીરોની શેવા કરોછો એ તો તમે ઠીક કરોછો પણ તે વાતની દિલ્હીના પાદશાહ અલાઉદ્દીનને ખબર પડી છે તે અત્યારે તમારા ઉપર છાપો મારીને તમારો નાશ કરી તે પારસમણી લઇ જવાના છે માટે તમારી મદદે અમે આવ્યા છીએ. જો કે તે પારસમણી હોય તો તમે અમને બતાવો જો કે તે મણીનો અમારે કંઇ પણ ઉપયોગ નથી પણ તે અમને બતાવીને તમે તમારી પાસે રાખો પછી તેની અમને ખાત્રી થાય તો અમે તમને તમારા બચાવ માટે મદદ આપીએ.

**સીદીમૌલા**—( જરાક હસીને ) અરે ભાઇ! એ બધી વાત ગલત છે; વાત કહેનાર અને સાંભળનાર ઝખ મારેછે. અમને મરવાનો ડર નથી. જનમ થયોછે ત્યારથી નિશ્ચય છે કે વેહેલુમોડુ મરવું છે, તે અલાઉદ્દીન નિર્દય અને લોભી તથા ખુનિને હું બીલકુલ ગાંઠતો નથી એમ કહીને તેની આંખ્યો ક્રોધથી લાલ થવા આવી અને ત્વરાથી ઉભો થઇ એક કમાન અને પચાસ તીરનો ભાથો લીધો ભાથો પીઠ ઉપર ચઢાવી દીધો અને કમાન હાથમાં પકડી. તે વખતે તેના બન્યો સાથી સીદી ફકીરોએ પણ તેજ પ્રમાણે હથિયાર સજ્જ થઇને બેઠા તેમાંનો એક ફકીર બાહાર નીકળીને એક ઢોલ હતું તે તેણે ઘણા વેગથી તથા જોરથી વગાડવા માંડ્યું—ઢોલ વાગતાંજ આજુબાજુની ઝુપડીયોમાંથી બસેં ફકીરનો કાફલો ઢાલ તલવારની સાથે તથા તીર અને કમાનની સાથે સજ થઇ આવવા લાગ્યા. મુસાફરના આગેવાને પોતાની સાથેના કાફુરને નેત્ર પલ્લવીથી ઇસારત કરી એટલે તે તુરત ઉભો થયો એટલે મુસાફરનો આગેવાન

ઉભો થયો,–સીદીમૌલાએ ઉભા થવાનુ કારણ પુછયું તે વખતે જવાપ આપ્યો કે, હમે અમારે મારગે ચાલ્યા જઇશું. અમે સાંભળેલી વાત તમને વિદિત કરી છે. હે સિદીમૌલા તમે ધર્માત્માછો તેથી તમારો જરૂર જય થશે તમે ખુદાના વલીછો. તમ ફકીરોનું પાલણ કરનારછો. માટે તમારા ઉપર ખુદા ખાસ મેહેર કરશે; અમે તો તમારા ભલા માટે કહ્યું છે.

**સીદીમૌલા બોલ્યો**—એ મુસાફરો ! તમે આમકાન જોયો છેજ કદી કોઇ વખત આવતા જતા આ રસ્તે થઇને જાઓ ત્યારે અમારી ઝુંપડી પવિત્ર કરજો.

**મુસાફરનો આગેવાન**—બહુ સારૂ, એમ કહીને તે મુસાફર પોતાના પાંચ સાત માણસો વેશધારી બનેલા હતા તે ઝડપથી વેગ સાથે ડુંગરની ખીણમાં અલોપ થઇ ગયા–થોડીવાર થઇ એટલે ઘોડા ઉપર સ્વાર થઇ લસ્કર સાથે સીદીમૌલાની ઝુંપડી આગળ ઘેરો ઘાલેલો જણાયો જેમાં આગેવાન કાફુર અને અલાઉદીન બાદશાહ હતો આ વખતે સૂર્ય અસ્ત થવાનો વખત નજીક હતો સરાસરી ત્રણ ઘડી દીવસ રહેલો હશે–ડુંગરનાં ઉચાં શિખરોની પાછળ સુર્ય નમ્યો હતો તેથી સાયંકાળનો સમય જલદી નજીક આવતો જણાતો હતો પક્ષિયો પોતાનો ખોરાક લેવનું કામ અટપી ઉચાં તથા વીસ્તારવાળાં વૃક્ષ ઉપર નિવાસ કરવા લાગ્યાં હતાં. ચારે બાજુ સિહાદ્રી પર્વતના શીખરો આકાશને ભેદી ઉચાં ગયેલાં હતાં તે વચમાં મોટું મેદાન હતું. આ તરફ સીદીમૌલાના ફકીરો નવિન આવેલા મુસાફરોએ આપેલી ચેતવણીથી હથીયારં સજી તયાર થએલા હતા. તે તમામ ફકીરોમાં જુદી જુદી જાતના મુસલમાન ફકીરો હતા જેમાં ધર્મ ચુસ્ત

અને અલ્લાહની ખાતર પોતાનો ઝાન બખ્સનાર તથા પોતાના ઉસ્તાદ માટે માથું આપનાર કેવળ નિમકહલાલ પચાસ ફકીરો સીદીજાતના સીદીમૌલાના ખાસ પ્યારા હતા. તે સીદીમૌલાની ઝુંપડી આગળ મેદાનમાં ઘણા ઉમંગની સાથે ઉભા રહેલા હતા. સિંહાદ્રી પર્વતની તાજી હવા લેનારા બેફિકરા અને મસ્ત હતા તેઓ ઘણા મજબુત હતા, તે સત્ય બોલનારા અને દયાળુ ફકીર હતા; ફકીરોનો ધર્મ યુદ્ધ કરવાનો કે મારવા મરવાનો નથી એમ તેઓ સમઝતા હતા તોપણ તેઓ પોતાના ઉસ્તાદ ઉપર આવેલી આફતનું નિવારણ કરવાને પોતાનો ઝાન બખ્સવા વાર લગાડે તેવા નોહોતા; તેઓ નિશ્ચિંતપણે પર્વત પ્રદેશમાં મસ્ત હાલનો પ્યાલો પીનારા હતા. તેથી તેમના અંગમાં ઘણી તાકાત હતી. તેની સાથે તેમને મરવાનો બીલકુલ ભય નોહોતો,-તેઓ પોતાનો ઝાન બચાવવાને કોઇ પ્રકારે પણ સંધી કરવી એમ સમઝયાજ નોહોતા; ખુદાને માટે તથા ઉસ્તાદને માટે માથુ આપવું એજ બોધ તેમના અંતઃકરણમાં ફેલાઇ રહેલો હતો. આહાવી પ્રકારના ફકીરો હથીયારથી સજ્જ થએલા પોતાની પાસ મુખ શત્રુઓનું સૈન્ય જોઇને અડગ રહેલા ઉસ્તાદનું રક્ષણ કરવાને માટે તયાર થઇ રહેલા હતા. એટલામાં એક સ્વાર સામ્હેના લસ્કરમાંથી સીદીમૌલાની ઝુપડી આગળ આવ્યો અને તુરત ઉતરીને સીદીમૌલાના આગળ આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો જેમાં ફારશી લીપીમાં લખેલું હતું.

સીદીમૌલાએ તે પત્રનું પરબીડીયું તોડીને કાગળ વાંચવા માંડયો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

દીલ્હી તખ્તનશિન બાદશાહ અલાઉદીન તરફથી સીદી મૌલાને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ત

મારી પાસે પારસમણી છે તે તમે તમારી જાનનો બચાવ થવાની આશા રાખતા હો તો તુરત અમારે સ્વાધીન કરો, તે પારસમણી અમને સ્વાધીન નહી કરો તો તમને ખુદાનો રસ્તો બતાવી પડાવી લેવામાં આવશે.

આ પ્રમાણે મતલબ વાંચી સીદીમોલાએ આવેલો સ્વાર જે કે બાદશાહનો એકકો હતો. તેને ક્રોધથી તપ્ત થએલો ફકીર કહેવા લાગ્યો કે—હમારી પાસે તો ખુદાના નામ રૂપી પારસમણી અમારા અંતઃકરણમાં છે તે બાહાર નીકળી શકે તેવું નથી—જાઓ અને તમારા બાદશાહને કહો કે તમારા જેવા સાહસ કામ કરનારનું કદી પણ ભલુ થવાનું નથી. અમે કહીએ છીએ કે અમારી પાસે પારસમણી નથી તેમ છતાં તમે વેહેમ લાવીને જ્યારે તે વાત નહી માનો તો તેનો કાંઈ ઈલાજ નથી. અમે લડવાની ઇચ્છા રાખતા નથી, તમે ખુદાને વાસ્તે જેવા આવ્યાછો તેવા હુજ્જત કર્યા વિના પાછા ચાલ્યા જાઓ અમારી પાસે તેમાંનું કંઈજ નથી, એ વાત સત્ય માનજો.

**એકકો સ્વાર**—તમારૂ કેહેવું બાદશાહ માનશે નહી માટે જો તમારૂ ભલુ ઇચ્છો તો તમે પારસમણી આપો—શા માટે તમે તમારા જાનનો નાશ કરવા ઇચ્છોછો!

**સીદીમોલા**—અરે ભાઇ! ખુદાને માટે સાચેસાચુ કહીએ છીએ.

**એકકો સ્વાર**—હું તમને કહુછું કે તે વાત બાદશાહ કબુલ નહી કરે—જરૂર તમારી સાથે લડાઇ કરશે.

**સીદીમોલા**—મરના હક્ક હે—જીના જુંઠ હે.

**એકકો સ્વાર**—બહુ સારૂ જેમ તમારી મરજી—એમ કહીને સામ્હેના લશ્કરને હુરનસ બજાવીને બાદશાહને તમામ હકીકત વિદિત કરી—કે તુરત રણતુર વાજીંત્ર વાગવાની શરૂવાત થઇ અને લશ્કર ઝુંપડી તરફ આવવા લાગ્યું—

આ તરફ યા અલ્લાહ હજરતપીર એવો એકેવારે ફકીરો ના ટોળામાંથી શબ્દ નીકળવા લાગ્યો—મ્યાનમાંથી તલવાર ખેંચીને ફકીરોનું ટોળુ આવેલા લશ્કર સામે તયાર થઇ ગયું—બાદશાહનું લશ્કર પયદલ શુરા સીપાઇયો ઢાલ તલવાર લઇ સામે થઇ ગયા એકદમ સામાસામે લથબથ અડોઅડી ભેટમભેટ થવા લાગી. યા અલ્લાહ, એવા શબ્દની સાથે વીદ્યુત જેવી ચળકતી તલવારના ઘાવ એક બીજાની કાંધ ઉપર પડવા લાગ્યા. તલવારની એકજ ઝટકાની સાથે એકેક એકકો જમીન ઉપર પડવા માંડયો તેજ પ્રમાણે ફકીરો પણ જમીન દોસ્ત થવા લાગ્યા. સરાસરી ત્રણ કલાક સુધી લડાઇ અંધારામાં સંપૂર્ણ થઇ તમામ ફકીરો તલવાર નીચે નીકળી ગયા અને મરણ પામ્યા બાદશાહના લશ્કરમાંથી બસેહ ફકીરોની તલવાર બળ વડે કરીને પાંચસે પયદલ કપાઇ ગયું. એવામાં એક તીર પડખામાં સીદીમૌલાને વાગવાથી તે પણ અવાચક થઇ જમીન ઉપર પડયો. એ સમયે ફકીરોમાનુ કોઇ પણ રેહ્યું નહીં—યા અલ્લાહ શબ્દની સાથે પાદશાહી લશ્કર જે શેશ રહુ હતું તે તથા બાદશાહ અલ્લાઉદીન અને કાફુર તમામ સીદીમૌલાના શબ આગળ ઉભા રહ્યા. રાત્રીનો વખત હોવાથી ફાનસોમાં અજવાળુ કર્યું હતું. તે અજવાળાથી સીદીમૌલાની ઝુંપડીમાં તમામ જગોએ તપાસ કર્યો તથા આજુબાજુ બારીક નજરથી જોયું પણ પારસમણીનો પત્તો લાગ્યો નહી. સીદીમૌલા જ્યાં પડ્યો હતો ત્યાં તેને તપાસ્યો તે વખતે તે જાણે મરી ગયો હોય તેવો શબવત્ થઈ ગએલો હતો તેનાં તમામ કપડાં વીગેરે તપાસ્યાં છતાં તેમાંથી પણ કંઇ નીકળ્યું નહીં. તેની ઝુંપડીની અંદરની તમામ જમીન ખોદી નંખાવીને તપાસ કર્યો તોપણ તેથી કઇ વળ્યું નહીં છેવટે નિરાશ

થઇને ત્યાંથી રાતોરાત કુચ કરીને ચાલવા માંડ્યું. પારસમણીનો પત્તો નહી લાગવાથી તથા સીદીમૌલા જેવા ફકીરનો નાશ કર્યો તેમાં પોતાનાં કેટલાંક માણસો કપાયાં તેથી કરીને અલાઉદ્દીન પસ્તાવા લાગ્યો—સીદીમૌલા જેવો ધર્માત્માને માર્યો તેથી તે કામ અઘટિત કર્યું છે તથા તે દયાજનક છે એવો વિચાર અલાઉદ્દીનમાં કદી પણ આવ્યો નહોતો પણ તે માત્ર પારસમણી પામ્યો નહી તેટલાજ માટે નિરાશ થયો હતો.—છેવટે આ પ્રમાણે રમણ ભમણ કરીને દિલ્હી તરફ વળ્યો.—

## પ્રકરણ ૫ મું.

### ભયંકર રાત્રીમાં એક અજાણ્યો મુસાફર.

### શિખરણી.

અનાયાસે ભાસે વિકસિત પ્રકાશે વળિ ખશે
વિકાશે ને નાશે વિવિધ ક્રમ વાશે વળિ ધશે
ફના દીશે જ્યારે ગુણીજન વિચારે ઉર મહી
દિસે મિથ્યા સર્વે સત ચિત વિના કાંઇજ નહી.

સીદીમૌલાના તમામ માણસો મરાયા; સીદીમૌલા પણ મર્ણ પામ્યો છે એમ સમજીને લસ્કરની ટુકડી ચાલી ગઇ હતી, આ વખતે રાત્રીના દસ વાગ્યાનો સુમાર હતો, આજની રાત્રી મહા ઘોર અને ભયંકર જણાતી હતી, રાત્રીએ ફરનારાં પક્ષીયો ઘુડ ચીબડીયો શીયાળ, વીગેરે જમીન ઉપર પડેલાં મડદાંને ચુથતાં હતાં. કેવળ અંધારૂં હતું. ચારે બાજુ સિંહાદ્રી પર્વતની ઉચી શીરાઓના મધ્યુ ભાગમાં ઝાડથી લથબથ થએલો ઘાઢો જંગલ હતો તેમાં ઘણી જગોએ ટેકરા ટેકરી અને ઉંડી ખીણો હતી. તે ખીણમાં ક્રુર પ્રાણીયોનો નિવાસ હતો. છેક ઉંડાણ ગુફામાં સિંહ

અને વજ્રનો અવાજ આવતો હતો; પવનનો સપાટો આખા જંગલની વનસ્પતિયોનો સ્પર્શ કરીને મંદ મંદ ચાલતો હતો, સાગના વૃક્ષનાં પાંદડાંનો ખડખડાટ સંભળાતો હતો. કેટલાંક નાંહાંનાં પ્રાણીયોની આવજા સંહાર થએલાં મડદાં ઉપર થતી હતી; માંસાહારી પશુ પક્ષી વીગેરેનો કોલાહલ રણસંગ્રામમાં પડેલાં મડદાં ઉપર થઇ રહેલો હતો. તે જંગોએ ચીત્તા તથા દીપડાઓ એકેક મડદુ તાણી તાણીને નીચેની ખીણમાં લઈ જતાં હતાં આ વખતે હીંસક પ્રાણીને દીવાળીનો દીવસ હતો, કેમકે નિર્જન વન હતું. કોઇ પણ ફકીર બચ્યો સીદીમૌલાની મરતી વખતે સારવાર કરવાને રહ્યો નહોતો. તે સીદીમૌલાની ખાતર તમામ ફકીરોએ પોતાનો પ્રાણ લડાઇમાં ખોયો હતો, ફકત સીદીમૌલામાં થોડીક વખતને માટે પ્રાણ રહ્યો હતો. તેને પડખામાં જે તીર વાગ્યું હતું તે તીરથી તેનાં પાંસળાં વીંધાઇ ગયાં હતાં; પણ તે ઘણો મજબુત હોવાથી તેના શરીરનો આત્મા ખસ્યો નોહોતો. પણ તે કેવળ બેભાન હતો, હવે તે મરવાની અણી ઉપર હતો તેના કંઠ પાણી વિના સુકાઇ ગયા હતા. તેને પાણી પીવાની ઘણી ઇચ્છા હતી કોણ પાય! તેણે હજારો માણસોને અન્નદાન કરીને તૃપ્ત કર્યા હતા પણ આ વખતે કોણ હોય! તેનામાં નેત્રનું પોપચુ ઉચુ કરવાની શકતી રહી નોહોતી, તોપણ તેનામાં સ્મર્ણ શકતીની પ્રજ્ઞા રહી હતી, અનાયાસ કુદરતી ક્રિયાએ કરીને તેનાં નેત્ર ખુલાં થયાં. તે વખતે પુર્ણ અંધકાર જણાયો. પોતે પથર કાંકરા મિશ્રિત ખરબચડી જમીન ઉપર પોતાની ઝુંપડીથી થોડે દુર પડયો છે એમ તેને જણાયું. જ્યારે તેણે ધારીને જોયુ તે વખતે એક ઘોડા ઉપર યુવક સ્વાર દીઠો. તે વખતે સિદીમૌલાએ યા અલ્લાહ એવો ઉચ્ચાર કરીને સ્વાર પ્રત્યે બોલવા લાગ્યો.

**સીદીમૌલા**—( સ્વાર પ્રત્યે ) તમે કાણુછો! શું અલાઉદી-નનો સ્વાર છે કે! જો તે તરફનો હોય તો હવે તારી તલવારથી મારા શરીરમાંનો પ્રાણ દુર કરી દે, શા માટે વાર કરે છે. કેમકે હું નાહક દુખી થાઉછું.

**યુવકસ્વાર**—તમે અલાઉદીનને કેમ યાદ કર્યો, શું તમને તેના તરફથી ઇજા થઇ છે કે!

**સીદીમૌલા**—હા, તેણે તમામ ફકીરોનો નાશ કર્યો છે, તું પણ તેનોજ સ્વાર છે એમ જણાય છે–તું શું જુવે છે, હવે હું બચવાનો નથી, મારામાં ઉઠવાની શકતી નથી, મ્હારામાં જેટલી શકતી હતી તેટલી શકતીથી ઘણા પયદલોનો આ તલવારથી ઝાન લીધો છે. હવે હું ખુદાની શેવામાં જાઉછું.

**યુવકસ્વાર**—જો તમને મારા બોલવા ઉપર ભરોસો હોય તો હું તમને કહું નહી તો તેમાં સાર નથી. કેમકે તમે આ વખતે બહુ દુખીછો, તમને તમારા છેવટના પરીણામમાં અલાઉદીન તરફથી થએલી ખુવારીનોજ ભાસ દેખાય છે માટે તમે આ પ્રમાણે બોલોછો.

**સીદીમૌલા**—હા એ વાત ખરી છે. હું છેતરાયો હતો–પ્રથમ મુસાફરના વેશથી જેઓ મારા તરફ મારી મુલાખાત લીધી હતી તેઓ અલ્લાઉદીનની ટુકડીમાંના હતા. મારા મનનો પાર લઇને પછીથી તેઓએ એકાએક હલ્લો કર્યો છે પણ એટલું સારૂ થયુ કે તેઓએ મને ચેતાવ્યો હતો.

**યુવકસ્વાર**—આટલોબધો ખુન અને મારામારીનો પરીણામ શાથી થયો.

**સીદીમૌલા**—તમે કોણછો તે જ્યારે કહેશો ત્યારે તમને મારી વાત કહીશ.

**સુવકસ્વાર**—વીલાસનગરનો રાજા અમરસિંહનો પુત્ર હું પૃથુ નામનો રજપુત રાજકુવરછું; મારા પીતાજી સાથે કોઇક વાતમાં તકરાર થવાથી હું તે હદ છોડીને પ્રદેશ ફરવા નીકળી પડયોછું પ્રવાસીછું મુસાફરછું રસ્તો ચુકવાથી આ તરફ આવી પડયોછું. માટે તમે નિર્ભય રહો, હું તમને ઓળખી શકતો નથી તમે કોણછો! અને મરવાની અણી ઉપર ઘાયલ કેમ થયાછો!

**સીદીમૌલા**—( શાંત થઇને ) અરે ભાઇ! આ ભુમિ તમારા રાજ્યથી બહુ દુર નથી. પણ સુમારે સો કોસ દુર છે તમારા પીતાજીને હું ઓળખુછું તેઓ મારા ઉતારા ઉપર બે ત્રણ વખત આવી ગયા છે તેમની પરોણાગત સારી પેઠે મ્હે કરી છે. મારૂ નામ સીદીમૌલા છે.

**પૃથુ**—અહો! તમે સીદીમૌલા! ( એમ કહીને ક્ષણવાર સ્તબ્દ થયો. )

**સીદીમૌલા**—ભાઇ! હવે આ શરીર ત્યાગ કરવાને થોડી જ વાર છે. મને મારા અંતઃકરણ સુધી પાંસળાને કોરીને કારો ઘાએ અસર કરીછે તેથી મારો બચાવ થવાનોં નથી.

**પ્રથુ**—સાંઇ મૌલા! તમને મ્હે કદી પણ જોયા નહોતા—મારા પિતાજી મારી બાલ્યાવસ્થામાં એટલે મારી ઉમર સુમારે બાર તેર વરસની હશે તે વખતે વાત કરતા હતા કે સોદીમૌલા નામનો ફકીર દયાળુ અને સત્યવક્તા છે તે હરકોઇ જાતના ફકીર અને હીંદુ વર્ગના સાધુની રેહેણી તથા કેહેણી જોઇને તેની આગતા સ્વાગતા કરે છે. તમારા ઉતમ ગુણનો મહીમા ઘણો દુર દેશાવર સુધી ફેલાઇ ગયો છે, આ વાત હું પુર્વે સાંભળતો હતો. મારા મનમાં તે ઉપરથી વીચાર થતો હતો કે તેમને જોવાને મને કયારે અવસર મળે! અરે હું કેવો ભાગ્ય

હીન કે જ્યારે તમે મને મલ્યા ત્યારે તમારી આખર સ્થિતિ! શિવ શિવ શિવ.-

**સીદીમૌલા**—કોઇ પણ નિમિત્તથી મ્રત્યુ તો છેજ માટે તેનો શોક શો ! કહેવત છે કે મરના હક્ક હેં.

**પ્રથુ**—( નીચો પડીને ) હવે હું "આપની સારવાર" શું કરૂ ! મને શી આજ્ઞા છે ! આપને પાણીની તરશ્ લાગી છે માટે લ્યો આ પાણી ( એમ કહીને આપે છે. )

**સીદીમૌલા**—( સુતો સુતો પાણી પીએ છે પછી ) ભાઇ ! તારૂ કલ્યાણ થશે, આ વખતે તારા શીવાય મારી પાસે કોઇ નથી, પુર્વનો સંસ્કાર ભાવીબળ યોગે કાંઇક તારાથી જોડાયલો હશે એમ નક્કી થાય છે મને આ પથ્થરવાળી લડાઇના મેદાનની જગોમાંથી ઉચકીને મારી ઝુંપડીમાં તું મુકે તો ઠીક.

**પ્રથુ**—માહારાજ ! જેવી આજ્ઞા, આપનો શેવક તૈયાર છે. એમ કહીને તેણે પોતાનો ઘોડો એક ઝાડના મુળ સાથે બાંધીને સીદીમૌલાને હરકત પડે નહી તેવી રીતે ઉઠાવીને ઝુંપડીમાં મુક્યો.

**સીદીમૌલા**—( સંપૂર્ણ દુખથી ઘેરાયલો નેત્ર અર્ધ મીંચાયલાં છતાં સ્મરણ શકતીના બળથી ફરીથી બોલવા લાગ્યો ) પ્રથુસિંહજી! આ વખતે તમને ઘણી તસ્દી આપવી પડે છે; તોપણ હું એટલુ તો સમઝયોછું કે પુર્વનો કોઇ સંસ્કાર તમારા પ્રત્યે માહારો છે—મારી મર્ણ શૈયા ઉપર જે હાજર હોય તેજ માહારો સુ-હદ સમઝુછું. તેજ માહારા આત્માને આશ્રય સુખ આપનાર સમઝયોછું. ભાઇ ! તારા કરતાં આ વખતે હું કોઇ પણ પ્રિય વસ્તુ સમઝતો નથી, માટે હવે હું તને છેવટે એક વાત કરૂછું તે તું સાંભળ.

માહારી ઝુપડીથી દક્ષીણ દીશા તરફ એટલે ઝુંપડીથી પુણાઆસે હાથ છેટે એક ધોળો આકડો છે તે આકડો ફકત એકજ છે, તે આકડાના થડમાં ત્રણ ચરૂ સોનાની અશરફીયોથી ભરેલી છે એકંદર પાંચ ચરૂ હતા તેમાંથી અત્યાર સુધી બે ચરૂ ફકીર લોકોને અન્નદાન કરવામાં વાપર્યા છે હવે ત્રણ ચરૂ રહ્યા છે દરેક ચરૂમાં એક એક લાખ અશરફી છે. દરેક અશરફી પંદર રૂપીયાની કીમંતની છે સરાસરી અડધા કરોડ રૂપીયા સુધીનો અવેજ તે ત્રણ ચરૂમાં છે–હે પ્રિય પૃથુ! તે તમામ હું તને બક્ષિસ કરૂછું; જ્યારે તને અનુકુળ આવે તે વખતે બતાવેલા નિશાન આગળથી તે દ્રવ્યનો સારો ઉપયોગ કરજે, હવે માહારો આત્મા મુકત થશે હવે ઘણીવાર નથી તે પેહેલાં હું તને એટલુ કહુછું કે–આ માહારૂ શરીર જ્યારે આત્મા રહિત નિર્જીવ હોય તે વખતે આ સન્મુખ જે ચાર લીંમડાનાં ઝાડ છે તે ચાર લીંમડાના ઝાડની મધ્ય ભાગમાં મ્હે મારી કબર ચણાવી મુકાવી છે. માહારી કબરના જોડે મારા ઉસ્તાદની કબર છે; તે ઉપર લીલા રંગનું મોટું કપડું ઢાંકલુ છે તે તરફ નહી જતાં તેના નજીક જે કબર ઉપર સફેત કપડુ છે તે માહારી કબર છે. તે કપડુ ઉઠાવીને છેક ઉપરની એક સંગે મરમરના પથરની છાટ છે તે પરિશ્રમ કરી ઉઠાવશો ત્યારે અંદર તમામ સફાઇદાર પોલાણ માલુમ પડશે તેમાં મને ગોઠવજો. મારૂ માથુ કબર ઉપર એક બાજુએ ગોળાકાર નીશાનનો એક પિલ્લર બનાવ્યો છે તે તરફ ગોઠવજો. આ પ્રમાણે ઘણી દ્રઢતા રાખીને સીદીમૌલાએ પૃથુને ખુલાસો આપ્યો–થોડીક વાર થઇ એટલે સીદીમૌલા બોલતો બંધ થઇ ગયો, થોડોકવાર સુધી જ્યારે તે બોલ્યો નહી ત્યારે પૃથુએ તેના શરીર આગળ દીવો લઇને તેને તપાસ્યો ત્યારે

તેનાં નેત્ર ખુલ્લાં હતાં પણ તેનો આત્મા શરીરમાંથી ખશે-લો જણાયો.

આ વખતે સુમારે અર્ધ રાત્રી વિતિ ગઇ હતી. કેવળ કાળ રાત્રી કહીએ તો પણ ચાલે, પૃથુ આમ તેમ જોવા લાગ્યો પણ શું દેખાય! ચારે તરફ નિર્જન વન હતું. હીંસક પ્રાણીના પોકાર વિના બીજુ કંઇ જણાતુ નહોતું; પૃથુ હાથમાં દીવો પકડીને ઝુપડીમાં ચારે તરફ જોવા લાગ્યો. તે શું જોતો હતો! આ વખતે તેને વિશેષ અ જવાળાને માટે તેલની જરૂર હતી, તે તેણે જ્યારે જોયું ત્યારે એક ખુણામાં ત્રણ મોટાં ફાનસ નજરે પડયાં તે ફાનસમાં ગોળ વાડકીયોમાં દીવેલ ભરી મુકેલુ હતું તે તેણે યુકતીથી ત્રણે ફાનસમાં દીવા પ્રગટાવી તૈયાર કર્યાં. પ્રથમ તો તેણે વીચાર કર્યો કે હવે આ સીદીમૌલાના શબની વ્યવસ્થા કરવી જોઇએ. એમ વિચાર કરીને જે દીવો હતો તે ઝુપડીમાં સીદીમૌલાના શબ નજીક ગોઠવ્યો, પછી ત્રણ ફાનસ હાથમાં લઇને તે ઝુપડીનાં કમાડ મજબુત વાસ્યાં. પછી બતાવેલી કબરની જગો નજીક હતી. તે ચાર લીમડી અને ઝુપડીના મધ્ય ભાગમાં જેટલો અંતર હતો તે અંત રમાં અજવાળાને માટે બે ફાનસ રસ્તામાં ગોઠવ્યાં અને ત્રીજુ ફાનસ લીમડીયોના જથામાં કબર પાસે મુકયું. એ ટલું કામ કરી ફરીથી પાછો આવીને તે પૃથુએ ઝુપડીમાં પ્રવેશ કર્યો, આ વખતે પૃથુએ પોતાનાં બીજાં હથિયાર તે ઝુપડીમાં મુકી દીધાં. ફકત ઢાલ અને કમરપટામાં પોતાની તલવાર ભરાવી દીધી. કમરમાં જમૈયો અને કટાર ગોઠવી દીધાં હતાં. પોતે કેવળ એકલો હતો. તોપણ તે ગભરાયો નહોતો તે શરીરે પ્રચંડ ઉંચો. અને મજબુત હતો. તેણે બાલ્યાવસ્થામાંથીજ કસરતનો ઉતમ અભ્યાસ રાખ્યો હતો,

તેના શરીરમાં કેટલી શકતી હતી! તેના માટે તેનું વખાણુ વીર પુરૂશો કરતા હતા તેનામાં સાહસ કૃત્યનો ભંડાર હતો તે કેવળ નિડર હતો ભય પદાર્થ શો છે તે તો તેને યાદજ નહોતું. પણુ તેનામાં વિવેક અને વિદ્વતા ઉત્તમ હતી; એવો પરોપકારી પૃથુ આ વખતે સીદીમૌલાના શબ આગળ ઉભો રહ્યો છે. અને તે બે શબ્દ સીદીમૌલાના શબ પ્રત્યે બોલવા લાગ્યો.

અહો સીદીમૌલા! તમારા શરીરમાં જે તત્વ હતું તે તત્વને ધન્ય છે કે તમારા શરીર માર્ફતે ધર્મ કૃત્ય કરાવ્યું છે. તમારા જેવા ઉદાર, અને પરોપકારીના શરીરને સ્પર્શ કરી શેવા બજાવવી એ પણુ એક સાર્થક સમઝુછું એમ બોલીને પોતાના બન્યો બળવાન હાથથી સીદીમૌલાના શબને અધ્ધર ઉચકી લીધુ. અને તુરત અતિ વેગથી ચાર લીંમડીગોના મધ્યમાં કબર પાસે જઇને મુક્યું.

કબર ઉપર જે સફેત કપડુ હતું તે તેણે ઉપાડયુ અને તે કબર ઉપરનો ગોઠવેલો સફાઇદાર પથ્થર જે સંગે મરમરનો હતો તે ખસેડવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેટલામાં તેને બે ત્રણુ માણુસો બોલતા બોલતા આવતા હોય તેવો ગણુગણાટ લાગ્યો, થોડીકવાર થઇ એટલામાં ત્રણ માણુસો ખુલ્લી તલવારથી તે કબર આગળ ધસિ આવતા જણાયા, અને કહેવા લાગ્યા કે અરે ચોર! ઉભો રહે, શું કરે છે! હજુ અમારે કેટલોક તપાસ કરવાનો છે, આ કબર તમામ ખોદીને અંદર જે કંઇ હોય તે જોવાનું છે. આ શબને અંદર દાખલ કરવાનો તારો અધીકાર નથી,—દુર રહે. નહિ તો આ તલવારથી તાહારો નાશ કરવામાં આવશે.

સોદીમૌલાના શબની વ્યવસ્થા કરવાનું કામ પૃથુએ આ વખ્તે બાજુ ઉપર મુકી પોતાની ઢાલ હાથમાં લીધી અને તલવાર જમણા હાથમાં પકડી સન્મુખ ઉભો રહ્યો. પોતે

એકલો હતો તોપણ હથિયારથી સજ્જ થએલાં ત્રણ બળ-વાન અને કદાવર એક્કાઓને જોઇને પૃથુ ડર્યો નહીં. પણ ગર્જના કરીને બોલ્યો કે તમે કોણછો ! તમારે આ કામમાં દખલ કરવાની જરૂર શી છે ! મરેલા માણસની યોગ્ય વ્યવ-સ્થા કરનારને શાબાશી ઘટે છે છતાં તમે કેમ અટકાવો છો ! તમે મુસલમાન થઇને આ સીદીમૌલાના શબને દફન કરવા દેતા નથી એથી તમે ખુદાના ગુનેગાર થાઓછો, ત-મારા જેવા અધમ અને પ્રાપીષ્ટ કોણ !

**આવેલા માણસો**—ત્હારે તે બાબતની પંચાત શી છે ! તું અહીંથી બાહાર નીકળ.

**પ્રથુ**—સીદીમૌલાની સાથે હું વચનથી બંધાયોછું માટે તે કામ માહારેજ કરવાનું છે.

**આવેલા માણસો**—જો તું કબરને હાથ લગાવીશ તો આ તલવારથી તારૂ માથુ દુર થશે.

**પ્રથુ**—હરકત નહી; હું રજપુતછું, વચન પાળવામાં જેટલી વિપતિ ભોગવવી પડે તેટલી વિપતીને જોઇને હું ડર-તો નથી.

**આવેલા માણસો**—ચાલ તૈયાર થા. જો તારામાં બળ હોય તો તું પ્રથમ હથીયારનો ઘા કર.

**પ્રથુ**—જો તમે તમારા બળનો અભિમાન ધરાવતા હો, અ-ને એમજ ધારતા હો કે હું લઢવામાં કુશળછું તો તમે એકે એકે વારાફરતી મારી સાથે યુદ્ધ કરો ત્યારે હું જાણું કે તમે શૂરછો નહી તો કુતરાની માફક એક ઉપર વીશેશ પડીને હલ્લો કરે એ કંઇ શૂરાતન કે યુદ્ધ કર-વાનો સત્ય ધર્મ કહેવાનો નથી.

**આવેલા માણસો**—એવી રીતથી અમે બંધાએલા નથી જેવો દાવ પડે તેવો ખેલ કરવાને અમે બંધાયાં છીએ એમ કહેતાની સાથે એક એક્કાએ તલવારનો ઘા, પૃથુ

ઉપર કર્યો તે બચાવીને પૃથુએ તે એક્કા તરફ ઘા કર્યો એમ દાવપેચ અંધારામાં ચાલે છે એટલામાં બાકીના બે માણસો એકદમ તુટી પડયા. બધા મળીને તલવારનો ઘા પૃથુ ઉપર ચલાવવા લાગ્યા, આ વખતે પૃથુ ઘણો ચાલાક હતો જેવો પૃથુ ચાલાક હતો તેવા આ ત્રણ એક્કા પણ બળવાન અને યુદ્ધ કુશળ હતા. તેથી, આ વખતે પૃથુનો બચાવ થવો ઘણો મુસ્કેલ હતો. તેઓએ ત્રણે મળી એકે સંગાથે એકદમ હલ્લો કર્યો પૃથુને વચ્ચોવચ ઘેરી લીધો. ઢાલના આધારથી પટાપેચ દાવની સાથે પૃથુએ ચારે તરફ તલવાર ફેરવવા માંડી. પૃથુની ઢાલ ઉપર ઉપરા ઉપરી તલવારના ઘાવ પડયા હતા, પણ હવે બચાવની આશા થોડી રહી હતી, આ પ્રમાણે ખરેખરી લડાઇ ઝામી રહી છે તેટલામાં એક બહાદુર યોદ્ધો અનાયાસ તલવાર ખેંચીને વચમાં કોઇક નવિન માણસ આવ્યો. તેણે ચાલાકીથી ખબરદાર ખબરદાર! એક રજપુત શુરવીર ઉપર તમે ઘાવ કરનાર અધર્મીયોનો નાશ કરછું. એમ કહેવાની સાથે ચાલાકીથી પાછળ આવીને બે એક્કાઓને ઝખમ કર્યા જેવા તે બે એક્કા દુર ખસ્યા તેવોજ પૃથુએ લાગ જોઇ એક એક્કા ઉપર ધસ્યો. અને તેનું માથુ ધડથી દુર કર્યું. બાકીના બે ઘાયલ થએલામાંથી એકને નવિન આવનાર મુસાફરે ઠેર માર્યો અને એક રહ્યો તેને પૃથુએ અને નવિન મુસાફરે પોતાની વચમાં ઘેર્યો, જે એકકો ઘેરાયેલ છે તેનું બળ પ્રથમ વાગેલા ઘાથી હટી ગયું છે. તેથી તે પોતાનો બચાવ માગતો હતો, તે વખતે પૃથુએ કહ્યું કે તું સાચેસાચુ બોલ કે કોણ છે. તે સાંભળી ઘાયલ થએલા એક્કાએ જવાબ આપ્યો કે–અલ્લાઉદીન બાદશાહના ખાસ અમે વિશ્વાસુ એકકા છીએ, આ સી-

દીમૌલા ઉપર હલ્લો આગલી રાત્રે કર્યો હતો; પાદશાહ અને વજીર વીગેરે તમામ લશ્કર અહીંથી રવાને થયું માત્ર અમે ત્રણ એકાને આ સામ્હેના ટેકરા ઉપર રાખ્યા હતા; તેનું કારણ જુદુ હતું. જ્યારે આ ઝુપડીમાંથી નવિન હીલચાલ જણાઈ, તથા ફાનસનું અજવાળુ અમે જોયું ત્યારે તે વીગેરેનો તપાસ કરવા અમે અહીં આવ્યા હતા, એ સીદીમૌલા પાસે અનહળ પૈસો તથા પારસમણી છે એ વાતની બાતમી અલ્લાઉદીનને મળેલી છે તે હસ્તગત કરવાને માટે આટલો પરિશ્રમ કરવો પડયો છે. એ સીદીમૌલાએ પોતાની કબર પોતાના જીવતાં તૈયાર કરેલી છે કદાપી તેની કબર નીચે ધારેલી વસ્તુ હોય તો તેનો શોધ કરવો બાકી રહ્યો હતો એટલા માટે અમે તમારા ઉપર હલ્લો કર્યો હતો.—

ઘાયલ થએલો એકકો ધીરજ રાખી એકજ ઉપર નજર રાખી પૃથુ સાથે વાતમાં લીન થયો હતો તેટલામાં નવિન આવનાર મુસાફરે પાછળથી તલવાર ચલાવી એટલે તેનું પણ માથુ ધડથી દુર થયું.

નવિન મુસાફરે પૃથુને કહ્યું કે હે મિત્ર હવે નિશ્ચિંત રહે. જે કંઇ કામ કરવાનું હોય તે હવે નિર્વિઘ્ને થશે—એમ કહી તેણે ખુલ્લી તલવાર મ્યાન કરી.

પૃથુએ નવિન મુસાફરને જોયો ત્યારે તેને ઉપર ઉપરથી એટલુ જણાયુ કે આ કોઇ રજપુત મુસાફર છે. તેની સન્મુખ સ્નેહ પુર્વક ઉભો રહી. પૃથુ બોલ્યો કે તમારો મોહોટો ઉપકાર માનુછું. આ વખતે તમે મને ઘણો સાચવ્યો છે તેનો બદલો વાળવાને હું સમર્થ નથી. પણ એટલું પુછુછું કે આ નિર્જન વનમાં તમે એકલા અહિયાં ક્યાંથી!

**નવિન મુસાફર**—જેવી રીતે તમે ફરતા ફરતા અહિયાં આવી પોહોચ્યા છો તેવી રીતે હું પણ કંઇ કારણસર

આ તરફ આવી પોહોચ્યોછું; જ્યારે સોરબકોર તથા ઝપાઝપીનો શબ્દ મારી કાને પડયો તેવોજ હું એક ઝાડને ઓઠે ઉભો રહી જોયાં કરતો હતો. જ્યારે મને ખાત્રી થઇ કે એક આર્ય વિર ક્ષત્રી ઉપર અસહ્ય દુ:ખદાયક બોજ અનાયાસ આવી પડયો છે એમ જાણી તત્કાળ આ તરફ હું આવી ધસ્યો હતો.

**પ્રથુ**—તમારી વીશેશ વાત ખાનગી હોય તે કદાપી હું જાણવાને લાયક ન હોઉ તો ખેર પણ તમોએ કરેલો ઉપકાર કદાપી હું વીસરવાનો નથી,—હવે આ સીદીમૌલાના શબને આ કબરમાં મુકીને મારે પણ જ્યાં જવાય ત્યાંજ નીકળી પડવું છે.

**નવિન મુસાફર**—ઠીક છે. તેમ હોય તો હું પણ તમને તેમાં મદદ આપુછું. એમ કહી બન્યો જણે કબર ઉપરનો પથ્થર ફેરવીને સીદીમૌલાને ગોઠવ્યો; બાદ ઉપર પથ્થર ગોઠવીને તે ઉપર તેની આજુબાજુ ચીકણી મટોડીથી બંધ કરી. તે ઉપર સફેત ચાદર પાથરી તેના ઉપર પુષ્પ વીગેરે ચુંટીને ગોઠવીને ત્યાંથી પાછલી રાત્રીએ સીદીમૌલાની ઝુંપડી આગળ આવી પોહોચ્યા.

રસ્તામાં ગોઠવેલાં ત્રણ ફાનસો તે વખતે લઇને ઝુંપડીમાં મુકયાં ત્યારે અજવાળાનો જેવો જોઇએ તેવો પ્રકાશ થઇ રહ્યો હતો, આ વખતે નવિન મુસાફર કોણ છે તે પૃથુએ ધારી ધારીને જોવા માંડયું. પણ બીલકુલ ઓળખી શકયો નહી.

જેની નાશીકા અને નેત્ર કેવળ મોહ ઉત્પન્ન કરે તેવાં હતાં જેનો બાંધો નાજુક હતો, બીલકુલ મુછ ફુટેલી નહોતી. શરીર ઉપર લોહાનું કવચ પેહેર્યું હતું તથા મુસ્તક ઉપર લોખંડી ટોપ હતો. બુકાંની લોખંડી સાંકળીના ગંઠનવાળી મજબુત હતી. કમરપટો વાઘના ચામડાનો પાતળી

કમર ઉપર ચપસીને વળગાડેલો હતો જેનું. કદ મધ્યમ નીચું હતું, કંઠસ્વર કોમળ હતો, અને બોલવાની ઢબ કેવળ પ્રેમ વરસાવે તેવી હતી, આવી પ્રકારનો નવિન મુસાફર પૃથુના સામે વારંવાર જોયાં કરતો હતો.

પૃથુ જો કે તે નવિન સ્વારને ઓળખતો નહોતો તો પણ તેણે જે ઉપકાર કર્યા છે તેના માટે તેના આભાર નીચે જાણે દબાઇ ગયો હોય તેવો તેની થતી આજ્ઞા પ્રમાણે શેવકાઇ કરવાને તત્પર હતો, હું કદાપી ગમે ત્યાં ચાલ્યો જઇશ પણ આ નાજુક શરીરના બાંધાવાળો નવિન મુસાફર અહિંથી કયાં જશે તેના માટે મોટા સંકલ્પ વિકલ્પનાના ભ્રમણ ચંત્તામાં પૃથુ ફેરા માર્યા કરતો હતો.

નવિન સ્વાર પ્રત્યે પૃથુ બોલ્યો કે—હે વિર પુરૂષ! અત્યારે પાછલી રાત્રી છે સુર્ય ઉદય થવાને હવે વીલંબ નથી, માટે તેટલી વખત સુધી આ ઝુપડીમાં આરામ લઇને પ્રાતઃકાળે નીકળી પડવું એ ઠીક લાગે છે. કેમ તમારો શો વિચાર છે!

**નવિન સ્વાર**—ઘણીજ સારી વાત છે; ભલે તેમ કરો. તમે આરામ લ્યો જરા નિદ્રાવશ થાઓ હું પ્રાતઃકાળ સુધી આ ઝુપડીની બાહાર પેરો ભરીશ, કેમકે આપણા ઘોડાઓ બાહાર બાંધ્યા છે તેને કોઇ હરી જાય, કિંવા, કોઇ ક્રુર પ્રાણી તેનો નાશ કરે માટે જાગ્રણ કરવાની જરૂર છે.

**પ્રથુ**—અરરરર, તમે એ શું કહોછો! તમે મને આટલો ઉપકાર કર્યા છતાં મારા રક્ષણ માટે તમે પેરો ભરો એ કેટલું અઘટિત!

**નવિન સ્વાર**—એ બાબત તમે લાંબો વિચાર કરશો નહી જેટલો અત્યારે તમને પરિશ્રમ વેઠવો પડયો છે તેટલો મ્હે વેઠયો નથી માટે જેમ હું કહું તેમ કરશો,

વળી એટલું કહુંછું કે હવે તમે કોઇ પણ પ્રકારની શંકા રાખશો નહી.

**પ્રથુ**—*ઠીક,* પણ મને તમે જલદીથી ઉઠાડજો હાં કે! એમ કહી પૃથુ—એક બાજુએ સુઇ રહે છે પરીશ્રમના કારણથી તુરત તેને નિદ્રા આવી જાય છે.

**નવિન મુસાફર**—( મનમાં વિચાર કરે છે). અહાહા પૃથુ જેવો ભોળો કોણ ! અરે તેના જેવો પરોપકારી કોણ છે। તે કેટલોબધો વિશ્વાસુ ! કે જેણે પોતાની અમુલ્ય જીંદગી અને નિદ્રા દેવી જેવી ગફલત આપનારી કૃત્યાને સ્વાધીન થઇ મારા જેવા અજાણ્યા મુસાફર ઉપર વિશ્વાસ લાવ્યો, પોતે પોતાની સરવસ્વ જીંદગી સોંપી સુઇ રહ્યો! હે ઇશ્વર આ રાજપુત્રનું તું ભલુ કરજે; હવે માહારે કેમ કરવું ! પ્રાતઃકાળ થાય એટલે તો મારાથી ટકાય તેમ નથી, પણ તે અહીથી કયાં જવાનો છે તે વીશે માહારે ખરી બાતમી રાખવી પડશે તે જ્યારે સહીસલામતથી પાછો પોતાને ઘેર વળે એવી તક આણવી જોઇએ પણ હાલ તેવી તક લાવવાને તત્કાળીક બને તેમ નથી, તે કેવો શરવીર છે તેની પરીક્ષા તો મ્હે જોઇ લીધી. પણ તેનું ભવાની દેવી રક્ષણ કરે એટલુંજ હું માગુછું, આ પ્રમાણે વિચારના તરંગ ઉપર ચઢેલો મુસાફર પ્રાતઃકાળ થતા સુધી ખુલ્લી તલવાર હાથમાં લઇ ફર્યાં કરતો હતો. એટલામાં પૂર્વ દીશામાં સુર્ય ઉદય થવાનો ભાસ જણાયો. ધીરે ધીરે અજવાળુ થવા લાગ્યું. આકાશમાં તારાઓ નિસ્તેજ થવા લાગ્યા, રાત્રીના ખગચર પ્રાણીયો જ્યાં ત્યાં પોતાના માળામાં લપાઇ જવા લાગ્યા, કાગડાઓ વેહેલા ઉઠીને પૂર્વ દીશા તરફના અજવાળા તરફ સોરબકોર કરતા ઉડવા લાગ્યા,

હીંસક પ્રાણીયો પોતપોતાની છુપી જગાઓમાં પેસી જવા લાગ્યા, આ વખતે નવિન મુસાફરની વૃતિ ચંચળ થવા લાગી, અને તુરત પૃથુને હાંક મારીને જગાડયો પૃથુ તુરત બેઠો થયો. ઝુપડી બાહાર આવીને જુવે છે તો નવિન મુસાફર ખુલ્લી તલવારથી આમતેમ ફેરા માર્યા કરે છે પૃથુ પ્રેમના આવેશમાં તે નવિન મુસાફરનો જમણો હાથ હાથમાં પકડી પ્રેમાવેશથી ચુંબન કરે છે, અને મુસાફરીમાં પોતાની સાથે ગમત ખાતર આવવાને આ-જીજી કરે છે.

**નવીન મુસાફરે કહ્યું કે**—હું મારા ખાનગી કામને માટે હાલ નીકળી પડયોછું માટે આપની સાથે હું આવવા-ને અશકતછું. પણ તમે ક્યા ગામના રહેનાર કોણછો તે કહો.

**પૃથુ**—વીલાસપુર નામનું સાતપુડા પર્વતની ગાઢી ડુંગરી પ્રદેશમાં નગર છે તે નગરનો અમરસિંહ ભુપનો હું પુત્ર છું.

**નવિન મુસાફર**—ઠીક, ત્યારે તો હું તમનેજરૂર મળીશ, પણ તમે અહીંથી પાધરા ઘેર જાઓછો કે બીજે કંઇ!

**પ્રથુ**—ના, ઘર તરફ નહી. પણ અહીંથી ઉતર ભાગમાં જાઉછું તથા બનશે તો પશ્ચિમ ભાગમાં પણ જઇશ, પછી જે થાય તે ખરૂ.

**નવિન મુસાફર**—ઠીક છે અંજળપાણી હશે તો હું ત-મને કોઇ વખતે પણ મળિશ. હવે હું જાઉછું—એમ કહીને અશ્વ ઉપર સ્વાર થઇ ડુંગરાની ખીણુંને રસ્તે અલોપ થયો.

## પ્રકરણ ૬ ઠું.

સુર્ય ઉદય થયો એટલે પૃથુસિંહ અંગ ઉપર કવચ ટોપ ધારણ કરીને તે ઉપર વસ્ત્ર પેહેરી લીધાં, માથા ઉપર જેવો પાઘ મુકવા જાય છે તે વખતે પાઘના પેચમાં જે કાગળ ભરાવી મુકયો હતો તે કાગળ ઉપર દ્રષ્ટી ગઇ તે કાગળ પેચમાંથી બાહાર ખેંચી વાંચવા લાગ્યો ત્યારે જણાયું કે હાલા ધડવીની સ્ત્રીએ જે ગાહો બનાવ્યો છે તેજ આ પત્ર છે. તે ઉપરથી વધારે પસ્તાવો લાગ્યો, કે મ્હે કેટલી બધી ભૂલ કરી ! હું કેવો સાહસ કૃત્ય કરનાર કે સવાલાખ રૂપીયાનો આ ગાહો ખરીદ કર્યા છતાં ગાહામાં લખેલો મચકુર બિલકુલ ધ્યાનમાં લૈ શકયો નહી.

અરે ! આ ગાહામાં શું લખ્યું છે.

પ્રથમ ચરણમાં સાફ જણાવ્યું છે કે " એકલડામાં જાશો પંથ " આ પ્રમાણે છે છતાં હું મુસાફરીમાં કેવળ એકલોજ નીકળી પડયો છું, વખત છે અને શરીરને બિમારી થાય, વખત છે અને ક્રૂર પ્રાણીનો ભેટો થાય, અથવા વખત છે અને શત્રુનો સમુદાય માથે ચઢી આવે અથવા તો વખત છે ને અકાળ મૃત્યુ થાય ત્યારે મારી કિર્તિ પ્રમાણે મારા વિચારને કેટલુ બધુ લાંચ્છન લાગે !

જોકે સીદીમૌલાના કબર આગળ ત્રણ માણસોમાં હું ઘેરાએલો હતો તેમાં તરૂણ મુસાફર આવી પોહોચ્યો ન હોત. અથવા મદદ કરી ન હોત તો આ વખતે હું જીવતો પણ હોત કયાંથી !

અતસ્ય સંગાથ તો જોઇએજ, હવે બીજો કોઇ ઇલાજ નથી, ચાલ જીવ; સન્મુખ વિસ્તિર્ણ શરોવર દેખાય છે ત્યાં જઇ દાતણ વીગેરે કરી લઉ, આ પ્રમાણે વીચારમાં લીન થએલો પૃથુસિંહ ઘોડો હાથમાં પકડી શરોવર

કિનારે જઇ પોહોચ્યો, તે સરોવર ઘણું ઉંડું અને વિશાળ હતું. તેની આજુબાજુ ઉંચા શિખરોવાળા ડુંગરા હતા. તેથી તે નિચાણનો પ્રદેશ અત્યંત ઘટ્ટ ઝાડીથી દીપી ઉઠતો હતો; આ જગોએ ક્રુર પ્રાણીનો વિશેષ ભય હતો, આવી પ્રકારની ભયાનક ભુમિ તથા નિર્જન અરણ્ય જોઇને પૃથુ અનેક પ્રકારના વિચારમાં ગુથાયો હતો; તેમાં મુખ્યત્વે કરીને સંગાથ તૈયાર કરવા ઉપર તેનું લક્ષ દોરાયુ પણ નિર્જન વનમાં કોણ હોય ! તે શરોવરમાં ઢીંચણ સુધી ઉંડા પાણીમાં પ્રવેશ કરી મુખ સાફ કરવા લાગ્યો, પણ જ્યારે તે સરોવરની સપાટ પાણીના તરંગ ઉપર પૃથુસિંહનું ધ્યાન ખેંચાયુ ત્યારે તેની નજીકમાં એક કાચબો તરતો દેખાયો; એટલે તુરત એક કપડુ ઢાંકી તે કાચબાને હાથમાં પકડી લીધો. પાણી બાહાર પોતે નીકળીને કાચબાને એક રૂમાલમાં વીટાળીને ઘોડાના કાઠડા ઉપર રાખી દીધો. પોતે પોતાની હડફીમાંથી થોડુક ખાઇ લીધુ, પછી કમર બાંધીને તૈયાર થયો, ઘોડા ઉપર સ્વાર થઇને પંથ કાપવા લાગ્યો. આગળ જતાં બે રસ્તા માલુમ પડયા, એક જમણા હાથ ભણીનો અને એક ડાબા હાથ ભણીનો માર્ગ નજરે પડયો એટલે પૃથુસિંહે બન્યે માર્ગની મધ્યક્ષમાં ઘોડો ઉભો રાખ્યો ઘણીકવાર સુધી વિચાર કરીને ડાબા હાથ તરફના માર્ગ તરફ ઘોડાને ગતી આપી આ માર્ગે થઇને પૃથુસિંહે પ્રવાસ કરવા માંડયો તે પેહેલાં વાચક વર્ગને આ માર્ગ વિશે વિશેષ હકીકત જણાવવાને આ વાત હાલ પડતી મુકીને આગળ પગલુ ભરીએ.

ડાબી બાજુના માર્ગ ઉપર જે રાજકુમાર પૃથુ પ્રવાસ માટે નીકળ્યો તે માર્ગ પચાસ વરસથી ઉજડ થએલો હતો તે રસ્તે કોઇ પણ જતુ નહોતું. અગર જો કોઇ

તે રસ્તે થઇને અજાણ્યો માણસ જાય તો તેનો બચાવ થતો નહી.

એમ થવાનું શું કારણ હશે ? તે કોઇના જાણવામાં આવ્યું નહોતું પણ જ્યારે કાળે કરીને જાણવામાં આવ્યું ત્યારે એટલું તો માલુમ પડ્યું કે એ રસ્તે જનાર માણસ મૃત્યુ પામે છે, તેનું કારણ અજાયબી ભરેલું એ હતું કે.

આગળ જતાં આઠ કોસ ઉપર એક વાવ આવે છે તે વાવ શિવાય પાણીનું સુખ કોઇ જગોએ નહોતું તેથી હર-કોઇ મુસાફરને તે વાવમાંથી પાણી લેવાની જરૂર પડતી હતી; તે વાવમાં છેક નીચાણમાં એક બાજુની ભીંતના સાંધામાં ઘણા વરસનો જુનો સર્પ રહેતો હતો, તે સર્પની સાથે ખુધાગમ નામના કાગડાની મિત્રતા હતી; કાગડાએ સર્પ સાથે જે મિત્રતા કરી હતી તેમાં તેનો એક પક્કો સ્વાર્થ હતો, જેટલા મુસાફરો તે વાવમાં ઉતરીને પાણી પીવા સારૂ જાય તે મુસાફરને તે સર્પ પગે ડંસ કરતો હતો, સર્પ ડંસથી તે મુસાફર વાવના પગથિયામાં અગર બાહાર નીકળીને પણ થોડીવારમાંજ મર્ણ પામતો હતો આ પ્રમાણે મુસાફરનું અચાનક મૃત્યુ થાય ત્યારે કાગડાભાઇનો ખોરાક સંપૂર્ણ રીતે ચાલતો હતો, આટલા કારણ માટે તે સર્પની સાથે મિત્રાચારી રાખતો હતો, પરસ્પર હવા ખાવા સારૂ બાહાર નીકળે અને રાત્રી પડે એટલે પોત પોતાના સ્થાનકે જઇને ઠરતા હતા; આ પ્રમાણે કાગડાનો અને સ-ર્પનો કોઇએ ભેદ જાણ્યો નહોતો પણ માણસો અનાયાસ આ રસ્તે વાવ આગળ મૃત્યુ પામે છે માટે કંઇ પણ વેહે-મ ભરેલું કૌતિક છે એવું આજુબાજુના ગામોવાળાને જણાયું હતું; તેથી આ રસ્તે થઇને જવાનો રીવાજ ઘણા વરસથી બંધ થયો હતો. જેથી કાગડાને ઘણા વરસથી ખોરાક મળી શકતો નહોતો યદ્યપિ કર્મયોગે અનાયાસ તે

કાગડાને દુરથી એક સ્વાર આવતો નજરે પડ્યો, જેથી કાગડો ઘણો આનંદ પામ્યો—આ વખતે ખરા બપોરનો વખત હતો ગ્રીષ્મ રૂતુનો તાપ અકળાવી નાંખે તેવો હતો. તે વખતે કાગડાએ પોતાના મિત્ર સર્પને બોલાવવાને સોરબકોર કર્યો—કાગડાનો અવાજ સાંભળી સર્પ સાવધ થઇ બાહાર નિકલ્યો.

**સર્પ બોલ્યો**—( કાગડા પ્રતે ) કેમ ભાઇ ! અત્યારે ખરા બપોરે મને બોલાવ્યો! કંઇ કારણ છે કે !

**કાગડો અગમબુધ**—( સર્પ પ્રતે ) પ્રિય મિત્ર ! આજકાલ પચાસ વરસ થયાં મનુષ્યનું માંશ ભક્ષણ કરવાને મને અતૃપ્તી રહેલો જાણી ઇશ્વરે કૃપા કરીને મારે માટે ભક્ષણ મોકલ્યું છે તે સ્વાર છે, ઘણું કરીને અડધી કલાકમાં આ તરફ આવી પોહોચશે માટે કૃપા કરીને શેવકને માટે તું સાવધ રહેજે હાંકે !

**સર્પ**—બહુ સારૂં સાવધછું.

આ પ્રમાણે પરસ્પર આગમચથી ઠરાવ કરી બેસી રહેલા હતા—તેટલામાં પૃથુસિંહ આવી પ્રકારના ઉજડ રસ્તા ઉપર મુસાફરી કરતો વાવ નજીક આવી પોહોચ્યો છે. થોડીકવાર થઈ એટલે પૃથુસિંહ વાવ નજીક આવી પોહોચ્યો. આ વખતે ખરા બપોર થયા હતા, પાણી વીના જીવ આકુળ વ્યાકુળ થઇ રહ્યો હતો. પણ આ વખતે હરીકૃપાથી તે પૃથુને વાવ નજર પડી. એટલે અશ્વ ઉપરથી તુરત ઉતરી પડ્યો અને ઘોડાને વાવ કજીક એક ઝાડ હતુ તેના થડમાં મુળ સાથે બાંધી દીધો, હડફીમાંથી લોટો કાઢીને વાવ તરફ જવાને ગતી કરી. તે સાથે યાદ આવવાથી કાચુઆને પણ પાણીમાં પલાળવાને માટે સાથે લઇ લીધો.

ઘણા વરસથી આ ભયંકર વાવ અવાવરી થએલી હતી. તે વાવ ઉપરનાં કેટલાક ઝાડને લીધે ખરેલાં પાંદડાંનો જથ્થો

માલુમ પડતો હતો, વાવ ઘણી ઉંડી અને લાંબી હતી. તે વાવમાં પૃથુ બને તેવી તાકીદથી ઉતર્યો—તેમાં લોટો ભરીને પાણી પીધુ. કાચબાને પણ પાણીમાં ભીંજવ્યો તેના ઉપર રૂમાલ સાધારણ લપેટીને પોતાના હાથમાં લઇ લીધો, અને લોટો પણ ભરી લીધો—આ પ્રમાણે કામ અટપીને જેવો બાહાર નીકળવાને પગથીયાં ચઢવા માંડે છે. કિંવા વાવની જે ઉંડાઇ હતી. તેના પ્રમાણમાં અરધો અરધ ભાગમાં જેવો આવે છે તેવોજ લપીને બેસી રહેલો સાપ ઝડપથી પગના અંગુઠા ઉપર ડંસ કરીને સત્વરથી વીવરમાં પેશી ગયો. આ સર્પ ઘણોજ ઝેરી હતો. સર્પ ડંશ કરતાની સાથે પૃથુ તે વાવના પોહોળા પગથીઆ ઉપર ધુમરી ખાઇને બેસી ગયો. તે વાવના પડખાની બાજુ પીઠ તરફ આવી ગઇ હતી તેથી તે જાણે થાકયો હોય અને બેસી ગયો હોય તેવી ઢબથી અનાયાસ બેસાઇ જવાયું હતું. સર્પનું હળાહળ વિશ શરીરમાં અસર થવા લાગ્યું. પૃથુ અચેતન થવા લાગ્યો. નેત્ર કેવળ ખુલ્લાં રહેલાં હતાં શરીરનું ભાન રહેલું નહોતું હાથમાંથી કાચબો રૂમાલે વીટયો હતો તે ખસીને પગ આગળ પડયો હતો તેના ઉપર રૂમાલ ઢાંકેલો હતો. પાણીનો લોટો બાજુ ઉપર ગરગડી પડયો હતો. કેવળ શરીરની હાલચાલ બંધ થઇ હતી નાશીકામાંથી મંદ મંદ પવન નિકળતો હતો, હાથની તથા પગની નાડીયોની ગતી મંદ મંદ ચાલતી હતી; એક ઘડીનો સુમાર થયો તે વખતે સર્પનો મિત્ર કાગડો તે પૃથુની નજીક આવીને તેના નેત્ર તરફ જોવા લાગ્યો, કેમકે તે કાગડાને માણસનાં નેત્ર કોચી ખાવાને વધારે સ્વાદ લાગતો હતો. આ વખતે કાગડો ઘણું મલકાયો હતો. ઘણાં વરસે મનુષ્યની માટીનો સ્વાદ કાગડો મળવાને ભાગ્યવાન થયો તેથી તે સાપના વીવર આગળ આવીને વાતો કરવા લાગો. કાગડો સાપને

કહે છે કે પ્રિય મિત્ર ! હજુ આ માણસ જીવે છે માટે તેની પાસે હમણાં નહી જાઉ એક બે ઘડીમાં તેના પ્રાણ જશે, પણ આ માણસના પગ આગળ રૂમાલમાં કંઇક ખાવાનું જણાય છે તે રૂમાલમાં કંઇક હાલે છે. માટે હું તેનો તપાસ પ્રથમ કરવા માંડું પછી આ ભાઇ પડયા છે. તેમનું ઠેકાણું નીરાંતે કરીશું. પ્રિય મિત્ર ! મારે તારી સાથે મિત્રાઇ જ્યારથી છે ત્યારથી તું પોતાનો હક બજાવે છે મને તારા પ્રતાપથીજ માણુસના માંશનો સ્વાદ મળે છે જો તેમ ન હોય તો એ વખત કયાંથી આવે ! માટે હું તારો મોટો ઉપકાર માનુછું.

કાગડાનું વચન સાંભળી સર્પ બોલ્યો. હા ભાઇ તું પણ માહારી મશ્કરી કરે છે. હોય ! એમાં શું આશ્ચર્ય છે ! મિત્ર મિત્રનું કામ કરે છે જ્યારે લાગ આવે છે ત્યારે હું તારૂ કામ કરૂછું. એમાં ઉપકાર શાંનો આપણી પ્રીતી હમેશાં પ્રભુ કાયમ રખાવે એટલુજ હું માગુછું. એમ પરસ્પર વાતો કરતો કરતો કુદકારા મારતો મારતો કાગડો વીટેલા રૂમાલવાળા પદાર્થ તરફ ચાલવા માંડયો. તે પેહેલાં કાગડાને અને સર્પને જે પરસ્પર ભાશણ થયું હતું તે તમામ કાચબો સમઝી ગયો હતો. કાગડાના પ્રપંચને માટે સેંકડો મણુસોની ખુવારી આ જગોએ થઇ છે એમ તે કાચબાના મનમાં સમજવામાં આવ્યું, શરોવરમાંથી મને સાચવીને અહી સુધી લાવનાર આ માહારા મિત્રને આ કાગડાની સંતલસથી સર્પે દંશ કર્યો છે અને તેથી કરીને મારા રક્ષણહારને વિશ ચઢયું છે તે વીગેરેથી કાચબો માહીતગાર થઇ ગયો. કાચબાએ રૂમાલનો એક ભાગ ઉચો કરી છુપકીથી લાગ જોઇ બેશી રહ્યો હતો હવે શું થાય છે તે જોવાને માટે તત્પર થઇ રહ્યો હતો, એટલામાં કાગડો રૂમાલ પાસે આવી પોહોચ્યો. પ્રથમ તો તે છેક નજીક

આવ્યો અને ચાંચથી રૂમાલને ખસેડવા લાગ્યો. તો પણ તે કાચબો બીલકુલ હાલ્યો ચાલ્યો નહી. તેથી કાગડાને એમ જણાયુ કે કંઇક ખવાની વસ્તુ છે માટે છેક અડોઅડ નજીકમાં ઉભો રહ્યો એટલામાં કાચબાએ તે કાગડાનો પગ પકડીને ચક્રાકાર ગોળાર્ધ બંધનમાં પેશી ગયો. કાગડો સારી પેઠે સપડાયો. ઘણી બુમો પાડવા લાગ્યો, અનહદ ચીસ ઉપર ચીસ પાડતાં પાંખોનો ફડફડાટ કરવા લાગ્યો. ચાંચથી પ્રહાર કરવા લાગ્યો પણ કાચબાની પીઠ વજ્ર જેવી હોવાથી કંઇ પણ અસર થઇ નહી તેટલામાં વીવરમાંથી સર્પ બાહાર નીકળ્યો અને તેણે કાગડા પ્રત્યે પુછવા માંડયું કે કેમ મિત્ર ! તને શી હરકત પડી !

કાગડો, અરે તું જોતો ખરો. મારો પગ પકડીને આ પ્રાણી અંદર પેસી ગએલો છે તે છોડતો નથી, માટે તું મને છોડાવ નહી તો મારો પ્રાણ પછાડા ખાઇ ખાઇ રીબાઇને નીકળી જશે.

**સર્પે**—કાગડાની નમ્ર વાણી સાંભળીને તુરત તે કાચબાની પીઠ ઉપર પોતાની ફણાનો પ્રહાર તથા ડંસ કરવા લાગ્યો પણ અસર શાની થાય ! તલવારનો ઘાવ બચાવ કરવાને કાચબાની પીઠ ઉપયોગમાં આવે છે. તેથી કાચબાની પીઠ ઉપર બિચારા સર્પનું જોર શાનું ચાલે ! છેવટે સર્પ થાકયો, અને બાજુ ઉપર ગયો.

**કાગડો બોલ્યો**!—કેમ ભાઇ ! હવે તો હું બચવાનો નથી તેણે મારા બન્ને પગ પકડ્યા છે, એમ કહી નિરાશ થઇ પોહોળી ચાંચ કરીને નરમ થઇને કાગડો આડો થઇને સુતો.

**સર્પ બોલ્યો**—પ્રિય મિત્ર ! હું શું કરૂ ! હવે મારો ઇલાજ કોઇ પ્રકારે ચાલતો નથી.

**કાગડો**—( સર્પ પ્રત્યે ) ભાઇ ! એક ઇલાજ છે આ

માણુસને મ્હેં ડંસ કર્યો છે, તેનું ઝેર તું ચુસી લે. તે જ્યારે સચેત થાય ત્યારે તેના જાણુવામાં આવે કે મારી પાસે જે વસ્તુ છે તેમાં આ બિચારો કાગડો સપડાયો છે એમ તેને દયા આવવાથી મને છુટો કરાવશે એ શિવાય બીજો માર્ગ નથી.

સર્પ—ભલે ! કદી એમ ધ્યાનમાં આવતું હોય તો, એમ કર એમ કહીને સર્પ સ.વરથી પગને અંગુઠે જઇને તે પૃથુસિંહ રજપુતને ચઢેલા વિશને ખેંચવા લાગ્યો. અમૃત બિંદુ કોથલીમાંથી સર્પે પિતશાંમક ઝેર વ્યાધીને દુર કરે તેવો રસ સ્પર્શ કરવા લાગ્યો. પોતાના વિવરમાં જઇને પોતાના મુખમાં એક પદાર્થ રાખીને તે પદાર્થ ડંસ છિદ્રમાં મેળવવા લ.ગ્યો. આટલો ઉપચાર કરીને તે સર્પ વિવરમાં પેસી ગયો બે ઘડી થઇ એટલે પૃથુસિંહ જાગ્રત થયો, આમ તેમ જોવા લાગ્યો ત્યારે કાગડો કાચબાના બંધનમાં સપડાયલો નજરે પડે છે. ખુખારો કરવા લાગ્યો, પોતાનો સામાન વિખરાઇ ગયેલો સમેટ વા લાગ્યો—આ વખતે કાચબે જાણ્યું કે • મારૂ રક્ષણ કરનાર મિત્ર શુદ્ધિમાં આવ્યો છે તે વખતે કાચબાને વાણી પ્રાપ્ત થઇ.

કાચબો—હે શુરવીર પ્રથુ ! ધીરજ રાખ, જે વાત કહેવાની છે તે હું પછીથી કહીશ. સ.વધથા. અને પ્રથમ આ કાગડાને પકડીને તેની બે પાંખો મુળમાંથી કાઢી નાંખ. અને આ તમારા સાંમે જે વીવર દેખાય છે તેમાં સર્પ રહે છે તેના ઉપર ખાસ દ્રષ્ટી રાખજો. કેમકે તે સર્પે તમને ડંસ કર્યો હતો; તેના યોગે તમારૂ મૃત્યુ નજીક આવ્યુ હતું પણ તે વીશે જે વાત તમને કહેવાની છે તે અગાઉ આ કાગડાને અને આ સર્પનો નાશ કરો.

**પૃથુસિંહ**—( સાંભળીને ) અહો ! શું આશ્ચર્ય ! એમજ છેકે ! એમ કહીને તુરત કાગડાનો નાશ કર્યો, પછી કાચબાએ કહ્યા પ્રમાણે વિવરના મુખ આગળ જવાળા ગ્રાહી પદાર્થ ગોઠવીને ચકમકથી અગ્ની પ્રગટાવી તે આગળ સળગાવ્યું તેથી તેમાંથી ચણતરના મોટા પથરો ફાટીને બાહાર નીકલ્યા, તેની સર્પનો પણ નાશ થયો, આ બન્યે કાંમ પ્રથુ ચટપી રહ્યો એટલે કાચબાએ કહ્યું કે. હવે તમે આ વાવની બાહાર મેદાનમાં બેસો એટલે હું તમને માહીત કરૂ. કાચબાના કહેવા પ્રમાંણે પ્રથુ કાચબાને જાળવીને લઇને વાવની બાહાર નીકળી મેદાંનમાં એક વડના ઝાડ નીચે બેઠો પોતાના સન્મુખ કાચબાને બેસાર્યો પછી. કાચબાએ વાત કરવાની શરૂવાત કરી.

હે વીરપુરૂશ ! આ રસ્તો પચાસ વરસથી ઉજડ થયો છે, તેનુ કારણ સર્પ અને કાગડો હતું. સર્પ અને કાગડાનો પરસ્પર સંપ અને મિત્રાચારી હતી, કાગડાના કેહેવાથી વટેમાર્ગુ મુસાફરો વાવમાં પાણી પીવા ઉતરનારાને અથવા રસ્તા ઉપર થઇને જનારને ડંસ કરતો હતો તેથી માણસો. મર્ણ પાંમતાં હતાં તેનું માંશ ભક્ષણ કાગડાઓ કરીને કીલકાર કરતા હતા કાગડાની સાથે સર્પનો ગાઢો પ્રેમ છે અને એથીજ આવા પરીણાંમ થાય છે એ વાત કોઇના જાંણવામાં આવી નહોતી. પણ કોઇ ઝેરી જનાવરના સપાટામાં અથવા દૈવી કોપની આ જગોએ માણસો મરે છે એવી વાયકા દેશ પરદેશ ચાલી. એટલા કારણથી આ રસ્તો ત્યાગ કરવામાં આવ્યો છે આહાવા દુખદાયક રસ્તા ઉપર તમે અજાંણ્યાં થઇ આવી ચઢયા. પણ તેમાં એટલુ ઘણું સારૂં થયું કે તમે મને સાથે લીધો હતો. મને લઇને તમે વાવમાં ઉતરી જળ પ્રાશન કરીને જેવા તમે બાહાર નીકળવા

જાઓછો તેવાજ તમને સર્પે ડંસ કર્યો હતો તેથી તમે બેભાન થઇને એક મોટા પોહોળા પગથીઆ ઉપર બેસી ગયા હતા તમારી પીઠ વાવની ભીતનું અડોઅડ હતી, તમે વધારે બેભાન થવા લાગ્યા તે વખતે સંકેતિક કપટી કાગડો તમારાં નેત્ર ફોડવાને માટે આવ્યો હતો પણ તે ચપળ હતો તેથી ધીરજ રાખીને ઘડી બે ઘડી પછી પોતાનું કાર્ય કરવાને રાહ જોતો હતો તે પેહેલાં હું રૂમાલમાં વીંટાયલો હતો તે વસ્તુ શી છે! અથવા કંઇપણ ખાવાની ચીજ હશે એમ સમઝીને તે કાગડો મને તપાસવા લાગ્યો. તે પેહેલાં કાગડા સાથે સર્પનું અને સર્પની સાથે કાગડાનું જે ભાશણ થયુ હતું તે ભાશણથી હું પક્કી રીતે માહીતગાર થયો હતો તે ભાશણમાં જે વાત મ્હેં તમને કહી છે તેજ સાર હતો. અર્થાત પરસ્પર ગુપ્ત સંકેતનો આ પરીણામ હતો તેથી હું સાવધ રહ્યો હતો. છતાં તે કાગડો મને તપાસવાને છેક નજીક આવ્યો તે વખતે તેના બન્યો પગ પકડીને હું મારા અંદરના ભાગમાં લપાઇને પેસી ગયો,—તે કાગડાએ છુટવાને માટે ઘણી મહેનત કરી. પણ તેનું કંઇ વળ્યું નહી. છેવટ તે કાગડાના હીતને માટે વીવરમાંથી સર્પ બાહર નીકળ્યો તે પણ મારી પીઠ ઉપર પાંચ પચીસ વાર ક્રોધથી ડંસ કર્યા પણ તેથી તેનું શું વળે! આખરે જ્યારે કાગડે યુક્તી ખોળી કાઢી અને તે યુક્તી. પોતાના છુટકારા માટે સર્પને બતાવી ત્યારે તે સર્પે તમારા પગના અંગુઠેથી વિશ ખેંચવાનો આરંભ કર્યો, તેણે ઘણા ઉપચાર કર્યા ત્યાર બાદ તમે જાગ્રત થયા, અને તેટલા માટે મ્હેં તમને પ્રથમ શું કામ કરવું ! તે વીશે ચેતાવી દીધા હતા.

હે વરિષ્ટ બંધુ ! આ પ્રમાંણે હકીકત બની છે મારો સંગાથ નહોત તો તમારો પ્રાંણ આ દેહમાંથી મુક્ત થાત મ્હે મારી ફરજ અદા કરી છે. હવે તમને કોઇ પ્રકારની

કરકત નથી; હવે મારી વીનંતી એ છે કે કૃપા કરીને તમે મને મુક્ત કરો. આ વાવમાં આવવાને મારી ઇચ્છા ઘણી હતી પણ મને અહીંઆં કોણ લાવે ! કર્મયોગે મારા ભાગ્યનો ઉદય તેથી તમને તેવો વિચાર થયો. અને મને ઉચકી લાવ્યા, હવે હું આપને પ્રાર્થના કરૂછું કે આ વાવમાં તમે મને મુકો તો તમારો મોટો ઉપકાર માનીશ, અહીંથી પાંચ કોસ ઉપર એક ગાંમ આવે છે ત્યાં તમે ઘડીમાં પોચી જશો માટે મારી માગણી મેરબાંનીથી સ્વીકારશો કાચબાનું તમામ વૃતાંત પ્રથુસિંહે સાંભલ્યું. પછીથી જે તેને અદ્ભુત આશ્ચર્ય લાગ્યું તેનું વર્ણન કરવાને આ જગોએ મને રસ્તો મળતો નથી તે પ્રથુસિંહ કાચબાને વારંવાર ઉંચકીને પોતાની છાતી સરસોં ચોંપવા લાગ્યો. તેણે જે ઉપકાર કર્યો તે વીશે તેના નેત્રમાંથી પ્રેમનાં બીંદુ છુટવા લાગ્યાં.

પ્રથુસિંહે કાચબાને કહ્યું કે તમે મારી સાથે રહીને જે મારા વાત્સલ્ય હિત કાંગ કર્યું છે તેનો દાખલો જે કોઇ માણસને આપવામાં આવેતો તે કેટલો બધો આશ્ચર્ય પાંમે!

તમારા ઉતમ ગુણને હું માંન આપુંછું. તમારા કહેવા પ્રમાંણે હું તમને આ વાવમાંજ મુકુછું. કર્મયોગે જ્યારે હું આ રસ્તા ઉપર થઇને જઇશ ત્યારે હું તમને જરૂર મળિશ,-એમ કહીને તે કાચબાને ઉઠાવીને વાવમાં મુકયો-પછી પ્રથુ પોતાના ઘોડા ઉપર બેસીને આગળ જવાની તયારી કરવા માંડી.

પોતાની પાઘડીના પેચમાં જે પત્ર છે તે પત્ર ફરીથી હાથમાં લીધો તે પત્રને વારંવાર પોતાની છાતી સરસોં ચોંપવા લાગ્યો. અને ધન્યવાદ આપવા લાગ્યો. વારંવાર તેના હૃદયમાંથી આશ્ચર્યના ઉદગાર નિકળવા માંડયા, પોતાનો પ્રાંણ બચ્યો. તેનું મુખ્ય સાધન શું! તે જ્યારે તેણે જોયું ત્યારે હાલા ગઢવીની સરસ્વતિ જેવી સ્વરૂપવાન પવિત્ર ગેનાંજ-

ણાઈ આવી. તેની અગાધ બુદ્ધિ અને તેણે રચેલો ગાહો પ્રિય લાગ્યો. તે ગાહાના સવાલાખ રૂપીયા આપ્યા તે ઘણાજ થોડા છે એમ તે સમજ્યો. અરે! તે કેવી ચતુર હશે! અરે! હું તેનો બદલો કયારે વાળીશ, ! અરે તે પુરૂષ હોત અને મારી સાથે તેની સોબત પ્રવાશમાં હોત તો વાગ્વિલાસમાં કેટલો આનંદ થાત! એમ વારંવાર ભ્રમણમાં આશ્ચર્ય પામવા લાગ્યો. તે પવિત્ર મેનાના ગાહાને હૃદયમાંજ સ્થાપ્યો. અને તે ગાહા ઉપર તેને સંપૂર્ણ વીશ્વાસ ચોટયો; અહાહા આ ગાહાને વારીજાઉં એમ બોલતો બોલતો રસ્તો કાપવા લાગ્યો.



## પ્રકરણ ૭ મું.



### પરીમોશપત્તન ( ચોર )

ચારે તરફ ડુંગરો છતાં તેના મધ્ય ભાગમાં એક ઉંચી તળેટી ઉપર શોભા પામેલુ પરીમોશપત્તન નામનું નગર કે જેમાં એકજ જાતના લોકો શીવાય બીજી કોઇ પણ જાતીના લોક રહેતા નહોતા, તે નગરમાં જે રહેતા હતા તેઓ દંભી, પ્રપંચી, મોહાંન્ધી, નિર્દય અને દ્રવ્ય છીનાવી લેનારા હતા. તેઓ ઘણા દુર પ્રદેશમાં આથડીને અનેક તદબીરથી છળ બળથી દ્રવ્ય સંપાદન કરી પાછા આવતા હતા તેઓમાં પરસ્પર ઘણોજ ગાઢો સંપ હતો, તેમનાં અવાસ રાજમહેલને પણ માન પમાડે તેવાં હતાં. તેમનો વૈભવ અજાયબી આપે તેવો હતો તેમાંના ઘણાખરા પોતાને ઘેર

રહીનેજ ઠગાઇનું કામ કરતા હતા તેમની ઠગાઇ કોઇના ક-બ્જામાં આવે નહી તેવી હતી. તેમનો પેહેરવેશ રજપુત ઠાકોર જેવો શોભીતો હતો તેમની પરોણાગત વખાણવા જેવી હતી છતાં તેમનું કપટ અત્યંત ઘોર હતું તેમના છુપા ભેદ કોઇના પણ જાણવામાં આવે તેવા નહોતા, એવા ઠ-ગાઇ કરનાર તમામ ઠગ લોકજ તે નગરમાં રહેતા હતા. તે નગરમાં ઠગ લોકોનો મુખ્ય એક ઠાકોર હતો. તે ઠગ લોકો ઠગાઇ કરીને જે કંઇ દ્રવ્ય મેળવે તેમાંથી દશાંસ હીસ્સો લેતો હતો; તે હીસ્સો પ્રાપ્ત કરવાને તેણે પોતાની સગવડમાં આવે તેવો બંદોબસ્ત કર્યો હતો, તેમનો સંપ એવો હતો કે તેમનો ન્યાય પરસ્પરજ થતો હતો તેઓ કોઇ બીજા અજાણ્યાને પ્રજા તરીકે વસવા દેતા નહોતા તેથી તેમનું કોઇ પણ પ્રકારનું છીદ્ર કજ્ઞામાં આવી શકતું નહોતું તેઓ તમામ ખેતીવાડોનું કામ કરતા હતા. તે શિવાય ઠગાઇ માર્ગે વિશેશ દ્રવ્ય સંપાદન કરી શકતા હતા, તેમાં રહેનારા ત-મામ ઠગ સધન હતા, તેમનાં બાગ બગીચા દરેક જણના જુદા જુદા હતા, તેમને ઘેર ઘોડા તથા સાંઢણીઓ દરેકને ત્યાં હતી; તેમાં તેમનો જે ઠાકોર હતો તેને ત્યાં તેમનાથી વિશેશ શોભા તથા વ્યવસ્થા હતી, એક સમયે તે ઠગ સ-મુદાયનો ઠાકોર પોતાના રંગ મહેલના ચોથા મજલા ઉપર-ની અગાશી ઉપર ઉભો રહી ચારે તરફ નજર કરતો હતો આ નગર ઉંચી ટેકરી ઉપર છતાં તેના મધ્ય ભાગના ઉ-ચાણમાં આ ઠગના ઠાકોરનો મહેલ હતો તેથી તેની દ્રષ્ટી નીચાણની તળેટીના તમામ રસ્તા ઉપર જતી હતી, આ વખતે બપોર વીતી ગયા હતા સુમારે ત્રણ વાગ્યાનો વખત થયો હશે તે વખતે ઠગ ઠાકોરની નજરે કોઇ ઘોડા ઉપર સ્વાર થએલો વટેમારગુ આવતો હોય એમ જણાયું, તોપણ એ બાબત તેણે વિશેશ ચોકસી કરવાને પોતાની પાસે એક

આયનો હતો તે આયનો સન્મુખ રાખી તેમાં આવેલા સ્વારનું પ્રતિબિંબ જોયું-તે કાચમાં એવો ગુણ હતો કે બે કોસ દુરથી આવનાર મુસાફર પોતાના પોશાકથી સ્વચ્છ રીતે જણાઇ આવે અથવા ઓળખાઇ આવે તેવો અલૌકીક ગુણ તેમાં હતો-કાચમાં ઠગ ઠાકોરે જ્યારે જોયુ ત્યારે તેને માલુમ પડયું કે કોઇ અમીર જેવો માણસ આવે છે. અ-થવા તો કોઇ રાજકુમાર હોય તેમ જણાય છે. ઘણું ક-રીને ક્ષત્રી કુળમાં ઉત્પન્ન થયેલો રજપુત હોવો જોઇએ. તે ફકત એકલો હે તથાપી તેની પાઘડીના શીરપેચ ઉપર હીરાના ત્રણ નંગ શિરબંધી તરીકે જડેલા ઘણા કીમતી નજરે દેખાય છે તેના ગળામાં ઉત્તમ પંક્તીના માણેકના દા-ણાની માળા છે અને મોતીની માળા ખાસ નજરે પડે છે. ઉપર ઉપરથી જે તેની પાસે જણાય છે તે સુમારે એક લાખ રૂપીયાનું જવાહીર છે અહાહા ! જરૂર કોઈ રાજપુત્ર હોવોજ જોઇએ આજનો દીવશ ખરેખરો લાભકારી છે. અવસ્ય આપણે કાર્ય સાધવું જોઇએ એમ વિચારની સાથે તુરત ઉપરના અવાસ ઉપરથી ઉતરી પડયો. તુર્ત બે ઉમદા ઘોડાઓ તૈયાર કર્યા. તેમાં એક ઘોડા ઉપર જોઇતો સામાન લઇ પોતે સ્વાર થયો, અને બીજા ઘોડા ઉપર પોતાનો ભરૂસાવાળો માણસ સંકેતિક ઘઢવીનો વેશ ધારણ કરીને તૈયાર થયો; બન્યો જણના હાથમાં ચાંદીથી મઢેલા હોક્કા શોભી રહ્યા છે, ઠગ ઠાકોરે રજપુત સંગઘડાશાઇનો ઉતમ પોશાક પેહેરી લીધો હતો, પોતાની સાથે જે હતો તેને ગ-ઢવીનો પોશાક આપ્યો હતો, તેથી જાણે કોઇ ઠાકોરની સાથે ગઢવી વાતો કરતો જતો હોય તેવો દેખાવ જણાતો હતો, ઘણા વેગની સાથે નગરમાંથી આ બન્યો માણસ નીકળ્યા. તેવા નગરથી એક કોસ દુર એક શરોવર ઉપર સુરીયામ રસ્તા આગળ લીમડાના ઝાડ નીચે જાજમ પાથરીને બેઠેલા

હતા, એક ચાંદીનો લોટો તથા પવાલુ હતું તેમાં પાણી ભરેલું હતું. અમલ કસુંબાની ગયણી તૈયાર કરી નીચે ચાંદીની વાડકીયો ધરી દીધી હતી, એક ચાંદીનો ટાટ હતો તેમાં દ્રાક્ષ, પીસ્તાં, બદામના ગોળા, ચારોળી, અખોડ અંજીર, સાકર, છીનેલુ ટોપરૂ અને મગદળના લાડુ ગોઠવેલા હતા, આ પ્રમાણે ઠાઠથી બેઠેલા છે એટલામાં એજ રસ્તે થઇ વટેમાર્ગુ મુસાફર જે કે પૃથુસિંહ સન્મુખ દેખાતા નગરમાં પ્રવેશ કરવાને માટે જાય છે જતાં જતાં પૃથુસિંહની નજર ઉત્તમ પ્રકારના તળાવ ઉપર ગઇ ઘોડો તરસ્યો હતો તેથી તેને પાવા સારૂ તે તરફ લઇ ગયો, ઘોડાને પાણી પાઇને પોતે જે પેલા બન્નો જણુ બેઠા છે ત્યાંજ આવીને ઉભો રહ્યો તેમના પ્રત્યે પૃથુએ પ્રશ્ન કર્યો કે આ નગરનું નામ શું ? કોણ રાજ્ય કરે છે ? આ ગામ મુકયા પછી જે બીજુ ગામ આવવાનું તે કેટલે દુર છે ?

ઠગ ઠાકોર—(મુસાફર પ્રત્યે) આવો, આવો, બેસો, થાયછે જવાય છે ઉતાવળ શી છે, સાયંકાળ થવા આવ્યો છે; હવે એ ગામ મુકીને આગળ જવામાં શો માલ છે, તમે અમારા મિજમાન છો. તમે ગમે તેટલુ કરશો પણ આજ તો તમારી સાથે આનંદથી વાતો કરીને મોટા દરસનનો લાભ લેવાનો છે. એમ કહીને ઠગ ઠાકોર ઉભો થઇ મુસાફરનો હાથ ઝાલી મોટા માન સાથે પાથરેલી જાજમ ઉપર બેસાર્યો, પછી તુરત પુછવા લાગ્યો, કે આપ ખરેખરો તાપ વેઠીને આવ્યા છો માટે ઠંડુ જળ પીને શાંત થાઓ તમારા જેવા સરદાર સાહેબોનો અમને મળવાથી માત્ર આનંદનોજ લાભ છે આજ તો આપણે જોડે બેસીને આપણે ઘેર વાળુ કરીશું. બાદ વાતચિત કરી ગમતમાં વખત ગાળીશું.

પૃથુપરમાર—ઠીક છે, જ્યારે તમારો આગ્રહ છે તેમજ તમારી કૃપા છે તે સાથે તમારો નૌતમ પ્રેમ છે તે વીગેરે તંતુઓથી બંધાઇને તમારા કહેવા પ્રમાણે આજની રાત્રી હું રહીશ.

એમ વાત કરે છે એટલામાં નજીકમાં જે ગઢવીના વેશથી બેઠો હતો તેણે અમલના પાણીની સ્વચ્છ નાની વાટકીયો ત્રણ ભરેલી તૈયાર કરી, તેમાંની એક વાટકી ઠગ ઠાકોરતા આગળ મુકી. બીજી હતી તે આવેલા મુસાફર આગળ મુકી. અને ત્રીજી વાટકી પોતાના આગળ મુકી. પછી તે લેવાને માટે સાન કરી, રજવાડી રીત પ્રમાણે વખતે વખત અમલ લેવાનો મહાવરો પૃથુસિંહને હતો, માટે આ વખતે અમલની વાટકી તેમણે પણ હાથમાં લીધી ત્રણે જણાએ પીધી. ત્યાર પછી હુક્કો ગગડાવવા સારૂ બેઠા– તે થઇ રહ્યા પછી દ્રાક્ષ ચારોળી પીસ્તાં વીગેરે દરેક ચાંદીની મોટી વાડકીમાં ગોઠવીને દરેક આગળ મુકવામાં આવ્યાં તેમાંથી ખારબંજણું ચલાવવા માંડયું; આ પ્રમાણે વ્યવહારિક ક્રમ શરૂ થવા લાગ્યો તેમાં–ઠગ ઠાકોરે નવિન આવેલા મુસાફર પ્રત્યે વાત કરવા શરૂ કરી.

નવિન આવેલા સ્વાર પ્રત્યે–કહો મેહેરબાન; આપ ક્યાંથી આવોછો? અને ક્યાં જવું છે, આપનું વતન ક્યાં છે? અને કયા વંશમાં આપનો જન્મ થએલો છે?

નવિન સ્વારે ઉતર આપ્યો કે—અમરકંટક પર્વતોની મધ્યમાં વીસ્તીર્ણ ઉંચ તળેટી પ્રદેશમાં વીલાસનગર છે તે નગરના પરમાર રાજા અમરસિંહ છે તેમનો હું પૃથુસિંહ નામનો પુત્ર છું; વગર સાહ્યતાએ દેશાટન કરવામાં કેવી હરકતો વેઠવી પડે છે તે હરકતો વેઠીને દેશાટન કરવું, એવો માહારો નિશ્ચય થયો હતો, તે ઉપરથી હું એકલોજ ફરવા નીકળી પડયોછું; જેમાં મને ખાનગી રીતે નવીન લા

મ થતો જાય છે, સ્વતંત્રતાની મુસાફરી જે પ્રકારનું ઉત્તમ ફળ બક્ષે છે તેવું પરતંત્રતાની કે સુખ માર્ગની મુસાફરી ફળ બક્ષતી નથી. જો કે હું તેવી સ્થીતીમાં ફરૂછું તોપણ આ સ્થિતિ મને ઘણી આનંદકારી લાગે છે સ્વાભાવિક જેમ જેમ મને સુગમ પડે છે તેમ તેમ તે તરફ જવાની મારી મુસાફરી છે. અમુકજ ગામ જવું અને અમુકજ કાર્ય કરવું છે એવી પ્રકારનો મારો નિગ્રહ નથી; જેથી પ્રવાસનું નિશ્ચય પ્રમાણ બાંધ્યું નથી.

નવિન આવેલો મુસાફર જેમ જેમ ઉપર પ્રમાણે મતલબની વાત કરતો જાય છે તેમ તેમ તે વાત સાંભળનાર ઠગ ઠાકોર જાણે આશ્ચર્ય પામી ગરક થઇ ગયો હોય, જાણે ઉમંગરૂપી સરીતામાં ઝીલતો ન હોય ! જાણે આનંદમાં મસ્ત થઇ ઉઠીને ભેટી પડવાનો દેખાવ ન હોય તેવા દેખાવ વારા ફરતી કરીને વાત પુર્ણ થતાની સાથે તુરત તે ઠગ ઠાકોર આવેલા સ્વારને ભેટ્યો હૃદય સાથે ચાંપ્યો, નેત્રમાં પ્રેમનાં આશ્રુ ખરી પડવા માંડયાં. ત્યાર બાદ મોટો અલ્હાદ પ્રાપ્ત થઇ ગયો, અને તુરત નવિન સ્વાર પ્રત્યે બોલવા લાગ્યો કે.

અહાહા ! ધન્ય ભાગ્ય, માહારે ઘેર બેઠાં ગંગાનો પ્રવાહજ મલ્યો, અમારો તમારો કેવો સંબંધ છે એ તમારા જાણવામાં નહિ હોય; કેમ કંઇ જાણવામાં છે કે.

પૃથુસિંહ—હું કેવળ અજાણ્યોછું; માટે હવે તો મને આપની સાથેનો સંબંધ જાણવાની ઇચ્છા થઇ છે માટે મેહેરબાનીથી કહો.

ઠગ ઠાકોર—( પોતાની છાતી ઉપર હાથ મુકીને આકાશ તરફ નજર કરી જાણે આશ્ચર્ય પામતો હોયની ! તેવી આકૃતિ બતા કરીને. ) તમે. અમારા જમાઇછો અને હું તમારો સસરોછું, સમઝ્યા કે !

પ્રથુસિંહ—( નિચુ જોઇને,) મને તો આશ્ચર્યંજ લાગે છે કે આમ હોય તો હું કેમ જાણી ન શકુ!

ઠગ ઠાકોર—અમરસિંહ હજુરે મર્યાદા રાખીને તમને કહ્યું નહી હોય, માટે તમારા જાણવા બાહાર છે. તમારૂ લગ્ન થયું નથી અને હું સસરો કેહેવાઉછું. કેમકે જ્યારે તમારો જન્મ થયો નહોતો તે પેહેલાં કોલ કરાર થએલો છે.

પ્રથુસિંહ—( આશ્ચર્ય સાથે ) કહો કહો મારા સમ મારે એ વાત જાણવાની ઘણીજ અગત્ય છે.

ઠગ ઠાકોર—તમારા પિતાજી યુવાવસ્થામાં પોતાની વહુજી સાથે કાશીમાં આવ્યા હતા અને હું પણ તે સમયે મારી સ્ત્રી સાથે કાશીમાં ગયો હતો, સુમારે સોમવારના દીવશે પ્રાતઃકાળમાં મણિકર્ણિકા કિનારે તમારા પિતાની સાથે મારો મેળાપ થયો, મને મળતાજ ઘણા આનંદ પામ્યા હું તેમનો યુવાવસ્થાનો મિત્રછું તેથી તેમનું મન મને જોઇને પ્રફુલ્લ થયું, તેવીજ રીતે તમારાં માતુશ્રીની સાથે મારી સ્ત્રીનો સખીભાવ અર્થાત બેહેનપણીનો ભાવ હતો. તેથી બન્યો સાથે સાથે મણિકર્ણીકા કીનારા ઉપર સ્નાન કરતાં હતાં—આ વખતે બન્યો સગર્ભા હતી સ્ત્રીયોનો ધર્મ છે કે પોતાનો વંશ જેમ વૃદ્ધી પામે તેવી ઇચ્છા કર્યાંજ કરે. પુત્રની વાંચ્છનાવાળી એવી બે યુવસ્ત્રિઓએ આનંદના દિવશ પેટ રહ્યા છે તે બાબત વાતો ચરચાવવા લાગી; તેમાં છેવટે બન્યોએ પોતાના પ્રેમ આવેશમાં એવો નિર્ણય કર્યો કે જેને પુત્ર થાય અને જેને પુત્રી થાય તો એક બીજાનું લગન કરવું. પણ અત્યારથી આ ગંગા કીનારે મણિકર્ણીકા રૂપી ભવતારણી પવિત્ર દેવીની સત્તા રૂપ જળ હાથમાં લઇને પ્રતિજ્ઞા કરીએ છીએ જ્યારે તેમ થાય ત્યારે તેમનું લગન

અત્યારથીજ થઇ ચુકયું છે આ પ્રમાણે પરસ્પર ગંગાનું જળ મુકીને, પોતાના ઉતારામાં આવ્યાં તમારી માતુશ્રીએ તમારા પીતાને પોતાના પ્રણની વાત કરી અને મારી સ્ત્રીએ બનેલી હકીકત તથા પ્રણ નિશ્ચય વાત મને પણ કહી–બીજે દીવશે તમારા પીતાજી અને અમે બન્યો મળી આ વાત ચરચાવી તેમણે પણ તે વાત કબુલ કરી. ત્યાર બાદ જ્યાં સુધી અમે કાશીમાં રહ્યા ત્યાં સુધી પરસ્પર બેસવું ઉઠવું ગાનતાન રંગ તાલ અને મોજમઝા કર્યા કરતા હતા. જ્યારે વૃતિ ત્યાંથી ઉપડી ત્યારે એક બીજાથી છુટા થઇ આ તરફ આવ્યા–હવે ઇશ્વરે તેવોજ યોગ લાવીને ગોઠવ્યો છે. કન્યા હદ ઉપરાંત મોટી થઇ ગઇ છે અર્થાંત તમારી ઉમર પ્રમાણની થઇ છે મ્હેં તમારા પિતાજી ઉપર કાગળ બહુ લખ્યા હતા–પણ તેમણે અત્યાર સુધી ધ્યાનમાં લીધુ નથી–તેનું કારણ શું ! તે કંઇ કહિ શકાતું નથી.

પ્રથુસિંહ—આ વાતની મને ખબર નથી–મારૂ લગ્ન સાત આઠ વરસથી થયું છે, મારી રાણીને એક પુત્ર ચાર વરસની ઉમરનો છે છતાં આપનો આહાવો સંબંધ મારા જાણવામાં આવ્યો નહી એના માટે હું ઘણોજ વીચાર કરૂછું–કદાપી પીતાજી મને વાત કહે નહી. તોપણ દીવાન તો જાણેજ, એમ નહી તો મારી માતુશ્રી પણ જાણેજ, કોઇને પણ કાને વાત જાય અને તેથી કંઇ પણ ગને સનેથી થોડી મતલબ પણ હું જાણી શકુ, પણ તેમ થવાનું કારણ શું હશે ! તે તર્ક કરવાને આગળ હરકતો પડે છે.

ઠગ ઠાકોર—અલબત ! તમને તો શંકા આવેજ, પણ આપના પિતાજીને અમારા કુળ કરતાં ઉંચા કુળની કન્યા મળવાથી, આ વાત ઉપર ધ્યાન આપ્યું નહી અને

સાક્ષાત ગંગાદેવીના ગુન્હેગાર થયા. સત્ય ઉપર શસ્ત્રનો ઘાવ નાંખ્યો છે તમે અહીયાં પંદર દીવસ અમારે ઘેર રહો અને અહીથી આપના પીતાજી તરફ પેગામ સ્વાર મોકલીયે પછી તેનો ઉતર તમારા પીતાજી તરફથી કેવો આવે છે તે તુરત જણાશે.

અત્યાર સુધી તો તે બાઇ સાહેબ અમારા પત્રોનો જવાપ ગળી ગયા છે અને હવે પત્રનો જવાપ ગળાય તેમ નથી. કારણ કે તમે અમારે ત્યાંજ છો એમ જ્યારે તે જાણસે તથા પૂર્વે ગંગાનદીનું જળ હાથમાં લઇ પ્રતિજ્ઞા કરી છે એ વાત માટે જો તેમને બીક હશે તો, જરૂર તુરતજ પત્ર લખશે વિશેશે કરી તમે અહીયાં છો માટે સમઝાવીને લગ્ન કરી દેશે એવી પણ કદાપી વૃતિ હોય તો તુરતજ જવાપ આવશે. એવો વિચાર તેમનો ગમે તે હીતનો હોય તોપણ સત્ય પ્રમાણે વર્તવાને પૂર્વે સત્યવાદી પુરૂષો કેવા બંધાયા હતા! તેનો દાખલો આખું જગત જાણે છે.

**પ્રથુસિંહ**—( ઠાકોર પ્રત્યે ) તો શું! તમે તમારી દીકરીને અત્યાર સુધી કુંવારીજ રાખી છે!

**ઠગ ઠાકોર**—હા,-મને તો ગંગાના જળનો ભય છે, સત્ય પ્રમાણે ચાલવું એવો વીવેક છે, જ્યારે તમારા પીતા ચોખી ના લખે તોજ મને બીજું કાર્ય સુઝે પણ તે તો નાયે નહી અને હા પણ નહી, પછી કેમ કરવું!

**ગઢવી**—ખરી વાત છે જેઓ વચન પાળે છે તેમને તો બલિહારી છે.—સત્યવક્તા પુરૂશોનાં નામ આ દુનિયામાં અચળ રહી ગયાં છે. જુવો કે—

## ॥ छप्पै ॥

बचन काज नृप धर्म गये बनवास उलटकर
बचन काज हरिश्चंद्र फिर्यो जहां तहां परिश्रमकर
बचन काज रघुराम ॥ वाली वानरकों मार्यो
बचन काज श्रीकृष्ण मित्रको रथ हंकार्यो
हरसिद्ध कहत यह बचन हित निज तन धन अर्पन
कियें,
यह धरनि बचन आधारतें ॥ सकल बोज सिरपर
लिये ॥ १ ॥

એક વચનને માટે પાંડવમાં શ્રેષ્ટ ભ્રાત ધર્મ રાજાએ વનવાસ પોતાના ભ્રાત માતુ સહિત ભોગવ્યો હતો,–વળી સત્ય વચન પ્રતિપાલનને અર્થે હરિશ્ચંદ્ર રાજા જ્યાં ત્યાં અનેક પ્રકારની ઉપાધીયો અને દુખ પરિશ્રમ વેઠીને ફર્યા હતો,—વચનને માટે શ્રી રામચંદ્રજીએ વાલી વાનરને માર્યો હતો, તેમજ વચનથી પ્રતિબંધન થઇને શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનનો રથ હાંકયો હતો, હર્ષદ કહે છે કે એ પ્રકારે સત્ય વચન પાળવાને સારૂ કેટલાક ગુણી સજ્જનોએ પોતાનું શરીર અને ધન માત્રનું અર્પણ કરી ચુકયા હતા. વળી આ પૃથ્વિ પણ વચન આધાર વડે કરીને આ શ્રષ્ટીનો બોજ સહન કરે છે. માટે વચન એજ માણસનું ભુષણ છે.

**ઠગ ઠાકોર**—ખેર, અમરસિંહજીએ કદાપી એ વાત મુલતવી રાખી હશે, જ્યાં સુધી તેમણે ખુલાસો નથી આપ્યો ત્યાં સુધી તેમનો વિચાર ના કહેવાનો નથી એમ

તો નકી થાય છે તેમાં વળી ઘેર બેઠે ગંગા ! પછી કહેવું શું મને આજનો આનંદ અલભ્ય જેવો છતાં સહેજ તે આનંદનો લાભ થઇ ગયો છે.

**ગઢવી**—( ઠગ ઠાકોર તરફ જોઇને ) કહો હવે શી આજ્ઞા છે ! બીજીવાર જરાક અમલ કાઢું કે !

**ઠગ ઠાકોર**—હા, હા, કાઢો તો ઠીક પછી આપણે ઘેર જઇએ.

**પ્રથુસિંહ**—શા માટે ! હવે કોહોને લેવો છે !

**ગઢવી**—એમ તે હોય કે ! તમે તો અમારા જમાઇ છો માટે હવે તો ના નહિ કહેવાય.

**પ્રથુસિંહ**—તે જ્યારે હદ ઉપરાંત થાય ત્યારે શરીરને નિર્માલ્ય કરે છે.

**ગઢવી**—અરે ગરિબપરવર ! એમ તે હોય કે.

## ॥ कुंडलियो ॥

चैन अमलको चो गुनो, पीवत प्रगटे नूर
जोबन हें गजराजको, बाढे हृदय गरूर
बाढें हृदय गरूर, शूरपनमे बुधशाली
स्त्री स्थंभनके मध्य मरदको करे खूशाली
कहत सु कवि गुनजान, बदन ज्यौं प्रफूल्ल कमलको
रहे मस्त भरपुर, चौगुनो चैन अमलको

અમલથી શરીરની કાન્તી ચાર ઘણી દેદીપ્યમાન દીપી ઉઠે છે શરીરનું વાન કામકોડીલા જેવું દેખાય છે, સિંહની માફક બળવંત જોબન પ્રાપ્ત કરે છે. અને શરીરમાં ગર્વનો અંશ વધે છે, સ્ત્રીઓને આનંદ આપવામાં સમર્થ થાય છે શરીરને પ્રફૂલ્લ થએલા કમળ જેવું રાખે છે અને મસ્ત સ્થિ-

તિમાં રહે છે માટે અમલની બલિહારી તો ઔરજ હોય છે—એમ બોલીને કિંચિત ભાગ અમલનો પૃથુસિંહને આપ્યો, તે સાથે ઠાકોરે અને ગઢવીએ અમલ લીધું, અને એક બિજાને રંગ આપવા લાગ્યા, ગઢવી બોલ્યો કે રંગ છે તમને ત્યારે ઠાકોર બોલ્યો કે રંગ છે ગઢવી તમને, એમ પરસ્પર બોલીને કસુંબો ગટ કરી ગયા, અને ફરીથી હોકકો ગગડાવવા લાગ્યા. ત્યારે પૃથુસિંહે હાસ્ય વિનોદ દાખલ ગઢવીને એટલુ કહ્યું કે તમે પરસ્પર રંગ—મોઢે બોલીને શાંનો આપ્યો ! કેમકે જેમણે આર્યનું રક્ષણ કર્યું છે તથા જેઓ આર્ય ભુમિમાં પરાક્રમિ કહેવાય છે તેમને રંગ (ધન્યવાદ) આપવામાં આવે છે ત્યારે શું તમે બન્યો તેવા છો કે ?

**ગઢવી**—શાબાશ માહારા મેહેરબાન (એમ કહીને તે હવે બોલવાની છટા ફેરવે છે) આપે પણ ઉત્તમ પ્રકારનો પ્રશ્ન કર્યો છે, યદ્યપિ આપનો પ્રશ્ન ખરો છે અફીણ લેતી વખતે એક બીજાને રંગ આપીએ છીએ એતો માત્ર શોભા છે પણ જ્યારે ખરેખરો રંગ આપીએ છીએ તે રંગને લાયક જુદા પરાક્રમી ગણીએ છીએ તે કોણ ! સાંભળો.

## ॥ कुंडलियो ॥

रंग उनकू देत, कर मात तातकी सेव
सत्य शूर, दाता दया, चरन चित गुरुदेव
चरन चित गुरु देव, बचन मीठो मुख बोले
एक युवति पतिव्रत औरपें कच्छन खोले
इर्षद करहु निदान, कबहु न बिकार जनुकु
करत मातकी सेव ॥ देत हैं रंग उनुकू

## ॥ कुंडलिया ॥

फरसी धरकों रंगहें ॥ करमें फरसी लीन
शस्त्रार्जुन कर छेदिके, नछत पृथिवि करदीन ॥
नछत्व पृथिवि करदीन ॥ बिप्र फरसी धर कहायो॥
पितर बचन प्रतिपाळ अमरपद जगमें पायो
हर्षद अति बळवंत मान मर्दन महिधरको
हेत उमंग भर रंग रंग है फरसी धरको ॥ २ ॥

---

राय करनको रंग है ॥ बाणावळि गुनजान
बिपत समय हार्यो नहि ॥ कियो कनकको दान
कियो कनकको दान सत्यव्रत भंग न कीनो
कनक दंतको मर्ण समय ब्राह्मनकों दीनो
हर्षद अडग उदार धन्य अस धैर्य धरनेको
महाशूर रनधीर, रंग हें राय करनको

હે પૃથુસિંહજી હજુર! અમસ્ર કસુંબો લેતી વખતે તો આહાવા આહાવા શૂરવીરનેજ અમે રંગ આપીએ છીએ પણ જે દેડકુ દેખીને ભડકે એનું તો અમે નામ પણ દે-તા નથી.

**પ્રથુસિંહ**—વાહ વાહ ગઢવી ! તમે તો વીચિક્ષણ જણા-ઓછો તમારા સહવાસથી તમામ વખત આનંદમાંજ વ્યતિત થાય.

**ઠગ ઠાકોર**—( ઉભો થઇને ) કેમ ! હવે આપણે આપ-ણા મુકામ તરફ ચાલીએ તો ઠીક કેમકે સાંજનોં વખત થઇ ગયો છે ( એમ કહી પૃથુસિંહ તરફ નજર કરી-

ને ) કેમ હુજુર હવે આપણે ઘોડાપર સ્વાર થઇ નગરમાં પ્રવેશ કરીએ.

**પ્રથુસિંહ**—બહુ સારૂ. ચાલો. એમ કહીને નગરમાં પ્રવેશ કરીને ઠગ ઠાકોરના વિસ્તીર્ણ મહેલમાં જવા લાગ્યા.

મેહેલનો દેખાવ ઘણો શોભાયુક્ત હતો. તે મેહેલની આગળની બાજુએ વિશાળ છુટી જમીન હતી. તેમાં ફુલ બાગ બનાવેલો હતો. વચમાં જળના ફુવારા હતા. દ્રાક્ષ વીગેરે વેલીકાઓના અનેક પ્રકારના માંડવા હતા. ઠેર ઠેર બેઠકો હતી તે સઘળુ વટાવીને છેક મહેલ નજીક આવ્યા ત્યારે મહેલના અડોઅડ પથરથી ફરસબંદી કરેલો મોટો ચોક હતો જેની ચારે તરફ બેઠકો ગોઠવી હતી. તે ચોકની અંદર મોટા પલંગ બીછાવેલા હતા. તેના ઉપર મશરૂ અને કીનખાબના મોટા ગદેલા પાથર્યા હતા. તે ઉપર પૃથુસિંહને બેસાર્યાં તેમની જોડેના પલંગ ઉપર ઠગ ઠાકોર બેઠો હતો એટલામાં બે મસાલચી મસાલ પ્રગટાવીને બાજુ ઉપર ઉભા રહ્યા. એટલામાં ઘરના નોકરો, હાજર થયા. દરેક જણને કામની વ્યવસ્થા ઠાકોરે બતાવી દીધી. આ વખતે ગઢવી હાજર નહોતો. ફક્ત પૃથુ અને ઠાકોર બેજ જણ હતા. જરાકવાર થઇ એટલે ઠાકોરે પૃથુને કહ્યું કે એક ઘડીવાર જરાક તાજી હવા લેવાને આપ આ જગોએ આરામ લ્યો હું જરાક જનાનખાનામાં આપના આવ્યાના સમાચાર વીગેરે આપવાને જાઉંછું પછી તુરત આપનીજ પાસે આવુંછું—એમ કહીને ઠગ ઠાકોર મેહેલની અંદર ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૮ મું.

## પ્રથુસિંહના મનનો ગુંચવાડો અને વિચિત્ર દેખાવ.

આ તરફ પૃથુ પલંગ ઉપર આળોટતો ભારે વીચારના મોઝામાં સપડાવા લાગ્યો, તેને એકંદર ઠગ ઠાકોર તરફની હકીકત ઉપર ઉંડા વીચાર ઉત્પન્ન થવા લાગ્યા, વળી પોતે સંકલ્પ વિકલ્પ પણ કરવા લાગ્યો, અરે હું કેવો ભાગ્યશાળી કે મુસાફરી કરતાં સાસરૂ આવી પોહોચ્યું! પણ તે શું ખરી વાત હશે! ખરૂજ હોવુ જોઇએ. કેમકે આ ઠાકોરને જુઠું બોલવાનું કંઇ કારણ જણાતું નથી, કોઇ એહેવો ન હોય કે પોતાની દીકરીને વગર વીચારે વળગાડે ના ના એમ તો શું હોય, જ્યારે આ તરફ નજર કરીએ છીએ ત્યારે ઠાકોરના કહેવા ઉપર વજન લાગે છે જ્યારે મારા પીતાજી તરફની હીલચાલ ઉપર ધ્યાન આપું તો આ ઠાકોરની કન્યા સાથે માહારા લગ્ન માટે થએલી વાત અત્યાર સુધી કેમ છુપી રહી. અગર પીતાજીએ મારૂ લગ્ન આ જગોએ વચન આપ્યા છતાં કેમ ન કર્યું. તેનું શું કારણ હશે, હે ઇશ્વર! આમાં ખરૂ શું છે! તે કંઇ જણતું નથી, ખેર હરી ઇચ્છા; પણ તે કન્યા કેવી છે તે તો પ્રથમ જોવી જોઇએ! પછી વાત; એમ વીચાર કરતો કરતો લીન થઇ ગયો છે એટલામાં ઠગ ઠાકોર ઘરમાંથી બાહાર આવ્યો અને પૃથુસીંહની જોડે બેઠો. અત્યંત પ્રેમના આવેશમાં આવેલો ઠગ ઠાકોર; પૃથુસીંહ પ્રત્યે કહેવા લાગો–કે આપ હવે આ મકાનના ચોથા મજલા ઉપર પધારો આપને વાળુ કરવાને માટે તમામ સાધનો મારી પુત્રી **વાસંતીએ** તૈયાર કર્યાં છે તે પણ ઉપર છે; આપના અશ્વ ઉપરનો સામાન નીચે ઉતાર્યો છે અને કપડાં વીગેરે

જે કંઇ આપની હડપીમાં હશે તે હડપી ચોથા મજલા ઉપર ઘણી સંભાળથી મોકલાવી દીધી છે; આપ સુખે ઉપર પધારો કેમકે મુસાફરીનો પરિશ્રમ ઘણોજ થયો હશે, એમ કહી નજીકમાં એક દાશી ઉભી હતી તેને આજ્ઞા કરી કે આ પૃથુસિંહજી હજુરને ઉપરને ચોથે મજલે રંગ મહેલમાં લઇ જા.

દાસી ચાલાક હતી, યુવાન હતી, તેણી પૃથુ આગળ આવીને ઘણી નમ્રતાની સાથે હાવભાવ યુક્ત મંદ હાસથી બોલવા લાગી કે પધારીએ હજુર.

પૃથુસિંહ તે દાસીની પાછળ પાછળ મેહેલમાં ચાલ્યા ગયા પૃથુ અને ઠગ ઠાકોરની દાસી ચોથા મજલે જતા પેહેલાં હવે તે ચોથા મજલા ઉપર ઠગ ઠાકોરની શ્રેષ્ટ રૂપવંતી વાસંતી શું કરે છે કિંવા તેણે કેવી ગોઠવણ કરી મુકી છે તેની જરા માહીતી લઇએ.

નવા આવનાર મિજબાનને મોહીત કરવાને જેટલા શૃગાર ધારણ કરવાના હતા તેટલા અતી ઉત્તમ પદ્ધતીથી ધારણ કર્યાં હતાં, તે વાસંતી પ્રૌઢા હતી છતાં પરણાવી નહોતી. તેનામાં લાવણ્યતા એવી હતી કે ચતુર પુરૂશો તેના ઉપર પ્રેમ રાખ્યા વિના રહેજ નહી. તેનુ સ્વરૂપ ઉર્વેશી જેવું હતું. તેનામાં પવિત્રતા હતી. તે કેવળ પ્રેમાળ દયાળુ અને સત્યવકતા હતી, તેનાં આચરણ મનુષ્યનું મન હરી લે તેવાં હતાં, તેને જોતાંજ મોહ પ્રગટ થાય તેવો તેનામાં કુદરતિ પ્રગટ થએલો હાવભાવ હતો યદ્યપિ તેનો જન્મ નિર્દય કપટી અને અઘોર કૃત્ય કરનારા ઘાતકીને ઘેર થયો હતો તેનું પાલણ તેના મા બાપના હાથ નીચે થયું હતું. તેથી માત પીતાનો આજ્ઞાનુસાર તેને ચાલવું પડતું હતું. આ પવિત્ર અને નિષ્કલંક અબળાના હાથથી સેંકડો માણસોનાં મર્ણ થયાં હશે તેના માટે આ દયાળુ **વાસંતી**

ઘણો પશ્ચાતાપ કરતી મોટો નિશ્વાસ નાંખતી હતી. આ એકજ પુત્રી હતી. આખા નગરમાં વાસંતી જેવું સ્વરૂપ કોઇનું પણ નહોતું તેથી તેના મોહ પાશમાં કીટ પતંગ જેવા ફસી પડનારાઓને ફસાવવાને માટે ઠગ ઠાકોરે આ પવિત્ર બાઇનું લગ્ન કર્યું નહોતું આટલી બધી ઉમરની યુવા અવસ્થાએ પોહોચેલી છતાં તેનું લગ્ન ન કર્યું તે માત્ર ઠગ ઠાકોરના પોતાના સ્વાર્થનું કાર્ય શિવાય બીજું કંઇજ નહોતું. તથાપી તે વાસંતી કેવળ નિરાશ, ઉદાશ, અને કામજ્વરથી પીડીત રહેતી હતી, પોતાના પિતાને ઘેર ખાન પાન તથા વસ્ત્રાદિક અમુલ્ય દાગીના અંગ ઉપર ધારણ કરવાનો લાભ મળતો હતો તે સઘળુ તેને દુખદાયક લાગતું હતું તે પોતાના જેવો ચતુર ચાલાક શૂર અને બુદ્ધિવાન વીર પુરૂશને ચાહાતી હતી. પણ તેવો તેને કદાપીકાળે તક મળતો નહોતો, અત્યાર સુધી તેના મોહ ફંદમાં જેઓ મર્ણ પામ્યા અને તેમાં અત્યંત પૈશો મેળવ્યો તે કાર્યમાં મન મોહન કોડીલો કોઇ પુરૂષ તેની નજરમાં આવ્યો નહોતો. તેથી હર વખતે પોતાના નિચ કાર્યને ધીક્કાર આપતી ઉમંગ રહિત રહેતી હતી; પણ આજ તેના હૃદયમાં મોટી આશા બંધાયલી હતી, પણ તે આશા લુલી હતી. કેમકે તેના પીતાના દુર્ઘટ બંદોબસ્તમાંથી નાશી છુટવાને તે અબળાની બીલકુલ હીમત નહોતી. તેમ તે અબળાને મદદ આપનાર શૂર પુરૂષ મળે એવો સંભવ નહોતો પણ આજે કોઇ રાજપુત્ર આવ્યો છે તેવી વાત તેના ઘરમાંથી તેણે સાંભળી હતી. તથાપી તે નિરાશ થઇ હતી. કેમકે માત પીતાની સખત આજ્ઞા પ્રમાણે ઘાતકી કાર્ય કરવાનો તેના ઉપર મોટો બોજ હતો. યદ્યપિ તે રાજકુમારને જોવાને તથા તેની ચાતુર્યતાની પરિક્ષા કરવાને ઉલટવાળી થઇ હતી, તે પ્રૌઢા થઇ હતી. તો પણ તે પવિત્ર રહિ હતી, તેણીએ

પોતાનું શીયળ ભંગ કર્યું નહોતું, એમ થવાનું કારણ એ હતું કે તે ચતુર અને બુદ્ધિવાંન હતી તેથી તે પોતાને મન માનીતો પસંદ કરવાને તેનામાં મોહ હતો એટલા માટે તેનો શીયળ સચવાયો હતો; એવી વાસંતી આજરોજ મોતીની શેરનું વેણીમંડન મુસ્તક ઉપર ઠરાવીને વીશાલ ભાલમાં ઉચી પ્રતના પોખરાજ જડેલો કુંદનવાળો ગોળાકાર ચાંલ્લો ચોઢી દીધો હતો કંઠમાં મુક્તાહાર ધારણ કર્યો હતો, તેનું શરીર લોહીથી ભરેલુ હતું તેનાં નેત્ર કેટલાઓના હૃદયને પણ વેંધી નાંખે તેવાં હતાં તેની નાશિકા અને ઓષ્ટ કેવળ મોહક હતાં તેનું સર્વાંગ વીભાગ સામુદ્રીક પ્રમાણે શુભ લક્ષણ યુક્ત હતાં તેણે ધવલ વસ્ત્ર ધારણ કર્યું હતું. તેની કાન્તીના પ્રમાણમાં જેટલી શોભા માત્ર દેખાય તેટલી શોભા સાક્ષાતકાર પ્રતિપાદન થઇ રહી હતી; તેણીએ ચોથા મજલા ઉપર ઈંદ્રભુવન જેવું કરી મુકયું હતું નાના નાના પ્રકારની વસ્તુઓ ચારે તરફ ગોઠવી હતી મધ્ય ભાગમાં ઉત્તમ ગલીચા સેતરંજીયો ઉપર બીછાવ્યા હતા મોટા ગાદી તકીયા ગોઠવ્યા હતા. તમામ તૈયાર સામગ્રી સહવર્તમાન વાસંતી, ચોથા મજલા ઉપર એક ગાદી ઉપર સ્વસ્થ થઇ ને તથા એક પ્રકારની આશાના તરંગમાં ઝોકાં ખાતી બેઠેલી છે એટલામાં એક પુરૂશ કે જે પૃથુસિંહ હતો, તેણે આ શુશોભિત અવાસમાં પ્રવેશ કર્યો.

પૃથુ જેવો ચોથે મજલે ચઢે છે તેટલામાં વીજળીની માફક ત્વરાથી ગાદી ઉપરથી ઉભી થઇ ઘુમટો વાળીને એક બાજુ ઉપર **વાસંતી** ઉભી રહી, હાથથી સાન કરીને ગાદી ઉપર બેસવાને બતાવ્યું.

પૃથુ ગાંદી ઉપર બેઠો. અને ચારે તરફ જોવા લાગ્યો. જથી તેથી તમામ રચના મનોહર લાગી, નજીકમાં દશ મુખવાળી ચાર દીવીયોની જ્યોતનો ઉજાશ સ્વચ્છ હતો તેથી

પૃથુની કાન્તી કામદેવ જેવી, જોઇને વાસંતી કેવળ મોહ પામી પણ તે તેનું મોહ લુબ્ધ થવું વૃથા છે એમ તે માનતી હતી, કારણ કે પરાધીનતાથી તેણીને પોતાનું કર્તવ્ય કર્યા વિના છુટકો નહોતો, યદ્યપિ આહાવા કામકોડીલા કુંવરને મોહોતના પંઝામાં સપડાવવો એ દલાલ તેને ઘણી દુર્ઘટ લાગી, અંતઃકરણમાં ઘણી ખીજ થઇ અને પોતાના દુર્ભાગ્યને ધિક્કારવા લાગી. તેની સાથે ધીરે ધીરે તેની મનોવૃતિ જાલાવા લાગી, સંકલ્પ વિકલ્પરૂપી યોદ્ધાઓએ તેને ખેંચતાણ કરવા માંડી, પણ માત પિતાના અન્નથી તે પોશાયલી, તથા એ શિવાય બીજો ખરો આધાર નહિ હોવાથી પોતાનું કર્તવ્ય બજાવવા ઉપર મનનું વલણ ચોકસ થતુ ગયું. આ પ્રમાણે વાસંતી વીચારરૂપી ભારે મોજાંમાં ડોલમડોલા થવા લાગી અને છેવટે વિચાર શુન્ય જેવી સ્થબ્ધ થઇ ઉભીજ રહી.

જ્યારે આ પ્રમાણે થયું ત્યારે યુવક પૃથુસિંહ એકી નજરે તે યૌવના તરફ જોવા લાગ્યો. આ વખતે પૃથુ અને તે વાસંતિ શિવાય આ વિભાગમાં બીજુ કોઇ પણ નહોતું તેથી પૃથુને મર્યાદાનો અંતરપટ અંતઃકરણમાંથી ખસેડવાને ફાવ્યો. તેને આ વખતે વાત કરવાને ઉત્તમ એકાંત તક મલ્યો હતો તેનો વિચાર કોઇ જુદીજ પ્રકારનો હતો તે માત્ર તેની ચાતુર્યતા, મધુરતા, સ્વરૂપ, ગુણ વીગેરે જોવાને ધારતો હતો. તેથી કોળ અધીરો અને ઉતાવળો થઇને પૃથુ તે વાસંતી સાથે ઉચ્ચાર કરવા લાગ્યો.

હે રમણિ! તમે આટલીબધી લજ્યાયુક્ત દુર કેમ ઉભાં છો! મારી પાસે તો આવો! હું તમારો ઇતીહાસ પ્રથમથીજ જાણી ગયોછું! તમારા પીતાએ મને તમામ વાત કહી છે મારા જન્મ પેહેલાંજ તમારી સાથે મારૂ લગ્ન કરવાનું નિશ્ચય કરેલું છે, તેથી તમે શા માટે મર્યાદા રાખોછો!

શાસ્ત્ર વિધિ પ્રમાણે લગ્ન થયા શીવાય હું તમને સ્પર્શ પણ કરવાનો નથી યદ્યપી મોહારી પાસે બેસીને મધુર બાશણ કરો તો મને મોટો આનંદ થશે.

**વાસંતી**—( પૃથુના કહેવા પ્રમાણે સન્મુખ આવીને બેસે છે ) હુજુર! સાહેબ! અમે અબળા જાતીને લજ્યા ઘણી હોય છે. અમારે ઘર બાહેર નીકળવાનો કદી પણ પ્રસંગ બનતો નથી તેથી આપ પેહેલવેલા અહિ આવ્યા તેથી મારા કેટલાક વીચારમાં હું લીન થઇ હતી.

**પ્રથુસિંહ**—( વાસંતીએ મલમલનું ઝીણું કપડુ પેહેરેલુ હતું તેથી જો કે ઘુંઘટો કર્યો હતો તોપણ તેનું ચંદ્ર વદન અંદરથી દેખાતું હતું તે જોઇને પૃથુ ચલાયમાન થયો અને કહેવા લાગ્યો કે ) તમે મારી મર્યાદા શામાટે રાખોછો! એમ કહીને પૃથુએ તેના ઘુંઘટાનો પટ હાથેથી તાણીને ખશેડી નાંખ્યો,—પછી કહેવું શું! પૃથુ જે મનમાં ધારતો હતો તેથી પણ હજાર દરજે લાવણ્યતા સ્વરૂપ અને શોભા નજરે પડી. કેવળ તેને જોઇને દિગમુઢ જેવો બની ગયો પણ તેનામાં વિવેક હતો તેથી ઠેકાણે આવીને બીજી વાતચિત કરવા માંડી એટલામાં **વાસંતી** બોલી, હુજુર સાહેબ! આપણે પ્રથમ તો ભોજન કરી લઇએ પછી નીવૃતિએ વાતચિત કરવાનો વખત મળશે. એમ કહી દાશીને ઘાંટો પાડી બોલાવી, દાશી હાજર થઇ તેને નેત્રના અણુસારાથી સમઝાવીને કહ્યું કે બે મોટાં ટાટ પીરસી લાવ્ય,— વાસંતીની આજ્ઞા પ્રમાણે તુરતજ ભોજન કરવાના મોટા થાળ લાવીને હાજર કર્યા, તે બન્ને થાળમાં મોટો ભેદ અને ફેરફાર હતો, આવેલા મિજબાનને માટે જે ટાટ હતો તેમાં લાડુ ગોઠવેલા માત્ર ઝેરના હતા, એમ કરવાનો સંકેત તેણીના માત પિતાનો પ્રથમથી થએલો

હતો અને દાશીએ તે પ્રમાણે પોતાની ફરજ અદા કરી હતી.

**વાસંતીએ** આવેલા યજમાનના ટાટમાં ઝેરના લાડુ દીઠા હતા. પણ માત પિતાના ભયને લીધે તે બદલવાને શક્તીવાન થઇ નહોતી, અથવા તે બદલીને તેને બચાવનું સાધન કરે તો તેની સાથે પોતાના બચાવનો માર્ગ તેણીએ ખોળવાની સવડ કરવી પડે તેવી હતી પણ તેમ થવાને ઘણું કઠણ હતું માટે તે ચુપ થઇ ગઇ. મનમાં ઘણું મુઝાઇ અફસોસ થઇ અને પોતાનું ભાગ્ય હીન છે એમ સમજી શુદ્ધ અંતઃકરણથી ઇશ્વર પાર્વતી પ્રતે પ્રાર્થના કરવા લાગી કે હે ઇશ્વર! જો તું મને સુખ આપવા ધારે તો હરકોઇ પ્રકારે મને છુટકારો કરાવીને આ રાજકુવરને મેળવ, એવી આશાના તરંગમાં ફસાયલી છતાં પણ પોતાનો મનોર્થ પૂર્ણ કરવાને વાસંતી અશક્ત હતી. બન્ને ટાટ આવ્યા એટલે દાશીએ પૃથુસિંહ આગળ સંકેતિક ટાટ ગોઠવ્યો, અને બીજો ટાટ કે જેમાં કંઇ પણ શંકા નથી તે ટાટ વાસંતી આગળ મુકયો.

રાજ્યદ્વારી રજપુત રીવાજ પ્રમાણે શરાબનો ચાંદીનો કળશ અને તેની સાથે ચાંદીના નાના નાના નાજુક ધારદાર પાત્ર ગોઠવેલા હતા. થાળમાં ઉમ્મ્દા ભજીયાં તિખાંતમતમાં મિષ્ટ મધુર કબાબ વીગેરે સ્વાદિષ્ટ વસ્તુઓ ગોઠવેલાં હતાં.

પૃથુએ મદ્ય કલશ હાથમાં લઇ નાહાનું પાત્ર ભરીને વાસંતીને આપવા માંડયું.

**વાસંતી**—માફ કરો, હુજુર સાહેબ! માફ કરો, મારી જીંદગીમાં ઉન્મત કરનાર મદ્યનું મ્હે કદી પણ સેવન કર્યું નથી.

પ્રથુસિંહ—એમ કદી બને નહી, જો કે તમે અત્યાર સુધી તેનું શેવન કર્યું નહી હોય પણ જ્યારે હું મલ્યો ત્યારે તો તમારે મારા હાથથી લેવાને પ્રાયશ્ચિત નથી, કેમકે હું આ પાત્ર હાથમાં લઇને પ્રતિજ્ઞા કરૂછું કે હું તમારી સાથે વિધિ પૂર્વક લગ્ન કરિશ, જો કે મારા પીતાની ઇચ્છા હોય કીંવા ન હોય તોપણ.

વાસંતી—હુજુર! ઘણીજ બેઅદબી થાયછે; માટે આપનો જ્યારે મારા પ્રત્યે પ્રેમ છે તો હું કિંચિત લઇશ. (એમ કહીને પૃથુના હાથમાંથી પાત્ર લઇને તેમાંથી કીંચિત લઇને હેઠળ મુકયું.

પૃથુએ તેમાંથી પોતાને જોઇએ તેટલો મધ લઇને, પછી પોતાના ટાટમાંથી લાડુ ભાગીને તેમાંનો ગ્રાસ હાથમાં લઇ વાસંતીને પોતે ખવરાવવા ગયો એટલે વાસંતીએ આડો હાથ ધર્યો.

પ્રથુસિંહ—એમ કેમ! મારો અને તમારો ઘણી ઘણીયાંણીનો જન્મ થતાં પેહેલાંનો તમારા માત પીતાએ કરેલા સંકલ્પ પ્રમાણે સંબંધ છે માત્ર વિધિ પૂર્વક લગ્ન કરવાનું રહ્યું છે તે તો જરૂર હું સત્ય રીતે કરીશ. છતાં તમે મારા હાથનો ગ્રાસ કેમ નથી લેતાં!

વાસંતી—લગ્ન થયા વિના આપના હાથનો સ્પર્શ માહારા ઓષ્ટ પ્રદેશ ઉપર નહિ સ્પર્શ થવા દઉં.

પૃથુસિંહ—આર્ય રજપુતનું એક વચન તેજ સત્ય છે; મારો હાથ તમારા ઓષ્ટ પ્રદેશને ગ્રાસ આપતાં જે સ્પર્શ થશે તેજ લગ્ન કરવાની સાબીતી અને સત્યતાનો પુરાવો સમજજો.

વાસંતી—(મનમાં અરે! દુર્ઘટ સમય આવ્યો રજવાડી રીલ અને તે હઠ પુરી પાડયા વીના પાર નહી આવે

માટે કંઇ બીજી યોજના કરવી પડશે. દાશી સન્મુખ ઉ-
ભી છે એટલે મારો સંકેત સમઝીજ જશે. એમ વ-
રાથી વિચાર કરી દાશી તરફ દ્રષ્ટી કરીને ) અ-
રે દાશી !

**દાશી**—જી હાં, હાજરછું. શું ફરમાવોછો.

**વાસંતી**—( પૃથુરાજની થાળી તરફ લાંબો હાથ કરીને )
અરે ! ત્હે કેટલીબધી ભુલ કરી ! આ થાળમાં ગોળના
લાડુ શા માટે મુકયા ! આ લાડુ નોકર વર્ગને માટે
કરેલા છે-ઉઠાવી લે ! અને શાકરના લાડુ લાવ્ય, જરાક
ભાન રાખ્ય, આમ છેક શું અંજાઇ ગઇ છે. હુજુર
સાહેબને જોવા હોય તો નીરાંતે જોજેને ! તને કોણુ ના
પાડે છે.

દાશી તુરત તે થાળમાંથી લાડુ ઉપાડી લે છે અને બી-
જા લાડુ લાવીને મુકી દેછે તેમાંથી લાડુ ભાગીને પૂર્વવત
પ્રમાણે પૃથુસીંહે **વાસંતી** આગળ પ્રથમ ગ્રાસ તૈયાર કર્યો
વાસંતીએ પ્રેમ પુર્વક તે ગ્રાસ લીધો. પછી જમવાની શરૂ-
વાત થઇ, જમી રહ્યા બાદ હવે શું કરવું ! તેના માટે વા-
સંતીએ પ્રાર્થના કરી કે હુજુર સાહેબ ! આપનો વિચાર
હોય તો બે કલાક સોગટાં બાજી ખેલીએ, પૃથુએ તે વા-
તની હા પાડી. સોગટાં બાજીની રમત શરૂ થવા લાગી,
પરસ્પર હાર જીત થવા લાગી આ વખતે ફકત એકજ
દાશી હાજર હતી તે જોડેના બીજા ઓરડામાં સુઇ રહી
હતી, સુમારે બાર ઉપર એક વાગ્યાનો વખત થવા આ-
વ્યો, એટલે બાજીની રમત બંધ કરી, પછી વાસંતીએ હાથ
જોડી વિનંતી કરી કે હુજુર ! હવે આ ઢોલીયો પાથરેલો
છે તે ઉપર આપ નિંદ્રાવશ થાઓ. હું હવે આ જોડેનો
ઓરડો છે તે ઓરડામાં નિંદ્રા લઇશ.

**પ્રથ્વિસીંગ**—હે પરમ સુંદરી! તમને મારી આગળથી ખસેડવા ઇચ્છતો નથી. પણ જ્યારે તમે એમજ કહોછો તો તેમ કરવું પડશે એમ વાત કરતાં કરતાં પોતાને માથે મુકવાનો જે પાત્ર હતો તેના પેચમાં કાગળ ઘાલી મુકેલો દ્રષ્ટીએ પડ્યો. એટલે તુરત હાથમાં લઈ દીવાના અજવાળા આગળ હર્ષ ઘેલો થઇને વાંચવા લાગ્યો.

**વાસંતી**—હુજુર સાહેબ! આપ શો મતલબનો આ પત્ર કાઢ્યો છે!

**પ્રથ્વિસીંગ**—અહાહા! એ કાગળીઆએ અથવા તેમાં જે ગાહો લખ્યો છે તે ગાહાએ જે જે મને મદદ આપી છે તે વીશે હું કહી શકતો નથી,

**વાસંતી**—એમ કે! તેમાં શું લખ્યું છે!

**પ્રાથ્વસીંગ**—સાંભળો.

> એકલડા માં જાસો પંથ,
> સેજ સંભાળી સુજો કંથ;
> જાગતા નર ગંજે નહિ કોય,
> કાળ મારે સો કીમીયો હોય.

**વાસંતી**—આ ચાર ચરણ બનાવનાર કવી કોઇ ચતુર હોવો જોઇએ.

**પ્રથ્વિસીંગ**—કવી તો પીશાચ જેવો છે પણ તેની સ્ત્રી ચતુર છે ધન્ય છે તે યુવતીને વાહ વાહ.

**વાસંતી**—હુજુર સાહેબ! આપને તેમાં કેવો અનુભવ મળ્યો.

**પ્રથ્વિસીંગ**—પેહેલા ચરણનો તો મને અનુભવ બરાબર મળ્યો છે. અને બીજા ચરણમાં લખે છે કે સેજ સંભાળી સુજો કંથ, એટલે હે કંથ, પથારી સંભાળીને સુઇ રેહેજો. અર્થાત ઘણા દીવશ સુધી પાથરેલી

પથારી ફેરવીને સાફ ન કરે તો તે નીચે અનેક પ્રકાર- નાં જીવ જંત ભરાઇ રહે માટે તે વિશે આ ગાહામાં બીજુ ચરણ કહી આપે છે,

**વાસંતી**—બરાબર છે, આ બીજુ ચરણ જે છે તે કોહોને માટે છે! કે જે આળસુ હોય, પ્રમાદી હોય, કાળજી વીનાનો હોય, એવા લોકોને માટે છે—હવે આપ અમા- રે ઘેર આવ્યાછો, અને અમે આપને જીવન તુલ્ય સ- મઝીયે છીએ છતાં અમારા જેવાએ જે કામ ખાત્રીથી કરેલુ હોય તે કામમાં પથારી સંભાળવાની જરૂર પડ- તી નથી.

**પ્રથુસીંગ**—હા વાત તો ખરી છે, એમ કહીને તુરત ઉભો થયો એટલે બાજુ ઉપર વાસંતી ઉભી રહી છે, એટલા- માં પૃથુએ પલંગ આગળ જઇને તેના ઉપર બિછાવેલી તળાઇ ઉપર તલવારની મુઠ જોરથી દાબી એટલે તુરત કાચા તાંતણા તુટીને ગોદડાં તળાઇ વીગેરે ભયંકર ઉડાં- ણ કુવામાં તુટી પડયાં, જ્યાં આમ થયુ એટલે પૃથુની આંખ ફાટી. દગો દગો એટલો શબ્દ ધીમેથી બોલતા- ની સાથે વાસંતી તે વખત નાસવા માંડતી હતી તેને એકેજ ફલંગથી પકડી તેના કેશ ઝાલ્યા મ્યાનમાંથી ખુ- લ્લી તલવાર કરીને તેને ભય આપ્યો, જેથી બુમ પાડી શકે નહીં, આ વખતે દાસી જોડેના ઓરડામાં હતી પણ તેને નાસવાનો લાગ નહોતો કેમકે રસ્તો તેમની પાસે થઇનેજ જવાનો હતો તેથી તે તેમાંજ રહી—આ બન્યો કોઇ પણ રસ્તેથી નાસે નહી એટલા માટે પૃથુ એ દાદરો વાસી દીધો અને દાશી જે ઓરડામાં સુઇ રહી હતી તે ઓરડાના કમાડની બાહેરની સાંકળ ચઢા- વી દીધી; આ તરફ ફકત વાસંતી અને પૃથુ શિવાય બીજુ કોઇ હતું નહીં.

**પ્રથુસીંગ**—( વાસંતીનો ચોટલો પકડીને ) કેમ ! તમારા બાપે આહાવી પ્રકારનાં કેટલા લોકોની સાથે લગ્ન કરાવ્યાં તે સાચેસાચુ કહે.

**વાસંતી**—તમે મારો ચોટલો મુકી દો, હું તમારાથી હવે પળ માત્ર પણ દુર રહેવાની નથી, તમે મારી સ્થીતી સાંભળો, માહીત થાઓ અને પછીથી જ્યારે તમને એમજ લાગે કે આ કત્યાનો નાશજ કરવો છે તો ભલે મારૂ માથુ આ તમારી તલવાર નીચે કાઢી નાંખજો એથી કરીને હું આ અધમ કત્યમાંથી મુક્ત થઇશ, હે વીર પુરૂષ ! હું સત્ય કહુંછું. હું કેવળ પરતંત્ર અને દુખીછું મારા હાથથી આ પ્રમાણેજ અધમ અને ઘોર કત્ય થયાંછે, તેનો પશ્ચાતાપ મને નિરંતર થયાં કરતો હતો, પણ હું અહીંથી આશ્રય મલ્યા વિના કયહાં જાઉ ! મારૂ દેખાવડુ શરીર હોવાથી અધમ અને નીચ જાતીના માણુસો મારી આબરૂ ઉપર હાથ નાંખે, મને કોઇ પ્રકારે પણ સુખ મળે નહી, કોઈ જગોએ જંપીને બેસવાવારો આવેજ નહી, આ કેવળ ઠગારા લોકોનું ગામ છે અને આ ગામનો ઠાકોર તરીકે મારો બાપ છે; સેંકડો માણુસોને મોહફંદમાં નાખી ગમે તે પ્રકારે નાશ કરીને દ્રવ્ય હરણુ કરવાનોજ ધંધો ગુપ્ત રીતે આ ગામમાં ચાલે છે તે તમે અત્યારે નજરે જોયોજ કે જુવો આ મોટો કુવો છે તે કુવો છેક નીચેની જમીન તળથી જમીનમાં ઘણો ઉડો છે તેમાં તિક્ષણુ અણીવાળા લોખંડો પાંચ પચાશ શરીયા ઉભા કરેલા છે તે શરીયા ઉપર આટલે ઉંચેથી પડનાર માણુસ તુરત વિંધાઇ જાય છે અને મરણું પામે છે.

હે મહા બાહુ ! આ તરફ સેંકડો માણસો આવી ગએલા આ કુવામાં પડીનેજ નાશ પામ્યા છે આ કુવા ઉપર

આ પ્રમાણે ઢોલીયો બીછાવવામાં આવે છે તે ઢોલીયાને કાચા તાંતણાથી બંધન કરી બશેર રૂની તળાઈ મુકી તે ઉપર મલમલની ચાદર ઢળકતી મુકવામાં આવે છે જેથી નીચે શું છે તે બાબત એબ જણાઇ આવતી નથી, અજાણ્યા માણસ દ્રવ્યવાન હોય તેમનેજ અહીંયાં લાવવામાં આવે છે. તેમની સરભરા આ પ્રમાણે કરીને પછી સુતી વખતે આ ઢોલીયો બતાવવામાં આવે છે તેમાં જેવો તે પડે છે તેવો-જ આ કુવામાં રામ શરણ પામે છે તે મુસાફરને મોહ પાશમાં નાખવાને લાયક મને ગણી છે. હું તેમની પુત્રીછું મને પાળીને તેમણે મોટી કરી છે તેના બદલામાં આ કામ મને સોંપ્યું છે, જુવો કે ઘણા માણસો મોહ પામી મર્ણ પામ્યા પણ તેઓની સાથે આ અંગનું બીલકુલ સ્પર્શ થયુ નથી; મારી ઇચ્છાનુસાર વર મળે તોજ હું સુખી થાઊં એવો મારો નિશ્ચય હતો યદ્યપી અત્યાર સુધીમાં તમારા શીવાય કોઇને પણ મેં લાયક ગણ્યોજ નથી, આજ મારા અંતઃકરણમાં ઘણા વીચાર આવતા હતા. હું મારા ભાગ્યને ધીકારતી હતી. હું મારા નીચ કર્મને નિંદતી હતી, અને આ દુખદાયક પાપરૂપી પીંજરામાંથી મારો છુટકારો કયારે થશે અને આ આવેલા રાજકુમાર પોતાના શૌર્યબલ તથા બુદ્ધિ બલથી ક્યારે મને મુક્ત કરશે એ વીચાર મને વારંવાર આવ્યાં કરતા હતા, જ્યાં સુધી વિશેષ અનુભવ થયો ન હોય ત્યાં સુધી પેટનો પડદો ફોડીને બાહાર વાત કાઢવી એ મારી જીંદગીનો આ જગોએ નાશ છે તેથી ખરી હકીકત પ્રથમથી હું જણાવી શકી નહોતી, પણ અનાયાસ આયુર્બળની સતાથી તથા પ્રાક્તન યોગથી કે સંસ્કારથી જે કાર્ય થશે તે કાર્યમાં સુગમતા ઉત્તમ રીતે મળી શકશે. એવા વીચારથી પિતાની આજ્ઞા પ્રમાણે આહાવાં અઘોરજ કર્મ થયાં કરતાં હતા. આ કાર્ય કરવામાં મારી બીલકુલ

વાંચ્છના નથી તમે ક્ષત્રી કુળને વિશે દીપક છે. શૂર છે. દયાળુ છે અને પરોપકારી છે, જો કે તમે મારો હાથ પકડે તો મારી જીંદગી સુધરશે, હું કેવળ પવિત્ર છું પણ આ દેહથી પાપ કર્મ અર્થાત નિર્દયતાનાં કામ ઘણાં થયાં છે તે સર્વ પાપ આપના દર્શણથી દુર થશે.

હે મનોહર રાજકુમાર! આ વાત હું મારા ખરા અંતઃકરણથી કહુંછું. હું કેવળ પરાધીનછું. મને કોઇની સાહ્યતા નથી, મને હજુ પરણાવી નથી એટલે મારે માથે કોઇ છત્ર નથી ત્યાં સુધી કેવળ ગાય જેવી ગરીબછું. આ ઘોર કર્મ મને પસંદ નથી, એમ કરીને હું કયાં જાઉ! કદાપી જાઉ તો તમારા જેવો યોગ્ય વર નથી! મારો હાથ કોણ પકડે! ત્યારે પછી મારે કરવું શું! હું મારી જીંદગીને કેવળ ધીક્કારૂછું. અત્યાર સુધી મને કુવારી રાખીને દુખી કરી છે તે માત્ર તેમના સ્વાર્થનેજ માટે જ્યારે મને પરણાવે ત્યારે મારે મારા સ્વામીની શેવામાં હાજર રહેવું પડે તો પછી અહીયાં આવક થતી બંધ થાય, બધો આધાર મારા મોહક રૂપ ઉપર અને કપટ કાર્ય ઉપર રહેલો છે. તે આધાર આ ૫ના દુનિયામાં કેવળ નર્કનો નિવાસ કરાવનાર છે હે ધીર પુરૂષ! કહો હવે હું શું કરૂ! તમે વીચાર કરો કે તેમાં કોહોનો દોશ છે!

**પ્રથુસિંહ**—ઘણીવાર સ્તબ્ધ થયો, દયાના અંકુર એકદમ ફુટી આવ્યાં, વાસંતી ઉપર રેહેમ નજર થઇ અને બોલ્યો કે! હે પ્રેમદા! જો કે તને ખરા અંતઃકરણથી અઘોર કાર્ય કરવા ઉપર પશ્ચાતાપ થતો હોય તો તું મારી સાથે ચાલી નિકળ.

**વાસંતી**—કબુલ છે! પણ તેમાં કેટલીક યુકતી લડાવવી પડશે જો કે મારો પીતા જાણશે તો તેની પાસે હથિ-

ચારબંધ પચીસ માણસો આપણી પાછળ પડશેજ તેટલા સારૂ જેમ બને તેમ જલદી નીકળવું સારૂછે અત્યારે બાર ઉપર એકનો સુમાર થઇ ગયો છે, મારાં માત પીતા છેક નીચાણમાં છે તે પ્રાતઃકાળમાં પાંચ વાગે વેહેલાં ઉઠે છે મારે માટે આ કાર્ય થઈ રહ્યા પછી આ જોડેનો ઓરડો કે જેમાં મારી દાસી સુતી છે તે ઓરડામાં સુઇ રેહેવાનું છે—આ પ્રમાણે દરરોજનો ક્રમ છે તેથી પ્રાતઃકાળના પાંચ વાગ્યા સુધીમાં તેમને કોઇ પણ પ્રકારનો અજંપો નથી, સબબ તેટલી વખતમાં આપણે ધારીયે તેટલા કોસ અમારી બહુ ચાલનારી સાંઢણીથી જવાઇ શકાશે, મારા પીતાના અનુચરો ઘણા લડવાઈયા શરા અને અડગ છે, માટે આ કામ જોખમ ભરેલું છે. હું મારી બાલ્યાવસ્થામાંથી તીર મારવાનું કામ જાણુંછું તેથી પ્રસંગે હું એકલી તમને સાહ્યભુત થઇશ તોપણ ઘણા માણસોના જથામાં ભારે વિટંબના ભોગવવાનો વખત આવશે, અત્યારથી હું આપની સમક્ષ જળ લઇને પ્રતિજ્ઞા કરૂછું કે આપને હું વરી ચુકીછું. છતાં જો કે તમે ત્યાગ કરશો તો મારૂ મૃત્યુ થશે. અનાયાસ મળેલું રત્ન હવે હું ગુમાવવા માગતી નથી, સ્ત્રીયોનું હૃદય કોમળ હોયછે તથાપી તેમની સાહસ બુદ્ધી વજ્ર કરતાં પણ કઠણ કામ થાયછે સ્ત્રીયો નરમ સ્વભાવની તથા પ્રસંગે કરૂણાજનક ચિત્રમય છે પણ પ્રસંગે દુર્બુદ્ધીના યોગે અત્યંત નિર્દય થાયછે તે તમામ સોબતની અસર છે, ના ઇલાજથી મારા હાથે આહાવાં કાર્ય થયાંછે તેની માફી જગત કરતા પરમેશ્વર આપશે તોજ માહારો બચાવ છે. હે વીર પુરૂષ! માહારા દરેક વચનો ઉપર વિશ્વાસ રાખો; જો આપની આજ્ઞા હોય તો હું આ

દાદરો ઉઘાડીને વચલા મેડામાંથી જેટલુ જવાહીર છે તે તમામની પેટી નાનકડી છે કે જેમાં પાંચ કરોડ રૂપીયાના હીરા, માણુક, મોતી, પોખરાજ, પના વીગેરેનો જથો છે તે સઘળુ ઉઠાવી લાવું. પછી આ પાછલી બારીથી ઉતરીને સાંઢણી ઉપર સામાન માંડી તે ઉપર સર્વ સાજ તૈયાર કરૂં એમ કર્યા વિના આપણો છુટકારો નથી રાત્રી વીતી જશે, અને જ્યારે પ્રાતઃકાળ થશે ત્યારે તમારા ઉપર છુપી રીતે કોઇ પણ જુદીજ પ્રકારની આફત ગુજરશે, એમાં કંઇજ શક સમઝશો નહી, જો કે તમે શૂરછો કદાપી તમે પાંચ સાતને મારશો પણ આખરે પ્રાણ બચવો મુશ્કેલ સમઝવો તેના કરતાં બુદ્ધિ બળ યોગે સમયને અનુસરીને કાર્ય કરવું એ સર્વથી ઉત્તમ સમઝવું જોઇએ; માટે આપની આજ્ઞા શી છે.

અથુસીંહ—( મનમાં સંકલ્પ વિકલ્પના દોર ઉપર ચઢેલો વીચાર કરવા લાગ્યો કે, કદાપી આ સ્ત્રી નીચે જાય, આવે નહી સટકી જાય, અથવા તે પોતાના બાપને જગાડે, અને કદી મને સપડાવે તો કેમ કરવું ! એકા એક વીશ્વાસ કેમ રાખી શકાય ! આ વખતે મારા સપાટામાં એકલી સપડાઇ છે. તેના ઘોર કૃત્ય ખુલ્લાં થયાંછે. મારૂં મ્રત્યુ કરવાનું કપટ ખુલ્લું થઇ ગયું છે અને તે એમ જાણુતી હોય કે મને જરૂર શાશન કરશે, માટે કોઇ પણ લાલચ આપીને ખસી જાઉ એવા વીચારથી ઉપરનો સબબ મને બતાવતી હોય તો શી ખબર ! હે પરમેશ્વર હવે શો ઇલાજ કરવો. ખેર જે બને તે ખરૂ પણુ તે સ્ત્રી આહાવાં કૃત્ય કરવાને ઘણી કંટાળી છે એ વાત તો ખરી છે—તેનું લગ્ન કરતા નથી માટે સંસારના સુખનો તેને લ્હાવો નથી મળતો તેથી તે પોતાના માત પીતાના દેખરેખ નીચે આહાવાં કૃત્ય

કરવાને કંટાળી હશે આ પ્રકારે બે વાતની સાબીતી તો જણાય છે-ઠીક છે એને નીચે જવાની રજા તો આપવીજ જોઇએ, તે જેવી ત્યાં જાય તેવોજ હું બાર કવચ ટોપ ઇત્યાદીક ધારણ કરીને સજ્જ થઇ જાઉં કે જેથી મને પણ સર્વ વાતનો અનુકુળ મળી આવશે, એમ વીચાર કરીને ) હે સુભગે ! જો તમારો વીચાર ખરા અંતઃકરણથી તેવોજ હોય તો બેલાશક તમે જલદીથી તે કાર્ય અટપી લ્યો અને મને ચુપકીથી ખબર આપો-આ પ્રમાણે પૃથુસીંહનું વચન સાંભળી વાસંતી દાદર ઉઘાડીને ધીમે ધીમે ઉતરી ગઇ.

બીજા મજલાની પાછલી પછીત તરફ સાંઢણીયો બાંધવાની જગો હતી. તેમાં તેણે પ્રવેશ કર્યો. આ વખતે બાર ઉપર દોઢ વાગવાનો વખત થયો હતો; સાંઢણીના રખેવાળો પોતાની ઓરડીમાં અફીણના તારમાં ઘોરતા હતા, સાંઢણીયોનો સામાન નજીક પડખામાં ગોઠવેલો હતો તે યુકતીથી લઇને બે સાંઢણીયોને ઝીકારીને તે ઉપર અતિ ત્વરાથી સામાન ચઢાવી તંગ મજબુત બાંધી દીધો પોતાના પીતાની જીવનમાં જીવન રૂપ જવાહીરની જે પેટી હતી તે તેણીયે લઇ લીધી-એક પાકીટમાં પોતાનો ઉતમ પોશાક મુકી દીધો. અને મરદનો સ્વાંગ પેહેરી લીધો. પોતાની કાંધ ઉપર કમાન અને પીઠ ઉપર બાણનો ભાથો ગોઠવ્યો તેની સાથે ગેંડાની ઢાલ અને કમરપટામાં તલવાર ભરાવી દીધી. આ પ્રમાણે તમામ કાર્ય કર્યા પછી પાછલી બારીએ જે દોરડુ બાંધ્યું હતું તે ઉપર ઝપાટાબંધ ચઢીને જ્યાં પૃથુસીંગ હતો ત્યાં આવી પોહોચી આ વખતે પુરશના વેશથી પ્રવેશ થતો દેખાવ જોઇ પૃથુ એકદમ ચમકયો તેણે પોતાના તલવારના ઉપર હાથ મુકી તુરત ખુલ્લી ત-

સ્વાર કરી: એટલે વાસંતી મરદના સ્વાંગ વાળીએ ક્ષમા ક્ષમા, એવો શબ્દ બોલીને નજીક ગઇ.

હજુર જરા ઓળખો તો ખરા ! હું આપની દાસી વાસંતી–મરદનો સ્વાંગ ધારણ કર્યો છે. આ વખતે તેમ કરવાની જરૂર છે–હવે અવીલંબથી આ પાછળની બારીએથી દોરડો પકડી ઉતરી પડીએ તો સારૂ. આ તમારો સામાન હું મારા ખભા ઉપર લઇને ઉતરૂછું બે સાંઢણીયો તયાર કરી છે. ચાલો ઢીલ કરશો નહીં.

**પ્રથુસિંહ**—સાબાશ ! તમારૂ સત્યવ્રત જોઇ મને ઘણો સંતોશ થયોછે–હવે હું બેફીકરછું. તમે પ્રથમ ઉતરી જાઓ પછી હું આવુછું–વાસંતીએ તે પ્રમાણે કર્યું એટલે યુકતીથી પૃથુ છેક નીચે પાછલી વીશાળ જગોમાં ઉતરી પડયો.

એટલામાં સાંઢણીયોને કાઢવાનો અને રસ્તે ચઢાવવાનો ઝાંપો ખુલ્લો કર્યો, બે સાંઢણીયો ઝાંપા બાહાર કાઢી. ગળામાં બાંધવાની ઘુઘરમાળ આ વખતે બાંધી નહોતી કારણ કે તેની ધ્વનિથી કોઇના પણ જાણવામાં આવે માટે. છુપકીથી કાર્ય કરી ગામને ભાગોળ આવી પોહોચ્યા–એ સાંઢણીયો ઉપર બન્યો જણ સ્વાર થઇ ગયા, અને જેસલમેર આગળ ચાલવા માંડયું—

બન્યોની સાંઢણીયો આગળ પાછળ પુરપાટ ચાલવા માંડી, આ વખને પૃથુસિંહને હાલા ગજીની સ્ત્રીએ જે બાહો બનાવ્યો છે તે યાદ આવ્યો–તે ગાહાનું બીજુ ચરણ જે કે, " સેજ સંભાળી સુજે કંથ " એમ લખેલુ છે, તેજ પ્રમાણે આજનો બનાવ થયોછે જો સેજ ( પથારી ) સંભાળી ન હોત તો જરૂર મોહોત હતું. આ પ્રમાણે વિચાર કરીને પૃથુ એકદમ આશ્ચર્યવત્ ધ્વનિ કાઢીને પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો; અને એકદમ બોલી ઉઠયો

ધન્ય છે દેવી ! ધન્ય છે સરસ્વતિ ! તું શાક્ષાત સરસ્વતીજ છો, હે સ્ત્રી મંડળમાં ભૂશણ રૂપ બુધજન મનરંજનિ, વાગ્વિલાસિનિ ! ત્હારા ગુણ કદાપી કાળે મર્ણ પર્યંત પણ હું ભુલવાનો નથી.

વાસંતી—( પાછળથી ઉચ્ચાર કર્યો કે ) કેમ ! હુઝુર સાહેબ ! આપ શો વીચાર કરોછો ! આપનું બોલવું કંઇક મર્મ સાથે થયું છે.

પ્રથુસિંહ—હા, એ વાત ખરી છે; અમારા નગરમાં હાલા ગઢવીની સ્ત્રી ઘણી ચતુર અને વિચિક્ષણ છે તેણીએ જે ગાહો બનાવ્યો હતો તે ગાહાની ખરીદી સવાલાખ રૂપીયા આપીને મ્હે કરી છે તે ગાહામાં માત્ર ચાર ચરણ છે તેમાં બે ચરણનો મને પ્રત્યક્ષ અનુભવ આ મુસાફરીમાં થયો તે અનુભવ સાથે ભારે જોખમમાંથી મારો બચાવ થયો, તે ઉપરથી તેની વિદ્વતા અને ભવિષ્યમાં જે કંઇ થવાનું હોય તે કાર્યમાં જાણે આગમચથી રક્ષણ માટે સૂચના આપી હોયની ! એવા પ્રકારની ચેતવણી રૂપ આ ગાહો જાણે મારેજ માટે રચ્યો હોય એવુંજ ગણાય છે, એટલા માટે તેને મ્હે સરસ્વતિની ઉપમા આપી છે. તમારા કપટ જાળમાંથી મારો બચાવ થયો તે પણ આ ગાહો છે તે પેહેલાં જે બચાવ થયો તે પણ આ ગાહોજ છે, એટલા સારૂ તેનો હું અત્યંત ઉપકાર માનુછું મારો મનોર્થ સફળ થશે તો હું તેનો બદલો વાળ્યા વિના રેહેવાનો નથી.

વાસંતી—પ્રાણનાથ ! પુરૂષ વર્ગમાં પુર્વે ઘણા કવી થઈ ગયા છે—તેમ હાલ પણ ઘણા હશે યદ્યાપિ સ્ત્રી વર્ગમાં તો ભાગ્યેજ કવિ રત્ન પાકે છે. અને જ્યારે સ્ત્રી વર્ગને માં કવી થાય તે તો પછી કહેવું શું ! પૂર્ણ પરાક્રમથીજ ભરપુર હોય છે.

**પ્રથુસિંહ**—હા, એમજ છે.

**વાસંતી**—જ્યારે તે આપના નગરમાં રેહેનાર હાલા ઘઢ્ વીની તે સ્ત્રી કવિ ભૂષણ રૂપ શોભા પામેલી છે ત્યારે તેને આપે જોઇજ હશે.

**પ્રથુસિંહ**—બીલકુલ નહી,–નજરે પણ દીઠી નથી.

**વાસંતી**—તો શું હાલો ઘઢવી કવિ નથી!

**પ્રથુસીંહ**—ના, તે તો કેવળ નિરક્ષર છે, કેવળ અપ્રીણ ભક્ષણ કરનારો અંગે ક્ષીણ થએલો સુકાઇગએલા તાડ જેવો ઉચો અને પ્રેત જેવો બદસીકલ છે નેત્રમાં ખાડા પડેલા, તથા કપોલ પ્રદેશ પણ ઉડા તળાવ જેવા અને દંતની પંક્તી આગળ ધસી આવેલી દરીદ્રરૂપ દુશાળાને ધારણ કર્યું હોય તેવેંજ દેખાય છે તેની ઉમર સુમારે સીતેર કે પુણોસો વરસની થએલી જણાય છે તે તો માંચામાંથી ભાગ્યેજ કોઇક દીવસ ઉભો થાયછે.

**વાસંતી**—શિવ શિવ શિવ, ત્યારે તો તેમની સ્ત્રી પણ તેટલાજ વરસની વૃદ્ધ હશે.

**પ્રથુસીંહ**—ના, એમ નથી. હાલા ઘઢવીએ ત્રીજીવારની કે ચોથાવારની આ કવિ રત્નરૂપ સ્ત્રી સાથે લગ્ન કર્યું છે. તે સ્ત્રીની ઉમર આશરે પચીસ વરસની હશે, તે હાલો ઘઢવી અમારા રાજ્યનો જુનો દસુંદી છે. હાલ તેને યુવાવસ્થાની સ્ત્રી છે પુર્વેની તમામ સ્ત્રીયો મર્ણ પામીછે તેથી તેણે ચોથીવાર લગ્ન કર્યું છે.

**વાસંતી**—ત્યારે તો પછી કહેવું શું! તે બાઇ કેવળ ગુણી હોવીજ જોઇએ, પણ યુવાવસ્થામાં જે સુખ ભોગની વાંચ્છતા હોય છે તેનું તો સુખ માત્ર તેની કવિતા શક્તીજ છે! ખેર તમે તો તે રત્નરૂપ કવિ હૃદયને દીઠી નહીં પણ જ્યારે અનુકુળ આવશે ત્યારે મ્હારે તો તેને જોવીજ પડશે.

**મથુરસીંહ**—ઠીક છે-તમારી વાત યોગ્ય માનુછુ તેથી મ-
ને પણ કેટલોક તેમના તરફથી ઉતમ ગુણનો લા-
ભ થશે.

**વાસંતી**—પ્રાણનાથ ! તે આટલીબધી વિચિક્ષણ છતાં છેક
વૃદ્ધને, બદસીકલને નિરક્ષરને અને ભૂત જેવી આકૃતિ
વાળા સાથે કેમ સંબંધ જોડયો હશે, અરે તે તો ય-
મરાજના આમંત્રણમાં ગણાયલો અને આખર પરીણા-
મમાં મૃત્યુની શૈયામાં સુનારાને કેમ વરી ! તેની સાથે
તેને વાગ્વિલાસનું તો સુખજ કયાંથી ! ચાતુર્યતા રૂપ
લાવણ્ય વીગેરે એની કદર કરનાર કોણ રહ્યું ? પ્રેમ શું
છે ! તેને ઓળખનાર કોણ રહ્યું ! તેણીના શરીરમાં
વસંત રૂતુમાં મંદ મંદ સુગંધ યુક્ત પવન જે કંઇ
વિકાર ઉત્પન્ન કરતો હશે તે વિકારમાં નિમગ્ન રહી સુખ
તરંગના રંગનો અમંગ અદ્વિતિય મિષ્ટ સ્વાદ કોણ પાતુ
હશે ! તે વિચિક્ષણ યુવતિ શૃંગારને જાણનારી, રસને
પીનારી, ચતુરને ચાહાનારી કામકુતુહલના રંગને જોનારો,
તેના ઉતમ ભેદને પીછાનનારી એવી યુવાવસ્થામાં મદ
થએલી ઉન્મત અંગને સુખ આપનારી છતાં તેને તેમાંની
કંઇ વસ્તુ પ્રાપ્ત થતી હશે ! હું તો કહુછુ કે હે પ્રા-
ણનાથ ! તે હાલા ગઢવીરૂપી શુષ્ક બાવળના ઝાડને ક-
નકવેલી રૂપી અદ્વિતિય ગુણમાં લીન થએલી આ ગાઢો
કરનારી વિચિક્ષણ વામા લાંબા વાંમથી માત્ર દુખ સ્થિ-
તિમાં વળગી રહેલી હોવી જોઇએ.

**મથુરસીંહ**—હા દેખીતું તો એમજ જણાય છે ! પણ જ્યારે
તમે તેને મળશો ત્યારે તેણીના સંબંધમાં જેટલી શંકા
તમને અત્યારે ઉત્પન્ન થઇ છે કિંવા એથી પણ વધારે
શંકા થાય તેનો ખુલાસો તેમને પુછશો તો તેનો પ્રત્યુ-
ત્તર આપવાને હું જાણુંછું કે તે શકતીવાંન હશેજ મ-

યદ્યપિ તે પેહેલાં હું તો એટલુંજ કહુછું કે સુખ અને દુખ માનનાર માત્ર મન છે મનને જ્યારે અસર થાય છે ત્યારે આખા શરીરને અસર થાય છે; તેણીનું મન સંતોશથીજ સુખી રહેવું જોઇએ. સારૂ અને ખોટું એ તમામ માનવાનું કારણ મન છે તેની સ્થીતી જોઇને આપણું મન અસંતોશ છે પણ જ્યારે તેનું મન સંતોશ હોય તો એમ જાણવું કે તે સુખીજ છે.

**વાસંતી**—પાહાડી પ્રદેશમાં રેંહેનારા લોકો મકાઇ અને છાશ ઉપર ગુજરાન કરે છે, વસ્ત્રમાં માત્ર લંગોટી હોય છે; પણ જ્યારે તેમને ધન સંપત્તી તથા તેનો કેવો ઉપયોગ લેવો તેવા વીવેકનું જ્યારે ભાન થાયછે ત્યારે તે પોતાની પુર્વેની સ્થીતી દુખી હતી એમ જરૂર માને છે તેજ પ્રમાણે જેને સુખના અનુભવની મજા મળી છે તેને દુખનો માર્ગ જરૂર દુખીજ જણાશે, એટલા માટે એ ઘડીની ચતુર સ્ત્રી જરૂર એ પક્ષમાં તો દુખીજ હોવી જોઇએ.

**પ્રથુસીંહ**—એ વાત તો તમે ખરી કહોછો, પણ તેનો "પુર્વેનો સંસ્કાર એહેવોજ હોય તો તે શું કરે, ગઢવી, ચારણ, ભાટ ઇત્યાદીકમાં કન્યાના બાપના અધિકારમાં વાત રહી છે-જો કે હાલ આ યુવાવસ્થા વાળી ચતુર ભામિનિ ગુણ ભુશણે શોભે છે અથવા તો તેની મરજી વૃદ્ધ સાથે પાણી ગ્રહણ કરવાની નહી હોય તો તેથી કરી તેનો શો ઇલાજ! પુત્રીનું સુખ દુખ ઇત્યાદી ઉપર ધ્યાન આપવાનો ધર્મ પીતાનો છે પુત્રીએ પોતાના હીતને માટે પીતાના હાથમાં દોરી આપી છે એ પુર્વેથી મર્યાદા ચાલી આવી છે-તેના પીતાએ આ ઘરડા બળદને સોંપ્યો "તેમાં તે સ્ત્રીનો શો ઇલાજ! તે વખતે તે બાઇની કદાપી દસ બાર વરસની ઉમર હશે અને લગ્ન કર્યું હશે તેમાં

તે બાળ કીશોરી પોતાનાં માત પીતા આગળ આડો ત્રાડો શાંનો કરે ! જ્યારે તેનું ખરૂ મૂળ જોશો ત્યારે તેના પક્કા શત્રુ તેમના મા બાપ શીવાય બીજા કોઇ નથી.

**વાસંતી**—શિવ શિવ શિવ, ખરી વાત છે. મારા પીતાંએ મને અત્યાર સુધી એમને એમજ રાખી, એ પણ પુક્કા શત્રુજ.

**પ્રથુસીંહ**—બસ હવે વાત ઠેકાણે આવી ખરી કે !

**વાસંતી**—હાજી, કેમ ન આવે તમે ચતુરશુજાણછો તમને વધારે શું કહેવું પડે એમ છે! (ચાલતાં ચાલતાં જંગલ તરફ નજર જવાથી)

**પ્રથુસીંહ**—આપણે કયાં જઇએ છીએ, આ રસ્તો કયાં જાય છે ! એ વીશે આપણુંને માહીતી નથી; કેમ તમે જાણોછો કે !

**વાસંતી**—ના, હું નથી જાણુતી, પણ આ રસ્તો ગમે તે પણ ગામ તરફ જવો જોઇએ.

**પ્રથુસીંહ**—એ તો વાત ખરી, પણ આપણે આ સાંઢણીયોની મદદથી કેટલો પંથ કાપ્યો હશે ! જુવો, પુર્વ દીશામાં સૂર્ય ઉદય થવા પેહેલાં અજવાળુ થવા લાગ્યું છે. હવે બે ઘટિકાની વાર છે. રાત્રીનો અંધારાનો ભય દુર થયોછે.

**વાસંતી**—આપણે શુમારે પચાસ કોસ નીકળી પડયાં હઇશું; હવે ઘણુ કરીને ફીકર જેવુ નથી,

આ પ્રમાણે પરસ્પર વાત કરતાં કરતાં બન્યો જણુ આનંદે કરીને ચાલ્યાં જાય છે. ધીરે ધીરે સૂર્ય પોતાના કીરણ બળ વડે કરી પ્રકાશનો પ્રભા બળ, વધારવા માંડયો. ખુલ્લુ અજવાળુ થવા માંડયું એવામાં પાછળથી એક સ્વાર હાથમાં લાંબા ભાલો ખભા ઉપર પચાસ બાણુનો ભાથો

તથા તે સાથે કમાન ચઢાવેલી હતી. કમરમાં સોરઠી તલ-વાર લટકી રહી હતી પીઠ ઉપર ગેંડાની મજબુત ઢાલ હ-તી, કમર ઉપર વાઘના ચામડાનો પટો હતો માથા ઉપર લોહની કડીથી તથા ઉપર મજબુત તવાની સાથે સંબંધ કરેલો ટોપ હતો તે ટોપ ઉપર ખતીની રજવાડી રીતની પાઘડી પહેરી હતી, શરીર ઉપર મજબુત કપચ ધારણ કર્યું હતું તે ઉપર ઉત્તમ પ્રકારનો જામો પેહેરેલો હતો, તેનો દેખાવ નાજુક હતો નેત્ર ચળકતાં અને સ્વચ્છ તથા મોટાં હતાં નાશીકા કેવળ મોહ પમાડે તેવી હતી. ઓષ્ટની લલાશ પાન ચાવ્યા વીના કુદરતીજ હતી. દાઢી લોહની સાંક-ળીથી જડીત્ર કરેલી ટોપની સાથે સંબંધ વાળી ટોપ ખસી ન જાય તેના માટે બાંધી દીધી હતી. ઘોડો જોસભેર દોડા-વતો હતો. ઘોડાના પગના પડઘા સારી પેઠે સંભળાતા હતા, એટલામાં પૃથુની નજીક આ નવિન સ્વાર આવી પોહોચ્યો;

આ વખતે પૃથુની નજર તે નવિન સ્વાર ઉપર ગઇ એટલે નવિન સ્વારે નમ્રતા સાથે બોલવાની શરૂવાત કરી; તે પહેલાં પૃથુ નવિન સ્વારના સાંહામે જોઇ રહ્યો હતો; એવામાં છેક નજીક આવીને નવિન સ્વારે તરત સલામ કરી, પૃથુએ ઘણા માન સાથે પોતાનું માથુ નમાવ્યું. તે સાથે ન-વિન સ્વાર પ્રત્યે પોતેજ કહેવા લાગ્યો.

**પૃથુસિંહ**—કેમ! તમે કયાં જાઓછો!

**નવિન સ્વાર**—માત્ર અહીં જ સુધી,

**પૃથુસિંહ**—(મનમાં ભારે ઘોટાળામાં પડીને) તમે કયાં રહોછો!

**નવિન સ્વાર**—ઉજ્જનમાં.

**પ્રથુસીંહ**—એમ કે! શું તમે રજપુતછો.

**નવિન સ્વાર**—હા જી.

**પ્રથુસીંહ**—ઘણી ખુશીની વાત, તમારા સહવાસથી અમને પણ આનંદ થશે.

**નવિન સ્વાર**—તમે તો આગળ જવાના હશો. અને હું તો અહીંથીજ પાછો વળીશું.

**પ્રથુસીંહ**—( ભારે વીચારમાં ગુથાઇને અર્થાત ઠગ લોકો તરફથી તો•નહી હોય! એમ શંકામાં ) તમારૂ બોલવું કાંઇ વિચિત્ર લાગે છે.

**નવિન સ્વાર**—હા, આપને લાગે તેવુંજ છે. પણ વ્હેમ લાવશો નહીં. હું તમારા પીતાને ઓળખુછું તેમની નોકરી અમારા વડીલોએ કરી છે તેમનું અન્ન ખાધું છે તેથી તમે વ્હેમમાં પડશો નહીં.

**પ્રથુસીંહ**—એ વાત ખરી છે પણ એકવાર ઠગાયલો માણુસ બીજીવાર ઘણોજ વિચાર કરે છે.

**નવિન સ્વાર**—હા! એ વાત ખરી છે, કદાપી ઠગાયા હો તો હવે ઠગાશો નહીં. પણ હું તો તમને બાતમી આપવા આવ્યો છું.

**પ્રથુસીંહ**—શાની!

**નવિન સ્વાર**—જે જગોએ તમે ઠગાયાછો ત જગોએથી દસ માણુસો ઉંટ ઉપર તડામાર કરતા બેઠેલા ઘણા વેગ થી પાછળ આવે છે માટે તમે સાવધ થાઓ ( એમ કહી નવિન સ્વાર નજીકના ઝાડની ઘટામાં ઘોડો ચાંપીને અલોપ થઇ ગયો.

પૃથુ તીર કમાંન સંધાન કરીને સજજ થયો તે સાથે વાસંતી જે કે મરદનો વેશ ધારણ કર્યો હતો તેણીએ પણ કબાન ખેચી તીર સંધાન કરીને બેઠી. ઉટનાં મોઢાં ફેરવી સન્મુખ થઇ ગયા, એટલાગાં પાછળથી જોસ ભેર ઉંટ ઉપર બેઠેલા લડવૈયા નજીકમાં આવવા લાગ્યા. સંહુથી અગ્ર ભાગના ઉંટ ઉપર વાસંતીનો બાપ હતો..તેની પાછળ તેનો

કાકો હતો. તે પાછળ વાસંતીનો મામો હતો બીજા બે ત્રણ નજીકના સગા અને બાકીના ત્રણ ચાર નોકરો મળીને દસ હતા,-છેક આગળના ઉંટવાળે. એ જાય. એ જાય. એમ સાથીના માણસોને કહેવા લાગ્યો. એકે અવાજે દસ માણસો ગર્જના કરી બોલવા લાગ્યા કે હરામખોર ! ચોર. ઉભો રહે. ઉભો રહે. ક્યાં નાસે છે. હવે તો યમપુરીમાં જવાના છો. એમ કહેતાની સાથે તેઓ છેક નજીક એક મેદાનમાં ઉભા રહ્યા તે સાથે તીરનો માર શરૂ કર્યો, આ તરફથી પૃથુ અને વાસંતીના તીર છુટવા લાગ્યા તેથી બે માણસો જમીન ઉપર પડયા. ઉટ ઉપર બેઠેલાઓએ જમીન ઉપર ઉતરીને દોડતા દોડતા. છેક નજીકમાં આવવા લાગ્યા અને તે ઉટ ઉપર તીર મારીને બે ઉટનો પ્રાણ લીધો એટલામાં કોઇ પાછળથી નવિન સ્વાર નજીક આવ્યો. અને તીરનો માર પાછળથી ચલાવવા માંડયો. આ લોકો નવિન સ્વાર અને પૃથુની વચ્ચે આવી ગએલા હતા; પૃથુ પણ વાહન વિનાનો પાળો થયો છેક નજીકની લઢાઇ થઇ. ઢાલ અને તલવાર ઉપર આધાર રહ્યો. પૃથુ ઉપર તલવાર ના વિશેષ ઘાવ પડવા માંડ્યા, તે ઘાવ બચાવતાં પૃથુ પોતાની તલવાર ચલાવતો હતો એટલામાં તે ઠગ ટોળાના બે માણસો વાસંતીના તીરને કાપીને તેને એકદમ પકડી લીધી, એમ કરવામાં તે વાસંતીનો બાપ અને કાકો હતો, વાસંતી પાસે કટાર હતો. પણ પીતા ઉપર તથા કાકા ઉપર ઘસારો કરવાને તેની હીમ્મત ચાલી નહી. કેમકે તેઓનો ઉપકાર યાદ આવ્યો તેથી તે શરમિંદ થઇને ઉભીજ રહી. એટલામાં પાછળથી નવિન સ્વારે તેના બાપનું અને કાકાનું માથુ ધડથી દુર કરયું; વાસંતી છુટી થઇ કોણ સ્વાર હતો તે તેણે બારીકથી જોયું પણ ત્યાં ટકયો નહી. પણ તુરત પૃથુ ઘેરાયલો હતો ત્યાં જઈ પોહોચ્યો તેમાં તે બાજની આજુ

પડીને તેમના ઉપર પાછળથી તલવારનો ઘા કર્યો, તેમાંના બે માણસો નવિન સ્વાર સામે થયા એટલામાં પૃથુને લાગ મળવાથી બે માણસોને માર્યા, બે ત્રણ શેશ રહ્યા તેઓએ નાશભાગ કરવા માંડી. નાસતા માણસને નવિન સ્વારે ઘોડો દોડાવીને લાંબા ભાલાથી વીંધી નાંખ્યા; બધાં મર્ણ પામ્યા એટલે નવિન સ્વાર પ્રથુ પાસે આવી પોહોચ્યો. સાબાશ; સાબાશ ! એમ કહીને ઘોડા ઉપરથી ઉતરીને પ્રથુને પ્રેમ પુંર્વક ભેટ્યો.

**પ્રથુ**—( નવિન સ્વાર પ્રત્યે ) આપનો હું મોટો ઉપકાર માનુંછું. તમે ઘણા પરોપકારી અને મિત્ર વત્સલ છો. પણ માફ કરજો કે મ્હે તમને ઓળખ્યા નથી.

**નવિન**—મોટા મનના માણસોને હલકી વાતો યાદ રહેતી નથી !

**પ્રથુ**—તમારા પ્રત્યે મારી મોટાઇ નથી.

**નવિન**—નજ હોય, સજ્જન પુરૂશો કામની કદર કર્યા વીના રહેતાજ નથી.

**પ્રથુ**—મેરબાની કરીને મને કહો હું તમારો ઇતીહાસ જાણવાને અધીરોજ બન્યોછું.

**નવિન**—સીદીમૌલાની કબર નજીકમાં થએલી મુલાખાત વાળો હું તમારો મિત્રછું.

**પ્રથુ**—( એકદમ આશ્ચર્ય પાંમતાની સાથે ) અહાહાહા ! ધન્ય જગદિશ્વર ! એમ કહી સારી પેઠે ભેટયો, અને બોલ્યો કે અહો માહારા યુવક મિત્ર ! ક્ષમા કરો ક્ષમા કરો હું તમારો અપેરાધીછું તમને વિસરી ગયો એ કેટલી બધિ ભુલ !

**નવિન સ્વાર**—ભૂલ થવા જેવી છે તે વખત રાત્રીની હતી. દીવાના અજવાળાથી મને તમે પુરેપુરો અંતઃકરણમાં ચીતર્યો નહોતો.

પ્રથુસીંહ—હા. એમ તોખરૂંજ, પણ આંજની ખુશાલી-
ને લાભ તો માત્ર હુંજ પામ્યો છું.

નવિન સ્વાર—તમે અમારા મેહેરબાંન છો.

પ્રથુસીંહ—હવે તો તમે અમારી સાથે જ ચાલો. તમે હ-
વે અહીંથી કંઇ પણ જશો નહી, તમે મારૂં અંતઃકરણ
છો, તમે મારા પરમ સુ-હૃદ છો.

નવિન સ્વાર— હે પ્રૃથુસીહજી તમારો આગ્રહ મને ઘ-
ણોજ આનંદ આપે છે તમારા સહવાસથી અલભ્ય વ-
સ્તુનો મને લાભ મળે તેમ છે પણ લાચાર છું:—જેણે
મારૂં હીત ઇચ્છયુ છે જેનુ મ્હેં અન્ન ખાધુ છે. તેના
હિતને માટે હું ફરૂં છું, તે કામ થયા બાદ હું તમને
જરૂર મળીશ;

પ્રૃથુ—ધન્ય છે તમારા નિખાલશ ધર્મને, કે મારી સાથે ત
મારો કોઇપણ રીતનો ગાઢો પરિચય નથી, તોપણ તમે
પરોપકાર કરવામાં તમે તમારા શરીરના રક્ષણને માટે
કાળજી રાખતા નથી; તમે મને જે ઉપકાર કર્યો છે.
તથા મારા માટે તમે તમારૂ શરીર જોખમમાં નાખ્યું છે
તેની હું તુલ્યના કરૂ છું, તેમાં જણાય છે કે તમારૂ પો
શણ કરનારનું કામ તમો કરવામાં કેટલી બધી કાળજી
રાખતા હશો ! તેની સાબીતી તમારાં કાર્ય કરી આપેછે,
પ્રિય ભાઇ ! હું તમને પરમ મિત્ર જાણું છું.

નવિનસમાચાર—તમે કદરદાન છો, ત્વે સાથે તમારી પ
વિત્ર તથા નિર્મળ અંતઃકરણમાંની નિકળતી વાંણી સાંભ
ળી ને મારૂ હૃદયકમળ પ્રફુલ્લ થાય છે; પરમેશ્વર પાસે
હું એટલુંજ માગું છુ કે તમારા દર્શનનો લાભ દરરોજ
અપાવે; તે પ્રમાણે પ્રભુ કરશે; હવે હું જલદીથી જાઉ
છું મેહેરબાની રાખજો;

( એમ કહીને નવિન સ્વાર ચાલ્યો ગયો. )

નવિન સ્વાર આ પ્રમાણે કહીને એકાએક ચાલ્યો ગયો ત્યાર પછી પૃથુ અને વાસંતી એ બન્યો બીજાં ઉંટ જે કે વાસંતીના પિતા તરફથી લડવૈઆઓ આવ્યા હતા તેમનાં ઉંટ પસંદ કરીને બન્યો જણુ સ્વારી કરી આગળ ચાલવા માડયું.

---

## પ્રકરણ ૯ મું.

### વેરાન જંગલ.

### જમણી આંખે કાણા માણસની ખટપટ

પશ્ચિમ દિશાએ સૂર્ય નમ્યો હતો ચારે તરફ ડુંગરાઓની વેલીકા ગગન ચુંબિત શામ વર્ણની દેખાતી હતી, આ વખતે એક ટેકરા ઉપર એક આંખે કાણો થએલો માણસ વીચારમાં શુન્ય થયો હતો, આ માણસની પીઠ ઉપર એક ભાલાનો જખમ વાગેલો હતો, તે ઝખમ ઉપર તેણે ચાલ્લા કીથી પાટા તાંણી બાંધેલો હતો; તે હજુ અશક્ત હતો, તેના અંતઃકરણમાં શોક રૂપી અગ્ની સળગેલો હતો તેના નેત્રમાંથી આંસુની ધારા ચાલતી હતી; ધારેલુ કાર્ય થયું નહી. તથા પોતાના આત્મ વર્ગના સાથીયો નાશ પામ્યા તેના માટે તેમે પરીપૂર્ણ ખેદ પ્રાપ્ત થયો હતો. તોપણ તેના અંતઃકરણમાં આશા બંધાઇ હતી; તે આશાનું આકર્ષણ એવું હતુ કે ભૂખ અને તૃષા ઉપર ધ્યાન જતું નહોતું. પીઠ ઉપર વાગેલા શસ્ત્રની વેદનાનુ પણ ભાન રહ્યું નહોતું. આ વખતે ભયંકર ડુંગરાઓના મધ્ય ભાગમાં સાયંકાળ વખતે પથ્થર ઉપર બેઠેલો છતાં હું કયાં વિશ્રાંતી લઇશ, એવી ગોઠવણ કરવાની વૃતી ઉપર પણ જેનું લક્ષ ગયું નથી, એવો અનેક પ્રકારના વિચારમાં લીન થએલો એક માણસ ઉભો

રહેલો છે, યદ્યપિ ઉંડા વીચારથી નેત્ર મીચાયલા હતાં, મંદ મંદ ઠંડો પવન સ્પર્શ કરતો હતો, તેથી આ માણસને કાંઇક સુખાકારીની જાંણે વિશ્રાંતી મળિ હોય નહી! તેમ તે ઠરી ગયો હતો. એટલામાં જરાક દુરથી ઘોડાના પગની ખરીયોના પડધા તેના કાંને પડયા; એટલે તુરત નેત્ર ઉઘાડી દ્રષ્ટી કરીને જોવા લાગ્યો.

ત્યારે તેને એમ જણાયું કે કોઇ વૈરાગી કીંવા તાપસી માણસ ઘોડા ઉપર બેઠેલો હોય એવુ દીઠું, તે ઘોડા ઉપર બેસનાર મુસાફરના માથાના વાંળ છુટા હતા. તે વાળમાં ભસ્મ ( રાખ ) ભરી હતી જેથી તે વાળની લાંબી દીવેટો થઇ ગએલી કમર સુધી ચારે બાજુથી લટકતી હતી, સફેત લાંબી ડાઢી હતી, શરીર ઉપર ભસ્મ લેપન કરેલુ હતું. હાથના ભુજ દંડ ઉપર કેદાર કંકણ ધારણ કરેલુ હતું. કમર ઉપર બંધન કરેલુ હતું શરીર ઉપર લાંબો ખલકો ધારણ કર્યો હતો તેથી અંદરના ભાગમાં બીજુ શું છે તે દેખાઈ આવે તેવું નહોતુ, પગમાં વાઘના ચામડાના જોડા પહેરેલા હતા, હાથમાં ત્રીશુળ અને ખભા ઉપર ભૈરવ ઝોળી ભરાવી દીધી હતી, ખભા ઉપર કમાન અને પીઠ ઉપર શરીયા (બાણુ)નો ભાથો હતો કપાળમાં વિભુતીનું અર્ચન કરી તે ઉપર આડી ત્રણ રેખા ખેંચી તિલક કર્યું હતું તેના મધ્ય ભાગમાં ૐકાર ચિત્રય અક્ષર બનાવ્યો હતો. બન્યો ભ્રકુટિની મધ્ય ભાગમાં, સિંદુરની બિંદી કરી હતી, કમરમાં એક લાંબી તરવાર અને પીઠ ઉપર ઢાલ બાંધી દીધી હતી.

મુખથી કાંઇક જપતો હતો પણ તે કાંનેથી સંભળાય તેવા તેના ઉચ્ચાર સ્પષ્ટ સંભળાતા હતા,—તે છેક નજીકમાં આવી પોહોચ્યો. એટલે; ટેકરા ઉપર ઉભો રહેલો માણુસ સાવધ થયો, પ્રતાપીક યોગીને જોઇને કાંણી આંખવાળા

માણસે માથુ નમાવ્યુ; પછી તે યોગી પ્રત્યે વિનંતી સાથે બોલવા લાગ્યો કે, માહારાજ આપને અહીંથી કયાં જવાનુંછે?

**યોગીસ્વાર**—આ ડુંગરોની ગુફામાં.

**કાંણોમુસાફર**—આપ આ જંગલમાંજ રહો છો કે ?

**યોગીસ્વાર**—હા,

**કાંણોમુસાફ**—માહારાજ ! તમે યોગી થઇને હથિયાર કેમ ધારણ કર્યા છે ?

**યોગીસ્વાર**—આ તરફ સંત સાધુનું રક્ષણ કરવાને માટે ફક્ત બે ઘડી સુધી ફેરો મારીને પછી હું તેમની શેવા માં રોકાઉં છું. તે યોગીની શેવાના પ્રતાપથી હું પણ યો-ગીજ છું.

**કાંણોમાણસ**—ઠીક, ત્યારે તો મહારાજ ! આપના દર્શણ-થી મારૂ પાપ દુર થયુ.

**યોગીસ્વાર**—જે માણસ સ્વચ્છ અંતઃકરણ વાળો છે ત-થા દયાળુ અને પરોપકારી છે તે માણસ નિરંતર પા-પ રહિત છે.

**કાંણોમાણસ**—હાજી ! એ વાત ખરી છે. પણ આજકાલ મને બીલકુલ ચેન પડતું નથી માટે આપ કૃપા કરીને મારૂ કલ્યાણ થાય તેમ કરો.

**યોગીસ્વાર**—( આકાશ તરફ નજર કરીને ) શીવ શીવ શીવ, અરે ભાઇ ! તુનો ઘણોજ દુખી જણાય છે. ખેર ઇશ્વરનું ભજન કરો તેથી સારૂ થશે.

**કાંણોમાણસ**—( મનમાં અરે ! આનો કોઇ ખરેખરો તા પસી માણસ છે તે ભુત અને ભવિશ જાંણે તેવો જ-ણાય છે માટે જોઉતો ખરો કંઇ પણ દાખલો આપે છે કે કેમ ! એમ વિચાર કરીને ) માહારાજ ! આપ ખરૂ કહો છો હું કેવળ દુખી છું.

**યોગીસ્વાર**—નાક ઉપર હાથ મુકીને તથા નાશીકાના સ્વર વાયુ વહન તપાસીને ) અરે મુસાફર! તારો આયુર્બળ વધારે હોવાથી મરવાની અણી ઉપરથી બચી ગયો છે એ વાત ખરી છે કે નહી!

**કાંણોમાણુસ**—( સાઆનંદાશ્ચર્ય થઇને) હા માહારાજ ખરૂં કહો છો. હવે તો હું આપના ચરણની શેવા મુકવાનો નથી કૃપા કરીને પુછુછું કે મને શાંની ચિંતા છે તે કહો એટલે હું મારા દુખની હકીકત વીદીત કરૂં

**યોગીસ્વાર**—અમને કંઇ એટલી બધી ગરજ નથી, અમારે એવી સંસારની ઉપાધીમાં પડવાની શી જરૂર તમારા જેવા દુખનું નિવેદન કરનારા જોકે અમે સાંભળતા ફરીએ તો લાખો માણસો મળે અને અમને બહુ સતાવે માટે, અમે તો અમારે રસ્તે ચાલ્યા જઇશુ;

**કાંણોમાણુસ**—હે કૃપા સિંધુ. હું અધમ અને પાપીષ્ટ ઉપર કરૂણા કરીને ખુલાસો આપો હું આપનો ઉપકાર નહી ભુલુ.

**યોગીસ્વાર**—તમારા તરફ કોઇ માણસ તથા દ્રવ્ય ગુમ થયો છે. તે માણસ સ્ત્રી છે અને દ્રવ્ય પણ તેની સાથે છે, તે કાંમમાં ગમે તે ઠેકાણે તેના સગા સંબંધી માણસો ઘણા ખરા મરાયા છે એમ જણાય છે.

**કાંણોમાણુસ**—( એકદમ મહારાજના પગ પકડીને પગચંપી કરવા લાગ્યો, અને વિશેશગાં હકીકત કહેવા લાગ્યો કે, ) માહારાજ હવે મહારે શી રીતે કરવું કે તે માણસ અને પૈસો મહારે સ્વાધીન થાય !

**યોગીસ્વાર**—શૂં તું મારી પાસેથી સલાહ લેવા ધારે છે?

**કાંણોમાણુસ**—હા માહારાજ,

**યોગીસ્વાર**—તું ત્હારી સાચી હકીકત જ્યારે કહિશ ત્યારે સલાહ આપીશ.

**કાંણુંમાણુસ**—મહારાજ ! હું પરિમોશપતનનો રહેનાર છું. મારા મામાની દીકરી વાસંતીનું હરણ કરીને એક રજપુત રાજકુમાર નાશી આવ્યો હતો તેનો ભેટો અહીથી ત્રણ કોસ પાછળ જગો છે ત્યાં થયો હતો તેમાં તમાંમ મરાયા તેમાં હું પણ હતો, લડાઇની ઝપાઝપીમાં મારી પીઠ ઉપર એક લાંબો ભાલો વાગ્યો છે તે દુઃખ સહન કરીને આ તરફ નાશી આવ્યો છું.

**યોગીસ્વાર**—તે વાસંતી બાઇનું હરણ કરનાર એકલોજ હતો કે તેની પાસે કોઇ બીજા સ્વાર હતા ?

**કાંણુંમાણુસ**—ના, તેતો એકલો હતો અને તેની જોડે અમારી બ્હેન ફક્ત છે.—જ્યારે ઝપાઝપી થઇ ત્યારે આ નાયરા ઝાડીની ઘટામાંથી એક સ્વાર આવી પહોચ્યો તેણે બાંણનો વરસાદ પાછળથી વરસાવ્યો અને તે પણ હરણ કરનારની પક્ષ લઇને અમારા તમામ માણસોનો સંહાર કર્યો.

**યોગીસ્વાર**—ઠીક ઠીક, વાત મળતી આવે છે. બરાબર એમજ બન્યું છે. ત્યારે હવે તમે શું કરવા ધાર્યું છે ? તેં હકીકત સાચે સાચી કહેશો તો તમારા હીતને માટે ભવિષ્ય જોઇને ખરેખરૂ કહીશ, જો કે તમે વાત ચોરશો ( ગુપ્ત રાખશો ) તો તેમાં તમે ભારે સંકટમાં આવી જશો.

**કાંણુંમાણુસ**—હે મહારાજ! તમે ત્રિકાળદર્શી છો તમારૂ અજાણ્યું શૂં રહેવાનું છે !

**યોગીસ્વાર**—ત્યારે તું સાચે સાચુ બોલ્ય ત્હેં કેવી બાજી રચિ છે !

**કાંણુંમાણુસ**—બાજી ! હે મહારાજ! શું બાજી!

**યોગીસ્વાર**—હા, બાજી,

**કાણોમાણસ**—એ મારા ગુરૂ, એ અન્નદાતાર, આ પતો પરમેશ્વર જેવા છો, હવે તો હું આપને સાચેસાચુ કહી દઉં છું.

**યોગીસ્વાર**—જલદીથી બોલ્ય, કેમકે મહારે ઉતાવળ બહુ છે મને મારા ગુરૂની શેવાનો વખત થવા આવ્યો છે.

**કાંણો**—હે માહારાજ ક્ષમા કરો ટુંકી હકીકત કહુ છું કે તે મારી બેનનું હરણ કરી જનાર પૃથુ નામનો માણસ છે તે શૂર છે હવે મારામાં તેની પાસેથી તે બાઇને છુટી કરવાને શકતી જતી રહી છે તેથી એક બીજો એવો પ્રપંચ રચ્યો છે કે, પઠાણ લોકોનું ટોળું દસ માણસોનુ હથિયાર બંધ દીલ્હી તરફ જતુ હતું તેઓ અહીથી બે કોસ ઉપરના રસ્તા ઉપર રોકાયા છે તેમને મ્હેં રોકયા છે તેઓને બે લાખ રૂપીયા આપવા કરીને તે પૃથુનો જાન લઇને મારી બેહેનને આણી આપે, એટલા માટે હું આ ટેકરી ઉપર ઉભોછું. તે પૃથુને એ રસ્તા ઉપર આવ્યા વિના છુટકો નથી, માટે હવે તે કાર્ય સફળ થશે કે નહીં. એટલું હું પુછુછું.

**યોગીસ્વાર**—( ઉંડો નિશ્વાસ નાખીને ) ઠીક છે ગોઠવણુ તો સારી કરી છે, તારૂ કામ ફતે થશે.

**કાંણો**—( ફરીથી માથુ નમાવી બન્ને ચરણ ઉપર હાથનો સ્પર્શ કરીને ) મહારાજ ! આપનું વચન સફળ થાઓ.

**યોગીસ્વાર**—( નજીકમાં એક વનસ્પતીનાં પાંદડાં હતાં તે તરફ જઇને ઘોડા ઉપરથી ઉતરી હાંથમાં લઇને ) અલ્યા મુસાફર ! હું તને બીજુ ભવિષ્ય કહુંછું કે તું એક આંખે કાંણો છે અને એક આંખ સારી છે, પણ જો કે તે બીજી આંખ જવાનો સંભવ છે માટે ગુરૂના હુકમથી હું તને કહુછું કે આ પાંદડાંની લુગદી તારી સાજી આંખ ઉપર બાંધી દે અને એક કલાક સુધી તું

રાખજે. પછી તે આંખને બીલકુલ ઉઘાડ નહી. આવે, હવે હું જાઉછું તું આ લુગદી મારા દેખતાં બાંધ.

**કાંણો**—( વિશ્વાસ લાવીને ) સારૂ માહારાજ, ( એમ કહીને તે લુગદી સાજી આંખ ઉપર મુકીને પાટો બાંધી દીધો; અને તે જગોએ તુરત બેસી ગયો.

**યોગીસ્વાર**—અરે મુસાફર ! હવે હું ગુરૂની ગુફામાં જાઉછું હોં કે !

**કાંણો**—સારૂં માહારાજ.

એ પ્રમાણે ગોઠવણ કરી યોગીસ્વાર ત્યાંથી પોતાનો ઘોડો ઘણા વેગથી ચલાવતો ગયો.

---

## પ્રકરણ. ૧૦ મું.

### દસ પઠાણનાં ટોળાની ભેટ,

### પ્રથુસિંહનું ઘાયલ થવું.

### યોગીની ભેટ.

પ્રૃથુ અને વાસંતી બન્યો નવિન યુવક સ્વારનો મોટો ઉપકાર માનીને તથા તેને ભેટીને આગળ ચાલવા માંડયું. સૂર્ય અસ્ત સમયનો નીચે નમવાની તયારીમાં હતો, તેથી પૃથુ અને વાસંતી એ બન્યોના અંતઃકરણમાં અજાણ્યા રસ્તાને માટે મોટો ભય હતો, જોકે વીકટ માર્ગ ઘણો લાંબો હશે તો રાત્રી સમયે કયાં ટકવું અને કેમ કરવું. તેની ગોઠવણમાં મન ભમ્યાં કરતું હતું. તેમ છતાં પણ વાસંતી એ પ્રથુ પ્રત્યે કહ્યું કે તમે શો વીચાર કરો છો !

**પ્રથુ**--રસ્તો કેટલો લાંબો હશે ? અને કયાં જવાનો છે ? એજ વીચાર કરૂછું;

**વાસંતી**—વાતતો ખરી છે, હવે તેનો ઇલાજ નથી, કેમકે તમામ નિર્જન વન છે,–પણ હવેની મુસાફરીમાં આપણે એક માણુસ રસ્તાનો માહીતગાર સાથે રાખશું, હજુ બે ઘડી દીવસ છે હરકત નથી. બે ત્રણ કોશ જલદીથી કાપીશું.

**પ્રથુ**—ભવાની કરે તે ખરૂ,

**વાસંતી**—તેનોજ આશરો ખરો છે,–(વાસંતીની નજર લાંબી જવાથી કંઇક માણુસોનો કાફલો દેખાયો તેથી પૃથુ પ્રત્યે કહેવા લાગી) સરદાર ! સરદાર !

**પ્રથુ**—હાં, શું કહોછો,

**વાસંતી**—જુવો તો ખરા ! સન્મુખ માણસોનું ટોળુ તમારી નજરે પડે છે ?

**પ્રથુ**—( બારીકથી જોઇને ) હા, વાત ખરી છે.

**વાસંતી**—જુવો જુવો. તેઓ કોઇ લુટારા હોય તેમ કમર બાંધીને તૈયાર થાય છે. અને ઢાલ તલવાર સંભાળીને ઉભા થાય છે જોયું કે ?

**પ્રથુ**—શું ! બીજી પણ આફત કે ?

**વાસંતી**—ભવાનીની જેવી મરજી, તેજ આપણને સાચવનારી છે.

**પ્રથુ**—( તીર કમાન સજ્જ કરીને ) આપણે સાવધ રહેવું જોઇએ. વાસંતી ( તીર કમાન સજ્જ કરીને ) હું પણ સાવધછું ફીકર નહી, એટલામાં તે ટોળામાંથી બે પઠાણ સ્વાર પુરપાટ ઘોડા દોડાવતા દોડાવતા પૃથુની આગળ આવીને ઉભા, અને કહેવા લાગ્યા કે, ઉભા રહો. તમે બન્નેમાંથી પૃથુસિંહ નામનો માણસ કોણ છે !

**પ્રથુ**—( બન્નેવ સ્વાર પ્રત્યે ) હું છું.

**બન્નેવ સ્વાર**—( પ્રથુ પ્રત્યે ) તમે તમારી સાથેના માણસને અમારે હવાલે કરો નહીતો તમને કેદ કરીને દીલ્હી લઇ જવા પડશે.

**પ્રથુ**—શા માટે,

**સ્વાર**—તમે ચોરછો, ગુનેગારછો.

**પ્રથુ**—( સ્વાર પ્રત્યે ) જો, હું સ્વાધીન કરૂછું તે સંભાળીજો, એમ કહીને સન્મુખ સ્વારની છાતીમાં જોરથી કમાન ખેંચીને તીર માર્યું તે સાથે વાસંતીએ બીજો સ્વાર હતો તેને પણ તીર મારીને પાડયો.

એકાએક બન્યો સ્વાર અશ્વ ઉપરથી ઉથલી પડયા. એવું ટોળાના માણસોને માલમ પડવાથી તેઓએ એકદમ હલ્લો કર્યો, તેમાંથી કેટલાએક પગેપયદલ થઇને બન્યો ઉંટને ઝખમ કર્યાં એટલામાં તે પૃથુએ અને વાસંતીએ મળીને બીજા બે માણસોનો ભોગ લીધો પણ બાકીના છ માણસોની મધ્યમાં આ બન્યો મુસાફર સપડાયા જેથી ભારે ઝપાઝપી થવા લાગી, તલવાર ઉપર તલવાર અથડાવા લાગી, ઢાલ અને તલવાર સાથે દાવપેચ રમતો પ્રથુ દોટ મુકીને શતરૂ ઉપર ઘા કરતો હતો તેમ તેમ પઠાણ ટોળુ વિખેરાઇ જતુ હતું પછી તુરત ભેગુ થઇને પ્રથુને વચમાં ઘેરી લેતા હતા, આ પ્રમાણે ઘણી વખત શુધી ટક્કર ચાલી છતાં પ્રથુના હાથથી બીજા બે માણસો ઘાયલ થઇ પૃથ્વિ ઉપર પડયા, ફકત ચાર માણસ રહ્યા તેમાંથી બે માણસો વાસંતીને નજીક જઇને તેને કેદ કરી, આ તરફ પૃથુની ઝાંઘમાં ભારે તીર પેસી જવાથી તે જમીન ઉપર પડગો હતો તે તીર ઝાંઘમાંથી ખેંચી કાઢીને જેમ મુર્છા વળી હોય તેમ જમીન ઉપર પડી રહ્યો. એટલામાં બે પઠાણ નજીક આવીને જેવો તલવારનો ઘા કરવા જાય છે તેવો ઓચિંતો તલપ મારીને બન્યો હાથમાં હથીયાર લઇને બે પઠાણને ઘાયલ કરી હેઠળ પાડયા. એમ કરવામાં બીજા પગ ઉપર તલવારનો ઝખમ પૃથુને જબરો લાગવાથી છેક નિર્બળ થઇને જમીન ઉપર પડયો. આ વખતે દસ પઠાણના ટોળા-

માંથી માત્ર બે પઠાણુ વાસંતીને કેદ કરીને ઘોડા ઉપર બે-સારવામાં તથા તે ખસી જાય નહી તેવો જાપતો રાખવા-માં રોકાયા, વાસંતી આ વખતે કેવળ દીન થઇ ગએલી હતી,—વાસંતીના બન્ચો હાથ અવળા બાંધ્યા હતા. તેથી તેનું જોર ચાલે તેમ નહોતું; આ વખતે દસ પઠાણમાંથી માત્ર બે પઠાણુ જીવતા રહ્યા હતા. બાકીના આઠ મર્ણ પા-મ્યા હતા; પૃથુ શરીરે ઘણો મજબુત હતો. તેણે કવચ અને ટોપ સજેલાં હતાં તેથી મુસ્તક તથા બાહુદંડ હાથ છાતી વીગેરેને કંઇ ઇજા થઇ નહોતી, તેથી પૃથુનો પ્રાણુ ગયો નહોતો. પણુ પગ ઉપર ભારે ઝખમ થવાથી, તે ઉ-ઠીને ઉભાં થવાની શકતીવાળો થયો નહોતો, જીવતા રહે-લા બન્યો પઠાણુ પૃથુ જીવે છે કે કેમ તેની ચોકસી કર-વાને જવા સારૂ તક મેળવી શકયા નહોતા, જો કે તેમ કરે તો આ લડાઇમાં કેદ કરેલી વાસંતીનું પરાક્રમ તે પ-ઠાણોએ દીઠેલુ હતું તેથી તે સટકી જશે એવો તેમને પકકો ભય હતો, તેથી તેઓ પોતાનું કાર્ય ચોકસ કરવા ઉપર ફ-કત રોકાયા, વાસંતીને કેદ કરી જબરદસ્તીથી ઘોડા ઉપર બેસારી લાંબી રસીયોથી ઘોડાની બન્યો બાજુ સંધાન કરી તે ઘોડો બન્યો ઘોડાના વચ્ચે રાખી સ્વાર થઇ રસીગો હાથમાં પકડી ચાલવા માંડયું—કાર્ય ફતે થયું. પણુ સાથીના માણસો આઠ મરાયા તેની અફસોસી બન્યો પઠાણુ ઉપર ઝાગી રહી હતી. તેના બદલે બે લાખ રૂપીયા મળવાના છે તે લાભ ઉપર તેમનો આનંદ હદથી પણુ જાદે હતો, એ-ટલામાં સૂર્ય અસ્ત થયો. તો પણુ છેક આકાશનાં ઉંચ પ્રદેશમાં સૂર્યનાં કીરણો ધવલ રંગનાં પ્રકાશ પામતાં જણા-તાં હતાં તેથી તેનું અજવાળુ હતું ડુંગરના ઉંચા શ્રંગની પાછળ સૂર્ય ઢળી પડયો હતો,—આ બન્યો સ્વાર રસ્તાના માહિતગાર હતા, તેથી તેમને કોઇ પ્રકારનો ભય નહોતો.

પરસ્પર આનંદથી વાતો કરતા કરતા ગાન કરતા કરતા પંથ કાપતા હતા, એટલામાં એક યોગીસ્વાર નજીકમાં આવેલો જણાયો એટલે પઠાણોએ નવિન યોગીસ્વારને જોઇને પુછયું કે તમે કોણછો.

**યોગીસ્વાર**—હું તો સાધુછું.

**પઠાણસ્વાર**—કયાં જાઓછો ?

**યોગીસ્વાર**—અમે તો ડુંગરાની ગુફામાં રેહેનારા પરમેશ્વરનું ભજન કરનારા ફકીર છીએ તેથી અમારૂ ઠેકાણું શું પુછોછો ! આજ અહિયાં તો કાલે બીજા ડુંગરામાં રહીયે.

**પઠાણસ્વાર**—એમ કે–ઠીક, ઠીક.

**યોગીસ્વાર**—આ સ્વારને કેમ બાંધ્યો છે ? શું તે ગુન્હેગાર છે ?

**પઠાણસ્વાર**—હા, તમને કોઇ માણસ મલ્યો છે ?

**યોગીસ્વાર**—કોણ માણસ.

**પઠાણસ્વાર**—એક આંખે કાણો છે તે.

**યોગીસ્વાર**—હા, અહિંથી નજીક એક ટેકરી છે તે ઉપર બેસી રહેલો છે.

**પઠાણસ્વાર**—તમે તે ટેકરી જોઇ છે ?

**યોગીસ્વાર**—હા, જો કે તમને ખબર ન હોય તો હું તમને બતાવું નહી તો હું મારે રસ્તે ચાલ્યો જાઉ.

**પઠાણસ્વાર**—બતાવો તો મોટી મેહેરબાની કેમકે અંધારૂ થવા આવ્યું છે અમે કયાં ફાંફાં મારીશું.

**યોગીસ્વાર**—ચાલો ત્યારે, તમારા ઘોડા ચલાવો હું તમારી પાછળ આ ગુનેગારની નજીક પાછળ મારો ઘોડો ચલાવુંછું.

**પઠાણસ્વાર**—બરાબર કહોછો. એ પણ એક પ્રકારનો જાપતો છે,

એ પ્રકારે યુક્તી કરી બન્યો પઠાણુ આગળ અને યોગીસ્વાર પાછળ એમ અનુક્રમથી ધીમે ધીમે ચાલ્યા જાય છે, આ તરફ બન્યો પઠાણુસ્વાર એકેક લાખ રૂપીયા મળવાના લોભના તુરંગ ઉપર ચઢેલા અનેક પ્રકારની ગોષ્ટી કાઢતા લીન થએલા છે. અને પાછળ યોગીસ્વાર તેમ તેમ સાવધ થતો જાયછે યોગીસ્વારે પોતાના હાથમાં લાંબો છરો લઇને યુકતીથી બાંધેલા બંધનાળા સ્વારના દોરડાના બંધ કાપી નાંખ્યા. અને તુરત તેને છુટો કર્યો,–આટલુ કરતાં તક સારો મળી આવ્યો હતો જેથી તે બન્યો પઠાણુસ્વાર બીલકુલ જાણી શકયા નહોતા, પાછળથી બંધ કાપી નાખનાર કોઇ આપણો હીતસ્વી છે અથવા કોઇ દયાળુ છે એવો અનુમાન વાસંતીએ તુરત કર્યો હતો તેથી તેને કેટલોક આનંદ થયો એટલુજ નહી પણ તે સાથે તેને કેટલીક હીમત આવી, એટલામાં યોગીસ્વારે કાન સુધી કમાન ખેંચીને એક પઠાણુ સ્વારની પીઠ ઉપર એવું જોરથી તીર માર્યું કે તે તીર પઠાણુને વીંધીને એક વેહેત બાહાર નીકળ્યું. આમ થતાની સાથે યા અલ્લાહ કહીને ઘોડા ઉપરથી તે પઠાણુ જમીન ઉપર ગરબડી પડયો, જ્યાં આ પ્રમાણે થયું એટલે તેની જોડેનો સ્વાર તેની ખબર પુછવા લાગ્યો કે શું થયું શું થયું! એમ બોલે છે એટલામાં યોગીસ્વાર બીજા સ્વારની સન્મુખ આવીને જોરથી તીર માર્યું તેથી તે પણ જખમી થઇને પડયો, પણ તેને પડખામાં વાગવાથી તેનું મૃત્યુ થયું નહી તેટલામાં,બીજુ તીર મારીને છેક પ્રાણ વીનાનો કરી નાંખ્યો; આ બનાવ જોઇને મરદના સ્વાંગવાળી કેદ થએલી વાસંતી મોટા વીચારમાં પડી, એટલામાં યોગીસ્વાર તે વાસંતી પાસે આવીને કહેવા લાગ્યો કે। હે ભાઇ! હવે તમે નિર્ભય રહો—

**મરદ સ્વાંગ ધારણ કરનાર** } ( યોગીસ્વાર પ્રત્યે ) માહારાજ! તમે કોઇ સાધુ પુરૂશઢો હું આ દુખમાંથી છુટયો પણ મારો એક મિત્ર ધાયલ થઇને પડયો છે તેની ખબર લીધા વિના મારાથી એક ડગલુ પણ આગળ જવાશે નહીં.

**યોગીસ્વાર**—ચાલો, હું તમારી સાથે આવુંછું—

એમ કહી બન્યો અતિ સત્વરથી ધોડા ચલાવવા માંડયા, આ વખતે રાત્રી પડવા આવી હતી. પણ પેહેલી રાત્ર હતી તેથી ભય નહોતો જેમ બને તેમ ઉતાવળી કરીને બે ઘટિકા રાત્રીના સુમારે લડાઇની જગો ઉપર જઇ પહોચ્યા, પણ અંધારૂ થયું હતું તેથી મોટી હરકત પડવા માંડી, તેથી યોગીસ્વારે મીણ પાયેલી દોરીનું ગુંછળુ પોતાની હડપીમાંથી તુરત કાઢયું. ધોડા ઉપરથી હેઠળ ઉતરીને ચકમકથી દેવતા પાડીને સુકાયલાં પાંદડાં ભેગાં કરી દેવતા સળગાવીને અગ્ની ચેતાવીને બે પલીતા સળગાવ્યા,—ધોડાની લગામ હાથમાં ઝાલી લડાઇની જગો તપાસવા માંડી તપાસતાં તપાસતાં એક જગોએ, પૃથુસિંહ જોયો. આ વખતે પૃથુ હાથમાં તલવાર પકડીને નિર્બળ થઇને પડેલો હતો; દીવાનો કાકડો સળગાવીને પાસે આવનાર માણસ ઉપર પૃથુસીંહની દ્રષ્ટી ગઇ ત્યારે તેને જણાયુ કે કોઇ યોગીરાજ મોટા ડાઢાવાળો મારી પાસે આવે છે, તેનીજ પાસે પોતાની સાથેનો હમેશાંનો મિત્ર વાસંતી પુરૂશ રૂપે સ્વાર જોવામાં આવ્યો, તે જોતાંજ તેને આનંદનો પાર રહ્યો નહી આ વખતે તેનામાં સર્વે પ્રકારની હીમત આવી ગઇ તે સાથે તે પૃથુ એટલો બધો ધાયલ છતાં પ્રેમથી ઉભો થયો અને યોગીરાજ સ્વારને જોઇને તેમના પવિત્ર ચરણમાં માથુ નમાવી હાથ જોડી ઉભો રહ્યો.

**યોગીસ્વાર**—( પૃથુ પ્રત્યે ). તમે બેસી જુઓ, તમારા બન્યો પગ નિર્બળ થયા છે.

**પ્રથુસીંહ**—માહારાજ! આપના દર્શણથી હવે હું સબળ થયો છું.

**યોગીસ્વાર**—તે વાત ખરી છે. પણ તમને ઘણુંજ દરદ થતુ હશે.—

એમ કહી યોગીસ્વાર પૃથુનો હાથ પકડી ધીરે રહીને બેસાર્યો પછી પોતાની હડફીમાંથી ધોળા રંગની ભુક્કી કાઢીને તેમાં પાણી મેળવી બન્યો ઝખમ ઉપર પાટા બાંધી દીધા પછી આજુબાજુની જમીન સ્વચ્છ કરી ઘોડા ઉપરના ઘાસીયા પાથરીને તે પૃથુને બેસાર્યો-નજીકના જંગલમાં લાકડાંના ખોધાં તથા સુકાં ડાળાં ખરી પડેલાં ભેગાં કરીને તાપણી કરીને ત્યાંજ વાસો કર્યો, પોતાની હડફીમાંથી ખાવાનું કાઢીને બન્યો જણને આપ્યું; યોગીસ્વારે આખી રાત્ર સારવાર કરીને સફેત ભુક્કીની ત્રણ પટ્ટીયો અદલા બદલી કરી બાંધછોડ કરવા માંડી એમ કરતાં પ્રાત:કાળ થયો એટલામાં તમામ ઘા મળી ગયો, સેજસાજ દુખાવો રહ્યો. હજુ એક અઠવાડીયાનું કામ આરોગિયત થવાનું બાકી છે, એવો દીલાસો યોગીસ્વારે પૃથુને આપતાં જણાવ્યું કે અહીંથી અડધા કોસ ઉપર માહારી ગુફા છે ત્યાં ચાલો, તમે સારા થાઓ ત્યારે તમારી ખુશીમાં આવે ત્યાં તમે જજો.

યોગીસ્વારની સલાહ પૃથુને યોગ્ય લાગી, તેની ચમત્કારીક સફેત ભુક્કીથી એક રાત્રીમાં જે ચમત્કાર સાથે આરામ જણાયો તે ઉપર પૃથુને સંપૂર્ણ વિશ્વાસ આવ્યો હતો તેથી યોગીસ્વારની સલાહ કબુલ કરીને તે પૃથુ અને તેનો મરદસ્વાંગ ધારણ કરનારો મિત્ર બન્યો યોગીસ્વારની સાથે સાથે ચાલવા લાગ્યા.

ચાર ઘડિકાનો સુર્ય આકાશમાં ઉંચો આવ્યો હતો. ચાલતાં ચાલતાં એક ટેકરી નજીક આવી ને તે યોગીસ્વાર ઉભો રહ્યો. અને ધીરે રહીને પૃથુને કહેવા લાગ્યો કે આ ટેકરી ઉપર એક માણસ બેઠેલો હશે તેને આપણે જોઇએ.

એમ કહી અશ્વ ઉપરથી યોગીસ્વાર ઉતરી પડયો. જ-રાક ઉપર ચઢીને જુવે છે તો ગયા દીવશની સાયંકાળે જે માણસ આંખે કાણો હતો તે અનેક પ્રકારના પશ્ચાતા-પ કરતો છાતી કુટતો અને વિલાપ કરતો બેસી રહે-લો જણાયો. યોગીસ્વાર ઘાંટો પાડીને તેના પ્રત્યે બોલવા લાગ્યો કે હે મુસાફર! તું શા માટે રડે છે! તહારી વસ્તુ ખોવાઇ છે કે શું!

**આંધળો માણસ**—તમે કોણછો!

**યોગીસ્વાર**—હું યોગીરાજછું.

**આંધળો માણસ**—ઓ માહારાજ! હું તો તદન આંધ-ળો થઇ ગયોછું, હવે મારૂ તમામ જીવન વૃથા જાણુંછું. મારી પાસે નેત્ર રૂપી એક રત્ન રહ્યું હતું તે હું ગુમા-વી બેઠોછું.

**યોગીસ્વાર**—( પૃથુ પ્રત્યે ) તમે આ આંધળાને ઓળખો છો? આ માણસ આંધળો થતા પેહેલાં એકજ આંખે કાંણો હતો.

**પ્રથુસીંહ**—ના માહારાજ.

**યોગીસ્વાર**—તમે કદાપી ઓળખતા નહિ હો પણ તમા-રી સાથે તમારો જે મિત્ર છે તે ઓળખે છે કે?

**મરદ સ્વાંગ ધારણ કરનાર**—( યોગી તરફ દ્રષ્ટી કરીને ) હા માહા-રાજ, હું ઓળખુછું. આ માણસ મા-હારી ફોઇનો દીકરો થાય તેનું નામ રામજી છે. ( આ માણસ આંધળો છે એમ જાણીને તેને બોલાવવાને ઘાંટો પાડયો ) રામજીભાઇ રામજીભાઇ!

**આંધળો માણુસ**—કોણુ એ વાસંતી કે।

**મરદ સ્વાંગી**—હા,

**આંધળો માણુસ**—હે ઇશ્વર હવે મારૂ બેલી કોણુ છે। હે યોગી માહારાજ! મારી આંખ્ય જતાં કરીને સર્વસ્વ ગયું, હવે સાહાય થાઓ; તમે તો એમ કહેતા હતા કે ત્હારાં નેત્રને ઇજા નહી આવે એમ છતાં સમુળગી આંખ્ય ગઈ.

**યોગીસ્વાર**—તું જ્યાં સુધી કાંણો હતો ત્યાં સુધી ત્હારાંમાં કપટ પાખંડનું બળ વિશેષ હતું—ત્હારી એક આંખ ઘણુંજ અધર્મ કરનારી હતી, હવે તે આંખ ગઇ તો તેથી તું પાપ રહિત થઇશ,—કહેવતમાં કહ્યું છે કે

" क्वचित साधू काणिया. "

અર્થાત કાંણો માણુસ કવચિતજ સાધુ હોય, માટે જેણે ત્હારી આંખ્ય ખોઈ તેનો તું મોટો ઉપકાર માન્ય

**આંધળો માણુસ**—અરે મહારાજ! મારા નેત્રરૂપી રત્નનો નાશ કરનાર તો તમેજ દેખાઓછો,—હે માહારાજ મ્હે તમારૂં શું બગાડયું હતું? અરેરે! મને આંધળો કરવા કરતાં તલવારથી મારા મુસ્તકનો નાશ કર્યો હોત તો હું ઘણો ખુશિ હતો, હવે હું ભટકાઇ ભટકાઇને આ જંગલમાં મ્હોતને શરણે થવાનોછું, ભુખ અને તૃષાથી વિકળ થયો છું. અરે! તમે મારા ઉપર અત્યંત નિર્દયતાનું અને ઘાતકી કામ કર્યું છે, બસ. હવે એટલુજ માગુછું કે તમે તમારી તલવારથી મારૂ માથુ દુર કરો, આ દુઃખ મારાથી સહન નહી થાય.

**યોગીસ્વાર**—આંધળા ઉપર તલવારનો ઘા કરવો યોગ્ય નથી તેટલા સારૂ તું તેજ સ્થિતિમાં રહે, ત્હેં કરેલાં પાપ યાદ કર, જેમ તું પોતાનું અનિષ્ટ કિંવા પોતાનુ

દુઃખ જાણીને અફસોસ થાયછે તેમ તું જ્યારે તાહારી આંખ્ય હતી તે વખતે પરસંપાનું દુઃખ તથા તેની વેદના જાણતો નહોતો, અર્થાત દુઃખના અનુભવનું તને જ્ઞાન નહોતુ હવે તેનો અનુભવ મેળવવાનો વખત પરમેશ્વરેજ આપ્યો છે તે તું સહન કર તું તારા પાપને વારંવાર યાદ કર, તને ભુખ તથા તરશ લાગી હશે તો તેં તને મળશે.

**આંધળો માણસ**—હે માહારાજ! તમે યોગી છતાં રાગ દ્વેશમાં પગ મુકીને મારૂ માઠુ કેમ કર્યું.

**યોગીસ્વાર**—હું તેટલાજ માટે યોગી થયોછું; સમઝો કે! તમારા જેવા ધૂર્ત, ખળ, કપટી અને નિર્દયને શાશન કેવી રીતે આપવું! તે વીશે જે પ્રયોગ અને યોગ ખોળી કાઢવો તે કામનો હું પ્રયોગી કીંવા યોગીછું એમ સમઝવું, હવે તને મારવો નથી, તને તારા ગામમાં પોહોચાડી દઈશું, તેથી તને સુખ થશે હાલ તું અમારી ગુફા તરફ ચાલ તને ત્યાં ખાવાનું મળશે.

**આંધળો માણસ**—જેમ આપની આજ્ઞા. હવે તો મને આપનો આધારજ છે, આ પ્રમાણે વાત કરે છે એટલામાં ચાર કોળી ઠાકરડા લોકો યોગીસ્વારની નંજીક આવીને તે યોગીના પવિત્ર પદ્મ કમળને હાથ અડકાડી ચુંબન લેવા લાગ્યા અને જય સીતારામ, એવો શબ્દ કહીને સન્મુખ ઉભા રહ્યા, તેઓ એકે અવાજે કહેવા લાગ્યા કે હે ગુરૂ તમારી શી આજ્ઞા છે!

**યોગીસ્વાર**—( આવેલા ચાર ઠાકરડા જંગલમાં રેહેનારા માણસો પ્રત્યે ) જુવો આ ઘોડા ઉપર બેઠેલા અમારા મિત્ર કે જેમનું નામ પૃથુસીંહ છે તેમને બન્યો પગની જંઘા ઉપર તલવારના ઝખમ વાગ્યા છે તેથી તે છેક અશક્ત છે, તેમને મહા મુસિબતે ઘોડા ઉપર બેસાર્યા છે,

ઘોડાના ચાલવાથી ઝખમને હરકત થાય તેમ છે માટે તમે ડોળી કરીને તેમને ઉચકીને, તથા બહુ સંભાળીને આપણી ગુફા તરફ લઇ ચાલો, તેમને આ ઘોડા ઉપરથી અદ્ધર ઉંચકીને હેઠળ મુકો, અને કોઇ પ્રકારે હરકત પડે નહી તે પ્રમાણે કામ કરો.

**ઠાકરડાઓ**—બહુ સારૂ માહારાજ (એમ કહીને યોગીસ્વારની આજ્ઞા પ્રમાણે તે ઠાકરડાઓ વ્યવસ્થા કરવા લાગ્યા.)

યોગીસ્વાર આ પ્રમાણે ગોઠવણ કરીને પોતાની ગુફા તરફ ચાલવા માંડ્યું, સાથે આંધળાને પણ એક ઠાકરડાને સ્વાધીન કરીને દોરી લીધો.

ધીમે ધીમે રસ્તો કાપવા માંડયો એમ કરતાં કરતાં અને ચાલતાં ચાલતાં વિસ્તિર્ણ તળેટી તથા સપાટ જગો હતી તે વટાવી દીધી. એટલે એ ડુંગરોના મધ્ય ભાગમાં સાંકડો રસ્તો જણાયો તેમાં યોગીસ્વારે પ્રવેશ કર્યો. આ રસ્તો ઘણો રળિયામણો હતો. ડાબા જમણી બન્યો ડુંગરા આકાશમાં ગર્જના કરી રહેલા હતા. વૃક્ષની ઘટા એટલી બધી હતી કે સૂર્યના કીરણોનો પ્રકાશને પસાર થવા દેતી નહોતી, આજુબાજુ ચંપાના વૃક્ષનું તથા કેતકીનું મોટું વન હતું. તેની સુગંધીથી મગજ તર થઇ જતુ હતું, સાગ અને સીશમનાં ઝાડ છેક નજીક નજીક હતાં તે શિવાય વનકટી ઘણી હતી, અનેક પ્રકારના પક્ષિયોના મધુર નાદ સંભળાતા હતા, પ્રાતઃકાળનો મંદ મંદ અને સુગંધી પવન પુષ્પોથી સ્પર્શ થતો વહન કરતો હતો, કીર અને કોકીલાનો મધુર કોલાહલ આનંદ આપે તેવો હતો એવી રમ્ય જગોમાં આ યોગીસ્વાર ચાલવા લાગ્યો,-યોગીસ્વાર આ વખતે બિલકુલ કોઇની સાથે બોલતો નહોતો તેથી સાથેના માણસો પણ બોલ્યા વિના પંથ કાપતા હતા.

આ વખતે પુરૂષ વેશ ધારણું કરનાર ઠગ ઠાકોરની પુત્રી જે કે વાસંતી હતી તે ઘોડા ઉપર બેઠેલી યોગીસ્વારના ઘોડાની પાછળ હતી, તે ઘણા ઉંડા વીચારમાં લીન થઇ ગઇ હતી, તે વારેઘડીએ ધારી ધારીને યોગીસ્વાર ઉપર બારીક દ્રષ્ટીથી જોતી હતી, તે સાથે આંધળા ઠગ તરફ દ્રષ્ટી કરતી કરતી હતી, તે આશ્ચર્યના તરંગમાં ડુબકીયો મારતી હતી; આ યોગી કોણ છે! તેને આ માણસ જે કે એક આંખે કાંણો હતો તે મારી ફોઇનો દીકરો થાયછે તે બીજી આંખ શી રીતે ખોઇ બેઠો! તેને આ યોગીએ શી રીતે આંધળો કર્યો! લડાઇ થતા પેહેલાં આ યોગી તેને ગહ્યો હતો એ વાતનો તો નિર્ણય થયો પણ આ મહા ઠગ છતાં તેને આ યોગીએ કેવી તતબીરથી છેતર્યો, તથા તેના મનના વિચાર કઢાવી માહીતી મેળવીને તે યોગી કેવી રીતે પાછો ફર્યો, તેમ કરીને પણ મને કેવી યુક્તીથી બંધનમાંથી છુટ આપી, અહાહાહા! તે કેવો બુદ્ધિવાન હોવો જોઇએ! જે કોઇ પ્રપંચ મંત્ર છે તેનો પાર જાણનાર આ યોગીજ છે, ખરૂં જોતાં યોગીજનો સંસારીક ઉપાધી પ્રપંચથી અજાણ્યા હોય છે છતાં આ યોગીમાં બાહુબળ, શૌર્ય, સાંમદાંમ, ભેદ, દંડ વીગેરે જે ગોઠવણુ તથા યુક્તીયો રહી છે તે યોગીમાં હોતી નથી માટે મને મોટો શક રહે છે.

મારા અંતઃકરણમાં જે શંકા ઉત્પન્ન થાયછે તેનું સમાધાન કરવાને વિચાર શકતી શુન્ય થઇ છે, જેમ દુધનો ઉભરો વારંવાર ચઢતો આવે છે તેમ બીજી પણ શંકાઓ ઉત્પન્ન થાયછે જ્યારે આ યોગીસ્વાર તરફ બારીકીથી નજર ફેરવ્યું ત્યારે તેના હાથ અને પગ તથા નેત્રની કીકી અને નાશિકા શીવાય બીજુ કંઇ જણાતુ નથી. કેમકે તેનો પોશાક તેવોજ છે તેણે ભગવો ખલકો ધારણ કર્યો છે તે

છેક પગની પાહાંની સુધી છે. માત્ર હાથની આંગળીઓ અને નાશિકા ખુલું છે. ચામડી જોતાં તે ગૌર અને રક્તથી ભરપુર છે તે ઉપર વીચાર કરતાં તેની ઉમર પચીસ વરસ કરતાં વધારે જણાતી નથી, તેના શરીરનું કદ મધ્યમ નીચુ અને નાજુક છે, છતાં યોગ ધારણુ કરેલો જણાય છે—આટલી ઉમરે પહોચેલ માણસ આહાવા વિકટ અને ભયંકર પ્રદેશનું શેવન કરે છે તે પણ અજાયબી લાગેછે—ઠીક છે હજુ તેની ગુફા આવવા દો. ત્યાં શું થાયછે તે તમામ જણાઇ આવશે.

આ પ્રમાણે તે વાસંતી વીચારમાં ગર્ક થએલી યોગીરાજની પાછળ પોતાના ઘોડાને ગતિ આપતી રસ્તો પસાર કરે છે.

થોડીક વાર થઇ એટલે યોગીસ્વાર બન્યો ડુંગરાઓના સાંધા નજીક આવી પોહોચ્યો. અને ડુંગર ઉપર ચઢવા લાગ્યો, ઉપરના ભાગમાં ચારે બાજુની વૃક્ષ ઘટામાં ત્રણ ઝુંપડીયો બાંધેલી હતી ત્યાં, આવીને અશ્વ ઉપરથી ઉતરી પડયો એટલે તુરત બે કોળી ઠાકરડા બેઠેલા હતા તે બોલ્યા ચાલ્યા વીના યોગીરાજના ઘોડાને પકડી ઉભા રહ્યા.—ડોળી વાળા ઠાકરડાઓ યોગીની આજ્ઞા પ્રમાણે પૃથુસિંહને એક ઝુંપડીમાં ખાટલો પાથરેલો હતો તેમાં સાચવીને સુવાર્યો, ગર્દના પોશાકવાળી વાસંતી અશ્વ ઉપરથી ઉતરીને પૃથુસિંહની પાસે બેઠી.—આંધળા માણસને ત્રીજી ઝુંપડીમાં બેસાર્યો. મધ્ય ભાગની ઝુંપડીમાં યોગીરાજ દાખલ થયો.

થોડીકવાર થઇ એટલે તે યોગીરાજ ઝુંપડીમાંથી નીકળીને જ્યાં પૃથુ હતો ત્યાં આવીને એક મૃગચર્મ પાથરેલુ હતું ત્યાં નજીકમાં બેઠો, પૃથુની પાસે આવીને તેની ઝંઘા ઉપર જે પાટો બાંધ્યો હતો તે છોડી નાંખ્યો, તેમાંથી પરૂ વીગેરે જે નીકળતું હતુ તે ધોઇ નાંખીને ફરીથી

ઔશધ મેળવીને પાટા તાણી બાંધ્યો. પૃથુની પ્રથારી પાસે ઉતમ પ્રકારની ગોઠવણીથી ગોદડાં વીગેરે પાથરીને તેના મિત્રને માટે બેઠક કરી હતી, આટલુ કરીને તુરત તે યોગી પોતાની ખાનગી ઝુંપડી જે કે પૃથુની ઝુંપડી જોડે હતી તેમાં ચાલ્યો ગયો; યોગીરાજ, પોતાની ઝુંપડીનું કમાડ વાસીને એકાંત જગોમાં સ્નાન કરી, વીભુતી વાગેરે લગાવી, અંગ ઉપર મોટા ખલકો ચઢાવીને પાછો ફરીથી પૃથુની ઓરડીમાં આવી હાજર થયો, આ વખતે યોગીરાજ પોતાના વિશ્વાસુ માણસોને જે આજ્ઞા કરી હતી તે પ્રમાણે તે વિશ્વાસુ ચાકરોએ પૃથુની ઝુંપડીમાં તમામ યોગ્ય વ્યવસ્થા કરી નાંખી હતી, પૃથુ અશક્ત હતો તેથી તેને ઉષ્ણોદકથી સારી પેઠે સ્નાન કરાવી વસ્ત્ર પેહેરાવીને ગાદી તકીયા જેવું કરી આપીને સારી રીતે બેસાર્યો હતો. તે પેહેલાં યોગીની ગેરહાજરીમાં વાસંતી પોતાનો પોશાક ઉતારીને સ્નાન વીગેરે કરી કપડાં બદલીને મરદ પોશાક ધારણ કરી પૃથુની જોડે બેઠેલી હતી, આ પ્રમાણે સ્વસ્થ કાર્ય થયા પછી યોગીએ તે ઝુંપડીમાં પ્રવેશ કર્યો હતો. યોગીરાજનું આસન મૃગચર્મનું હતું, માથા ઉપરનાં છુટાં લટીયાં બન્ને હાથ લાંબાં કમર નીચે નિતંબના ભાગ સુધી ભસ્મ મિશ્રિત દિવટા જેવાં થઇ ગએલાં લટકતાં હતાં, હાથમાં રૂદ્રાક્ષના મોટા મણકાની માળા પકડી હતી, આ વખતે યોગીરાજનું મુખ પુરેપુરૂ દેખાતુ હતું. ગળા ઉપર રૂદ્રાક્ષની માળા લાંબી ધારણ કરી હતી દિર્ઘ કપાળ પ્રદેશમાં કેસર ચંદન મિશ્રિત ત્રણ લીટીની મોટી અર્ચા કરી હતી, તે શીવાયના કપોલ તથા નાસીકા વિભાગ ઉપર સ્વેત ભસ્મ લેપન કરેલું હતું. ખલકાની અંદરના ભાગમાં જંઘા સુધી લપટ રહે તેવો કચ્છ પેહેરેલો હતો, ખલકો છેક પ-

ગની પાંહાંની સુધી હતો, બન્યો ભ્રકુટિના મધ્ય ભાગમાં એક બિંદી સ્યામ વર્ણની કરી હતી, આ વખતે આ યોગી કેવળ મોહ ઉત્પન્ન કરે તેવો દેખાતો હતો, તેનાં નેત્ર મોહક હતાં, કેવળ યુવાવસ્થાવાળો યોગી પ્રેમદા સમુહના હૃદયમાં વિલક્ષણ રીતે નિવાસ કરે તેવો દેખાતો હતો; તે પોતાના મૃગચર્માસન ઉપર સ્વસ્થ બેઠો હતો, પૃથુ તિક્ષણ દ્રષ્ટિથી તે યોગીરાજ તરફ વારંવાર જોયાં કરતો હતો પણ તે પૃથુના અંતઃકરણમાં આશ્ચર્ય શિવાય બીજુ કંઇજ નહોતું, પૃથુના અંતઃકરણમાં જે વિચાર યોગીને જોઇ જોઇને થતા હતા તે વીચારથી કોઇ જુદા વિચાર મર્દ પોશાક ધારણ કરનાર વાસંતીના અંતઃકરણમાં થતા હતા. અધપિ તે વિચાર આધાર વીના બાહાર પાડવાને કોઇ પ્રકારનો આધાર જડી આવે તેવો નહોતો; અત્યાર સુધી કોઇ પણ પ્રસંગની વાત નીકળતી નહોતી. કેમકે યોગીરાજ હાથમાં માળા લઇને મણુકા ફેરવતો હતો.

પોતાનું નિત્ય કર્મ માળા ફેરવવાનું તે યોગીરાજ અટક્યો એટલે હાથમાં ઘંટડી લઇને વગાડવા માંડી; ઘંટડીની ધ્વનિ થઇ રહ્યા પછી તુરત એક વૃદ્ધ ડોસી ત્રણ થાળીઓમાં ભોજન કરવાના ઉતમ પદાર્થ ગોઠવીને એક બીજી બે સ્ત્રીયોના હાથમાં પકડાવી ઝુંપડીમાં હાજર થઇ, તે સાથે મધનો શીશો અને ત્રણ પાત્ર યોગીરાજ આગળ ગોઠવી દીધા, વૃદ્ધ ડોસી ત્યાંથી ચાલી ગઇ.

ત્રણ થાળમાં જુદી જુદી જાતના ઉતમ પક્ષિયોના માંસનો શેરવો કરેલો હતો, તેમજ તાજા શિકાર કરેલા માંસના પદાર્થ બનાવેલા હતા, બાજરાનો રોટલો અને ઉતમ પ્રકારનો ભાત મુકયો હતો-ઉષ્ણ દુધના પત્ર તથા કઢી અને કેટલાક મિષ્ટ પદાર્થ ગોઠવેલા હતા, આ પ્રમાણે ભોજનની સામગ્રિના ત્રણ થાળ આવેલા તે લઇ યોગીરાજ

પૃથુ આગળ તથા પૃથુની સાથે.તેમના મિત્ર સન્મુખ અને એક પોતાની પાસે મુકી દીધા; મદ્ય કલશની સાથે એક જુદા વાસણમાં ચણકત્રટિકા તથા અડદનાં વડાં. અને તિકત કષાય, તથા ખાટા પદાર્થ મિશ્રીત, તળેલાં પદાર્થ ભરીને અલગ મુકયું હતું, તે મદ્ય કલશ ત્રણ પાત્ર અને તે ઉપર જે પ્રસાદ આપવાનો તે સઘળુ પોતાની પાસે મુકીને ફરીથી આકાશ તરફ દ્રષ્ટી કરીને તે યોગીરાજે થોડુ ધ્યાન ધર્યું, પછી દરેક પાત્ર ભરી મંત્ર ભણીને પૃથુના હાથમાં આપ્યું. પછી બીજુ પાત્ર પૃથુ સાથેના મિત્રને આપ્યું. ત્યાર બાદ એક પાત્ર પોતે લઇ શ્રી ગુરૂ નામનો ઉચ્ચાર કરી તે લઇ લેવાની આજ્ઞા આપી, તે ઉપર ખાવાના પદાર્થો લેવા માંડયા, વારંવાર જેમ જેમ જોઇએ તેમ તેમ મદ્ય પાત્ર આપવા માંડયાં, મદ્ય પ્રાશન કર્યા પછી.પરસ્પર કુદરતિ અલ્હાદ પ્રાપ્ત થવા લાગ્યો; જ્યારથી પોતાનું સ્થાન છોડયું ત્યાર પછી મુસાફરીમાં આહાવું પરમ સુખ આનંદ અને ગમતની સાથે ભોજન મલ્યું નહોતું, તેવું સુખ આહાવા વિકટ પાહાડી પ્રદેશમાં તથા નિર્જન સ્થાનમાં મલ્યું એ કેટલું બધુ આશ્ચર્ય! આ વખતે આનંદની વૃષ્ટી વરસી રેહેલી હતી; ઉત્તમ પ્રકારની હવા પાણીના સ્પર્શથી તથા યોગીરાજ જેવા પરોપકારી ધર્માષ્ટિ સજ્જનના સહવાસથી; અત્યારની ગમ્મત અદ્ભુત માલુમ પડવા લાગી, તે સાથે આ માયાળુ સ્વભાવવાળો આર્યજનના રક્ષણનો મમત ધારણ કરનાર કેવળ પરોપકારનો જીજ્ઞાનુ સ્વતંત્ર મનોવ્રતિવાળો નિર્જન પ્રદેશમાં તાજી હવા લેનારો છતાં ભર યૌવન સ્થિતિમાંનો રમણીય કાન્તી યુક્તનો યોગી અલ્હાલ પ્રાપ્ત કરે તેવો જણાયો. તલવારના કારી ઝખમથી પૃથુ અશક્ત હતો તોપણ આ વખતે મદોન્મત સ્થિતિમાં આનંદની લહેરી દેખવા લાગ્યો, આ નવિન હિત ચિંતક યો-

ઓની સાથે હું કયા પ્રકારની વાત કરૂ અરે ! તેનો કેટલો બધો મોટો ઉપકાર ! એ વીગેરે તમામ વિવેકને અનુસરીને જે કોઇ રીતથી અત્યાર સુધી સ્તબ્ધ થએલો પૃથુ આ વખતે ખુલ્લા અંતઃકરણથી બોલવાની ઇચ્છાવાળો થયો.

એટલામાં ત્રીજુ પાત્ર મધનું ભરીને યોગીરાજ પ્રેમ દ્રષ્ટી સાથે પૃથુને આપવા માંડે છે તે પાત્ર હાથમાં લઇને પૃથુ જોસભેર બોલવા લાગ્યો કે હે પરમાત્મા ! આહાવા પરોપકારી, આનંદી અને આર્યવીરના હીતને માટે અભિમાની પુરૂશોને તું દીન દીન પ્રત્યે ઐશ્વર્યતાની બક્ષિશ કર, એટલું બોલીને તે મધ પાત્ર પૃથુ ગટ કરી ગયો. પછી ફરીથી બોલવા લાગ્યો કે માહારાજ ! આપને અમારે માટે ઘણી તસ્દી લેવી પડી છે.

**યોગી**—મને કોઇ પ્રકારની તસ્દી નથી. હું તો જંગલનો ભટકનાર માણુસ છું.

**પ્રથુ**—બલિહારી, બલિહારી, આપને બલિહારી છે ધન્ય છે આપના પરિશ્રમને, ધન્ય છે આપના ઉતમ કાર્યને.

**યોગી**—આ દેહનો જ્યારે ત્યારે પણ નાશ છે. શરીર જ્યાં સુધી છે ત્યાં સુધી જે કંઇ કાર્ય થાય તે બુદ્ધિબળથીજ બને છે.

**પ્રથુ**—માહારાજ ! આપના સેવકને મોટી શંકા રહે છે તે શંકાના પ્રશ્નોમાં જે કંઇ બેઅદબી થાય તેની ક્ષમા કરજો.

**યોગી**—તમારા જેવા લાયક માણુસથી બેઅદબી થવી સંભવતી નથી. યદ્યપિ આ આનંદ મિજલસમાં થાય તો તેનો હીસાબ નથી. માટે સર્વે પ્રકારની મર્યાદા ત્યાગ કરી જે કંઇ કહેવું ઘટતું હોય તે કહિ દ્યો.

**પ્રથુ**—આપ ઉમરમાં ઘણાજ છોટાછો. સુમારે પચિશ વરસથી વિશેશ ઉમર જણાતી નથી. યદ્યપિ યોગ ધાર-

ણ કરીને આહાના નિર્જન પ્રદેશમાં તમે રહીને શું કરો છો ?

**યોગી**—યોગ સાધન કરૂછું-ધારણા, ધ્યાન, પ્રાણાયામ; આસન વીગેરે અહિયાંજ થાયછે, એકાગ્ર વૃતિને માટે નિર્જન પ્રદેશ શ્રેષ્ટ ગણાય છે. ઉપાધી રહીત રહેવાય છે. જો કે ઉપાધી રહીત રહેવાને નિર્જન સ્થાન શેવવાને આ સ્થળ પસંદ કર્યું તોપણ તમારા હીતને માટે ઉપાધી માથે લેવી પડી.

**પ્રભુ**—આપનું મુળ સ્થાન કયું ?

**યોગી**—ઉતર ભાગમાં કાસ્મીર દેશ છે ત્યાં મારો જન્મ છે, મારૂ નામ મૈનાકગર છે, કાસ્મીરની રમ્ય ભુમિ પસંદ ન હોવાથીજ હું ડુંગર પ્રદેશમાં રેહેવાવાળો થયોછું. ગુરૂ કૃપાથી સર્વ વસ્તુ સિદ્ધિયોએ કરીને પ્રાપ્ત થાયછે.

**પ્રભુ**—અહાહા ! આપ એવા વિરક્ત સ્થિતિવાળા ભર યૌવન સ્થિતિ છતાં પણ થયાછો તેથી આપના કાર્યને ધન્ય છે. યદ્યપી એમ પુછુંછુ કે જે આફતમાં હું પડ્યો હતો તથા મારી સાથેનો મીત્ર શત્રુના હાથમાં સપડાયો હતો તે સઘળુ તમે શી રીતે જાણી શક્યા !

**યોગી**—જે માણસ બે આંખે આંધળો છે તે પ્રથમ એક આંખે કાંણો હતો, ગયા રોજ સાયંકાળે એક ટેકરી ઉપર ઉભો હતો મને યોગી જાણીને પોતાનું કાર્ય ફળીભુત થવાની મારી પાસેથી આશીશ માગવાને ઇચ્છાવાળો થયો હતો તેના મુખ્ય વિચાર શા છે તે તેની પાસે સાચુ બોલાવરાવીને કઢાવ્યા ત્યારે જણાયું કે આ તમારી સાથે જે તમારા મિત્ર છે તે પરિમોશપત્તનના ઠગ ઠાકોરની પુત્રી છે તેનું તમે હરણ કરીને જતા રહ્યાછો. તમે તમારી પાછળ પડનારા ઠગોનો નાશ કર્યો તેમાંથી

એક આંખે કાંણો માણુસ હતો તે ટેકરી ઉપર ઉભેલો મોટા વીચારમાં ફસાયલો હતો, તેણે પોતાનું કાર્ય સફળ થવા મારી પાસેથી આશીર્વાદાત્મક વાણી મેળવવાને આતુર થયો હતો. તેણે મારી વાત જણાવી કે દસ પઠાણુના કાફલાને બે લાખ રૂપીયા આપવાની લાલચ આપીને વચમાં રોકયા છે તેઓ વાસંતી નામની ઠગ પુત્રીને છોડાવીને મારી પાસે લાવનાર છે, માટે તે કામમાં યશ મળશે કે નહી! એવો પ્રશ્ન કાંણા માણસે મને કર્યો.—

તમામ હકીકત કાંણા માણસની સાંભળીને મને ક્રોધ ચઢયો.—મને માલુમ પડયું કે રાજપુત્ર પૃથુનું મૃત્યુ થશે એમાં શક નથી, અને તેવી ખટપટ કરનારો આ કાંણોજ રહ્યો છે તેથી તેની આંખ ઉપર ઝેરી વનસ્પતીની લુગદી બાંધવાની સલાહ આપીને તથા તે કામ કરીને હું પઠાણ લોકો જે રસ્તે રોકાયા હતા તે રસ્તા તરફ વળ્યો;—રસ્તામાં માત્ર બે પઠાણ સ્વાર આ ઠગ પુત્રીને કબજે કરીને તથા તેને દોરડાથી મજબુત બાંધીને ઘોડા ઉપર બેસારીને ટેકરી તરફ પાછા વળતા હતા.—રસ્તામાં તેઓ મને મલ્યા; તેઓ મને જોઇને ખમચાયા, કેટલાક પ્રશ્ન તેઓએ મને પુછયા પણ હું કાંણા માણસથી માહીતગાર થયો હતો તેથી તેમને મારા તરફનો જવાબ શંકા વગરનો મળ્યો હતો. તેઓને એવી ખાત્રી થઇ કે આ વટેમાર્ગુ બાનો છે. તેઓનો ઇરાદો ટેકરી તરફ જવાનો હતો, પણ તે ટેકરીના રસ્તાના અજાણ્યા હતા, મ્હે તેમને ટેકરી બતાવવાનું કહ્યું તે પઠાણોએ મારો ઉપકાર માની મને સાથે લીધો, આ વાસંતીના ઘોડાને તે બન્યો સ્વારોએ રસી બાંધીને આગળ ચાલતા હતા, વાસંતી પાછળ અને છેક પાછળ મારો ઘોડો મ્હે જાણીબુઝીને રાખ્યો હતો, બે પઠાણો બે લાખ

રૂપીઆના લાભને માટે આનંદમાં ગર્ક થયા હતા; તેથી પાછળ શું થાયછે તેનું તેઓને ભાન રહ્યું નહોતું. તોપણ હું ઘણો સાવચેત રહ્યો હતો, યુક્તીથી મારી કમરમાંથી છરો કાઢીને વાસંતીનું બંધન તોડી નાંખ્યું. પછી કમાન ખેંચીને એક પઠાણને તીરથી વીંધી નાંખ્યો તે જમીન ઉપર ગબડી પડ્યો, શા માટે ગબડી પડ્યો અને શું થયું. એ જોવા માટે બીજો પઠાણ ઘોડો ઉભો રાખી તેને હાંક મારીને પુછવા લાગ્યો. એટલે તે પઠાણને પણ મ્હેં તીરથી વીંધી નાંખ્યો,—આ કાર્ય થયા પછી વાસંતીને મ્હેં ધીરજ આપી, પરંતુ વાસંતીએ મને કહ્યું કે—મારો મિત્ર અમુક જગોએ ઘાયલ છે, માટે ત્યાં જવાની ઘણીજ જરૂર છે, તે સાંભળી હું અને આ વાસંતી બન્ને તમારી તરફ આવ્યા; ત્યાર પછીના સમાચાર તમારા જાણવામાં છેજ—

**પ્રભુ**—( વાસંતી તરફ નજર કરીને ) હવે શા માટે તમારે પુરૂશવેશ રાખવો જોઇએ! યોગીરાજ માહાત્માથી કંઇ પણ અજાણ્યું નથી; માટે તમે તમારૂં આભુષણ સુખેથી ધારણ કરો. યોગીરાજ અમારા અને તમારા કરતાં ઉમરે નાહાંના છે પણ તે કેવળ રક્ષણ કરનાર તથા આપણું પાલણ કરનાર ગુરૂ છે આપણે તેમના આગળ શેવક તથા પુત્ર તુલ્ય છઇએ માટે મર્યાદા રહીત આનંદથી તમારાં વસ્ત્ર ધારણ કરો.

**વાસંતી**—( યોગીરાજના ચરણમાં માથુ નમાવીને ) માહારાજ! આપનો મોટો ઉપકાર માનવાની સાથે અભિવંદન કરૂંછું.

**યોગીરાજ**—હે પવિત્ર બાઇ! તમારૂં કલ્યાણ થાઓ, તમે જ્યાં સુધી અહિયાં રહો ત્યાં સુધી તમે તમારાં વસ્ત્રાલંકાર ધારણ કરો. અને સુખેથી આનંદ ભોગવો.

**પ્રથુ**—માહારાજ ! હજુ આ વાસંતી સાથે મારૂ લગ્ન થયું નથી.

**યોગીરાજ**—આજની ખુશાલીનો પારજ રહ્યો નથી, છતાં મારો આશીર્વાદ ચામુંડદેવી સફળ કરશે. તેમાં મારા કેહેવા પ્રમાણે મારા હાથથી ગાંધર્વ લગ્ન કરો તેથી આનંદ થશે.

**પ્રથુ**—હું આપને ગુરૂ તુલ્ય માનું છું, આપની આજ્ઞા પ્રમાણે હું કરીશ.

**યોગીરાજ**—( મનમાં પ્રસંન્ન થઇને ) તમારૂ કલ્યાણ થાઓ અને તે સમગ્ર ખુશાલી બદલ આ આશીર્વાદનું પાત્ર હ્યો.

**પ્રથુ**—માહારાજ ! આપનું વચનરૂપી અમૃત બિંદુ રેહેવાને હું શ્રદ્ધાવાન્ હોઉ તો પાત્ર ગણાઉં અને તે પાત્ર માં આપની કૃપારૂપી પાત્ર લઉ છું. ( એમ કહીને પૃથુ લાંબો હાથ કરે છે. )

આ પ્રમાણે વારૂણીમાં પ્રમત્ત થએલો પૃથુ અને વાસંતી યોગીરાજ આગળ આનંદરૂપી સમુદ્રના તરંગમાં રંગીન થઇ રહેલાં હતાં—તેજ પ્રમાણે યોગીરાજ પણ કોઇ વિલક્ષણ રીતે આનંદ માનતો હતો, આ યોગીરાજ પૂર્વે જે વીચારનું બાંધારણ નિર્ણય કરેલું છે તે પ્રમાણે કાર્ય નિર્વીઘ્નથી થયાં કરે છે. તેના માટે પોતે પોતાના કાર્યને ધન્ય માનતો હતો યોગીરાજ જે હકીકતથી આનંદ મેળવતો હતો તે આનંદ વારૂણીના ઉપયોગથી મેળવ્યો નહોતો પણ પોતાનું કાર્ય સફળ થાયછે એમ જાણી આનંદ માનતો હતો, આ તરફ પૃથુને જે સંતોશ મલ્યો હતો તે તમામ યોગીરાજે કરેલા ઉપકાર ઉંપર હતો. યોગીરાજની મિષ્ટ વાણીથી પ્રથુ અને વાસંતી પ્રેમ વશ થએલ હતાં તે એટલે દરજે કે આ યોગીરાજનો સહવાસ ત્યાગ કરીને આગળ ન જવાય તો

સારૂ, પરંતુ કારણ વિના ટકવું તે યોગ્ય કહેવાય નહીં એવા વીચાર રૂપી સંકલ્પ વિકલ્પ મનને રોકતું હતું—આ વખતે એક મોટા પીંજરામાં કાળા રંગનું પક્ષી પીળી ચાંચ વાળુ મધુર મધુર અવાજ કરી રહ્યુ હતું—તે ઉપર યોગીરાજની નજર ગઇ.

જાણે આનંદથી મસ્ત થએલો હોય તેમ મંદહાસથી એકદમ યોગીરાજ ઉભો થયો અને જલદીથી પાંજરૂ પોતાના હાથમાં પકડયું; તે વખતે પૃથુએ યોગીરાજને કહ્યું કે માહારાજ ! આ પાંજરામાં કઇ જાતનું પક્ષી છે !

**યોગીરાજ**—હે પૃથુ ! શું તમે આ પક્ષિને ઓળખતા નથિ ! આનું નામ મેનાં છે. આ મેનાંને હું દરરોજ એક ગીત સંભળાવુંછું. તે સાંભળી સાંભળીને થોડુ થોડુ બોલતા શીખી છે.—આ પ્રમાણે કહીને તે યોગીરાજે મેનાંનું પાંજરૂ પોતાના આગળ મુકી હાથમાં તંબુર પકડી તેના તંતુઓને ખેંચી સુર મિલાવીને મેનાં સન્મુખ દ્રષ્ટી કરી ગાવા લાગ્યો.

### પદ.

કરમનકી ગત ન્યારી ઉદ્દવ ટારી નાંહી ટરે.—

એ તરજ.

આશા રૂપ મસ્ત પ્રિય મેનાં ચટક મટક તજરે;

મેનાં ચટક મટક તજરે.—આશા.

યહ પિંજરે હું છાંડ ચલેગી, વિવેક ગુન સજરે સજરે;
અમુલખ જન્મ મિલ્યો તુઝકો ફિર, સુકૃત ઉર ધરરે ધરરે.

આશા રૂપ મસ્ત.

ઇસ તન ધન કછુ નહિ કામકો, પરમારથ મિલિહે મજરે;
આપહિ હર્ષદ હોઇ દેખ લો, આતમકું ભજરે ભજરે.

આશા રૂપ મસ્ત પ્રિય મેનાં.

હે આશા રૂપી મેનાં ! તું ચટક મટક ( સંસારમાં તામસી અને રાજસી ખટપટ ) ત્યાગ કર આ શરીર રૂપી પીંજરાને જ્યારે ત્યારે પણ તું ત્યાગ કરીને જવાની છે માટે તું સદ્ વિવેક યુક્ત સદબોધરૂપી વસ્ત્રને સજ; મનુષ્યનો દેહ તને અમુલ્ય મળ્યો છે માટે બને તેટલા પ્રયાસે સુકૃત કર; હે મેનાં આ શરીર રૂપી ધન તારા કામમાં કંઇજ આવવાનું નથી. માટે જો તું પરમાર્થ કરીશ તો તેનું ફળ મજરે મળશે, માટે હે આશા રૂપી, મેનાં ! તું પોતેજ નિરાશા રૂપી આનંદ આપનાર અર્થાત હર્ષ આપનાર ( હર્ષદ ) થઇને તું તાહારા સ્થાનમાંજ જો, અને આત્માને ઓળખીને તેનામાંજ લીન થા, અર્થાત તેને ભજ, આ પ્રમાણે યોગીરાજે ગાયનનો અર્થ સમઝાવીને, પ્રથુસિંહના સન્મુખ દ્રષ્ટી કરી. અને કહ્યું કે કેમ પ્રથુસિંહજી ! તમે સમઝ્યા કે નહી !

**પ્રથુ**—સારી પેઠે સમઝયોછું, ( એમ કહીને પૃથુ ઘણા ઉંડા વીચારમાં લીન થઇ ગયો. )

**યોગીરાજ**—કેમ પૃથુ ! તમે શા વિચારમાં ગર્ક થયાછો ?

**પ્રથુ**—( માહારાજ પ્રત્યે હાથ જોડીને ) માહારાજ ! મને બીજી બાબત યાદ આવી ગઇ જેથી તે તરફ મારૂં ધ્યાન ખેંચાઇ ગયું. એઅદબી માફ કરશો.

**યોગીરાજ**—નહી ! નહી ! મને તે વાત ખરેખરી સમજાવો શું તે વાત મારાથી છુપી રાખવા જેવી છે ?

**પ્રથુ**—એમ કદી પણ બને નહી. આંપનાથી કંઇ વિશેશ નથી-( એમ કહીને પૃથુએ પોતાના મુસ્તકના પાઘના પેચમાંથી એક કાગળ કાઢ્યો તે હાથમાં લઇને યોગીરાજના હાથમાં આપ્યો ) જુવો આ કાગળ, તેમાં જે ગાહો લખ્યો છે તે અમારા રાજ્યના મુળ દસુંદી હાલા ધઢવીની સ્ત્રી કે જેનું નામ મેનાં છે. આપે આ મેનાં

પક્ષીની સન્મુખ આશારૂપી મેનાંનું ઉદાહરણ આપી મનને પ્રબોધ રૂપી જે ગાયન કર્યું તે યથાસ્થિત છે, પણ મેનાં નામ યાદ આવવાથી તેની ચાતુર્યતા કાવ્ય કુશળતા અને ભવિષ્યનું બંધારણ કરનાર મેનાં કેવળ સરસ્વતિ તુલ્ય દેવી છે, તે દેવીનું મારા અંતઃકરણમાં સ્મર્ણ આવવાથી હું લીન થઇ ગયો હતો.

**યોગીરાજ**—( પૃથુએ આપેલો કાગળ હાથમાં લઇને વાંચી જોયો ) આ ગાહો સારો બનાવ્યો છે, તે કયા નગરમાં રેહેનારી કાવ્યના રસને જાણનારી દેવી છે !

**પૃથુ**—વીલાસનગર નામનું અમારૂ રાજ્ય છે તે નગરનો રાજા મારો પિતા અમરસિંહ છે, અમારો દસુંદી હાલો ગઢવી નિરક્ષર ( અભણ ) છે તે હાલાની સ્ત્રી ચતુર મેનાં છે. તે ધઢવીની પડતી દશા આવવાથી તેની સ્ત્રીયે ગાહો બનાવી તે ખરીદ કરાવવા દરબારમાં હાલા ધઢવીની સાથે મોકલ્યો હતો તેની કીમત સવાલાખ રૂપીયા કહ્યાથી મારા પીતાએ આ ગાહો ખરીધો નહી.–પણ મ્હે તીજોરીમાંથી વગર પરવાનગીએ સવાલાખ રૂપીયા કાઢી આપીને ઉતેજન માટે ગાહો ખરીધો, મારા પીતાએ મને ઘણો તિરસ્કાર આપ્યો તેથી હું પ્રવાસ માટે નીકળી પડયોછું–પ્રવાસમાં આ ગાહાના પેહેલા ચરણમાં જે મતલબ લખી છે તેણે મારો બચાવ કર્યો તેમ બીજા ચરણની મતલબે પણ મારો ઝાન બચાવ્યો છે તેથી તેની કદર હું કંઇજ કરી શકયો નથી, પરંતુ જ્યારે મને વખત મળશે ત્યારે હું કદી ભુલવાનો નથી.

**યોગીરાજ**—હે રાજ પુત્ર પૃથુ ! તમે રાજ પુત્ર છો એવું તો માત્ર તમારા કેહેવાથીજ મને માલુમ પડયું,–તમારૂ કહેવું ખરૂ છે; વિદ્યાની કદર કરીને સંતુષ્ટ કરવા એ

રાજાનો ધર્મ છે, પણ તે ધર્મનો સ્વીકાર કરનાર જુદી જુદી પ્રકૃતિયોના રાજાઓ જુદા જુદા ગુણે કરીને રેહેલા હોય છે તેમાં સાત્વકી ગુણ યુકત ભુપતી શ્રેષ્ટ ગણાય છે.

**પ્રશુ**—મહારાજ ! સાત્વકી રાજામાં કેવા ગુણ હોવા જોઇએ.

**યોગીરાજ**—

## छपो.

**यज्ञ कार्यको दक्ष ॥ धर्म प्रतिपालक सुखकर ॥**
**प्रजा पाल जन पाल ॥ संत सेवा चित तत्पर ॥**
**चित उदार उर क्षमा ॥ प्रबल रनजीत शूरवर ॥**
**मति विरक्त महा भक्त ॥ ईष्ट सेवा धीरज धर ॥**
**खल दुष्ट शत्रु को बल हरन ॥ दया युक्त द्रग जानिये ॥**
**हरसिद्ध भनत नरसुनहुप्रियानृपसात्विकपहिचानिये ॥**

યજ્ઞ કાર્ય કરવામાં દક્ષ હોય, ધર્મનું પ્રતિપાલન કરીને સુખ આપવા વાળો હોય, પ્રજાનું તથા પોતાના નોકરોનું રક્ષણ કરનારો હોય, સંત સાધુની શેવામાં જેનું મન તત્પર હોય, ઉદાર હોય, ક્ષમા હોય, યુદ્ધ કુશળ હોય, યુદ્ધક્ષેત્રમાં અચળ રહીને વિજય પ્રાપ્ત કરે તેવો શૂર હોય; દુષ્ટ વિકારોથી વિરકત હોય; આત્માને ઓળખવાની શકતીવાળો સમદરશી ગુણ યુકત ભકત હોય, નિર્પક્ષપાત હોય, ઇષ્ટ શેવાનો અનુરાગી હોય, ધૈર્યવાન દ્રઢ હોય, અર્થાત મનનો નિરોધ કરવામાં સબળ હોય, બન્ને નેત્રમાં દયાનો નિવાસ હોય, હર્ષદ ( આનંદ આપનાર ) કહે છે કે એવા ગુણથી અલંકૃત ભુપતીને સાત્વિક રાજા કેહેવો—હે રાજપુત્ર પ્રથુ ! જે સાત્વકી રાજા છે તે દેવાંશી કહેવાય છે, તામસી રાજા

રાક્ષસ પ્રકૃતિનો ગણાયો છે અને રાજસી માનવ અંશનો માન્યો છે.

પ્રથુ—માહારાજ ! તમે સત્ય કહોછો, સાત્વીકો રાજા સર્વે જગોએ કિર્તિને પામે છે.

યોગીરાજ—

## छपो.

**दंभि लोभि अरु विषायि ॥ कलहयुत वंचक शठ मति**
**नीच जाति प्रिय ममत ॥ भ्रमित चित परवनिता रति,**
**आलस मद चित व्यग्र ॥ सतत परधन आशक्ति ॥**
**परमारथ नहि रंच, स्वार्थ बलहीन अहं कृति**
**पुनि सतत रहत कापटय मति ॥ स्वेच्छाचारि ममानिये**
**हरसिद्ध कहत दुख दाई नृप ॥ रजोगुनि पहिचानिये॥**

હે પ્રથુ ! આ કવિતથી તમને માલુમ પડશે કે સાત્વિક રાજા અને રજોગુણી રાજામાં કેટલોબધો ફેર છે !

હર કોઇ પ્રકારે ઠગાઇ કરીને પોતાનું કાર્ય યે.જે એવો દંભી હોય હરેક યુકતીથી વસ્તુ સંપાદન કરવામાં વૃતિ લાગી રહી હોય તેવો લોભી હોય, વિષય વાસનામાં મસ્ત રહીને તેમાંજ સુખ માનનો હોય તેવો વિષયી હોય; યુદ્ધ દ્વંદ સાથે કલહ અને વિષાદ પ્રાપ્ત કરવામાં વિચાર કરે નહી તેવો હોય, નિચ જાતીના અભણ તથા ખુશામતિયાઓની સાથે સોબત કરનારો આત્મશ્લાઘા કરનારો હોય, અથવા તો તેવા નીચ વૃતિવાળા માણસો ઉપર પ્રીતી રાખનારો હોય, મિથ્યા મમત હોય; જેનું ચિત ભ્રમિત અર્થાત્ અનિશ્ચિત વીચારના તરંગમાં ભમતુ હોય, પરાઈ સ્ત્રીયોની સાથે રત કરનારો હોય, શરીરમાં આળશનો ભાગ વિશેશ હોય; અ-

હંકાર યોગે મદ હોય નિરંતર વ્યગ્ર ચિત રહેતુ હોય, પરાયા ધનનું આકર્ષણ કરવાને જેની વૃતિ પ્રચલિત હોય, પરમાર્થ કામ કરવામાં લેશ પણ જેની વૃત્તિ નથી, સ્વાર્થમાં તત્પર હોય, અને અહંભેદમાં મસ્ત હોય, હૃદયમાં કપટનો ભંડાર હોય, સ્વેચ્છાચારી હોય,—આ પ્રમાણે ગુણવાળો રાજા રાજસી કેહેવાયો છે.

હે પૃથુ! તામસી રાજા તે તો કેવળ ક્રોધી, અને સાહસ કૃત્ય કરનાર હોય છે. ક્રોધને આધીન થઇને પોતાનો દેહ યુદ્ધ ભુમિમાં પતંગિયાની માફક હોમીદે છે, તેના અંતઃકરણમાં અહંભેદ ક્રોધાગ્ની ધગધગતીજ હોય છે, એટલુંજ નહી પણ ક્રોધથી ઉતમ ગ્નાનનો તથા વિવેકનો નાશ થતાં અગ્નાન ઉત્પન્ન થાયછે. માટે સત્વ ગુણુ પરિધાન ભુપતિ સર્વ પ્રકારની સીદ્ધી પ્રાપ્ત કરે છે.

**પ્રથુ**—હે યોગીરાજ મોહારાજ! આપ કૃપા કરીને કહો કે હું કયા અંશમાં ગણાઇશ!

**યોગીરાજ**—( મનમાં આનંદ પામીને ) તમારામાં આગળ પડતા કયા ગુણ છે! તમારા વિચાર કયા વિષય ઉપર ચાલે છે. એ તમામ તમારા શરીરમાં સદ્દવિવેક ગ્નાન રૂપી દ્રષ્ટી થઇને તમે જ્યારે જોશો ત્યારે તમને માલુમ પડશે તો પણ ઉપર ઉપરથી તથા થોડા અનુભવથી, અને કેટલીક તમારી હીલચાલથી હું થોડુક કહી સકીશ. તમે એકાએક સાહસ કૃત્ય કરોછો એ એક પ્રકારનો રાજસી ચિન્હ છે—તે સાથે તમે સત્યવકતા, પરોપકારી, દયાશીળ, ઉદારછો તે સાત્વકી અંશ છે. કેટલોક ભાગ અહંભેદ યુકત ક્રોધનો છે તે રાજસી છે તે સાથે સંતોશ, અને વિરકત વૃતિ જે રહેલી છે તે સાત્વકી છે.—

વાસ્તવ હે રાજપુત્ર તમારામાં રાજસ અને સાત્વિક મિશ્રિત પ્રકૃતિ છે તે યોગે કરીને તમારા હાથથી સદ્દકાર્યો થશે

તમે સજ્જન સંત અને સાધુના ઉતમ વચન ઉપર ધ્યાન આપશો.

**પ્રથુ**—મહારાજ-આપને આશીર્વાદ ફળિભુત થાઓ.

**યોગીરાજ**—હે રાજપુત્ર પૃથુ! હજુ તમને કેટલુક કેહેવું છે.

**પ્રથુ**—માહારાજ! આપની આજ્ઞા માથે ચઢાવુંછું.

**યોગીરાજ**—તમે પીતાજીની શેવા મુકીને પ્રદેશ પ્રવાસ કરી અંતઃકરણ તપ્ત કરો છો તે એક પ્રકારની મોટી ખામી છે. તમારી મુસાફરી આર્યભુમિ નિવાસી જનોની શેવા બજાવવાને જણાતી નથી જો તેમજ ધારતા હોતો તમે આર્ય પ્રજાને હીતકારક કયું કામ યોજ્યું! કદી જો કે તેમ નથી તો તમે પીતાજી તરફથી મળેલા અપમાન યોગે ક્રોધાતુર થઇ દેશાટણ કરવામાં દેહનું દમન કરોછો એમ ધારી શકાય કે નહીં! તે માટે પિતાની શેવા કરવી એ મોટો ધર્મ છે—તમારાં માત પીતા જળ વીનાની જેમ માછલી તરફડે છે તેમજ તરફડતાં હશે. તમારી બાલ્યાવસ્થામાં તમારી માતુશ્રીએ તમને જે સાચવ્યા છે તેનો બદલો હવે તમારે વાળવાનો છે તમારા માત પિતાના ક્રોધનું શમન કરવાને જળ રૂપી વિવેક તમારે રાખવો જોઇએ જેમ જેમ ગંભીર થશો તેમ તેમ તમારા વિસ્તિર્ણ ઉદરમાં કવિ પંડિત લોકોનો નિવાશ થશે. હે પૃથુ! હજુ તમે જવાનછો. તમારામાં સાહસિક કાર્યનો દુધના જેવો ઉભરો બાહેર ભભકી નીકળે છે, તમારા અંતઃકરણમાં કપટ નથી. તેથી તેના બદલે ભોળપણનો નિવાસ છે. હે રાજપુત્ર, તમારામાં જ્યાં સુધી દયા, સત્ય અને ઉદારતા છે ત્યાં સુધી તમારો દરેક ઠેકાણે જય છે માટે હવે તમે વિશેષ પ્રવાસ કરવાનું છોડી દઇને પિતાજીની શેવામાં હાજરથાઓ એટલુ માહારૂ કહેવું છે.

પ્રભુ—હે ગુરૂ માહારાજ! આપનું વચન ઘણા માન સાથે માથે ચઢાવુંછું. પૂર્વે જે નિગ્રહ મારા મનમાં મ્હે કર્યો છે તે નિગ્રહ આપના વચનથી ખસી જશે. મ્હે તે રાજ્યમાં પગ નહી મુકવાને તે વખતે નિગ્રહ કર્યો હતો હવે હું ત્યાં જઇશ. પણ રજપુતસ્થાન, મારવાડ, મેવાડ ઉતર ભુમિ વીગેરે અવલોકન કરીને જાઉ એવો માહારો વિચાર છે તે કાર્ય કર્યા પછી હું સ્વરાજ્યમાં જઇશ.

તે પેહેલાં આપે મને દેશોન્નતીને માટે તથા આર્ય પ્રજાની શેવા બજાવવાને તમે શી યોજના કરી! એવો જે પ્રશ્ન કર્યો તેનો પ્રત્યુત્તર અહંભેદ રાખીને હું કરવા માગતો નથી. જેમ મોક્ષ માર્ગ મેળવવાની તમામની ઇચ્છા હોયછે છતાં મળવી યા ન મળવી તે ભાવી બળ ઉપર છે તેમ દેશ શેવા બજાવવાને મારા હૃદય ચક્રમાં ઉષ્ણ રક્ત ફર્યાં કરે છે, માત્ર વિકટ અવઘડ રસ્તો વચમાં કુસંપ રૂપી રાક્ષસે કર્યો છે તેનું વિદારણ કરવાને ઐક્યતાની જરૂર છે, જ્યાં સુધી ઐક્યતા રૂપી ભવાનીની કૃપા આર્ય પ્રજા ઉપર થઇ નથી ત્યાં સુધી આર્ય પ્રજા રૂપી અકેક તંતુ રૂપ નિર્બળ સત્તાવાળો તાંતણો તડાતડ ટુટી જાય છે. લોહની સાથે લોહ કપાય છે. આર્ય સાથે આર્યજ કપાય છે તેથી મારૂં હૃદય ઘણું ઉકળે છે તે ભાવી બળ તથા સમય બળ છે, કહ્યું છે કે—

**દોહરો.**

સમય બડો બળવાન હે, નહિ પુરૂષ બળવાન;
કાબા લૂંટે ગોપિકા, એહિ અર્જુન એહિ બાન.

જ્યારે કાળ બળ અનુકુળ હતો ત્યારે તે અર્જુન પોતાના ધનુશ બાણુથી અશ્વમેધ કરી દેશ પરદેશ યુદ્ધ કરી દિગ્વીજય જગજીત પદ ધારણ કર્યાનો યશ મેળવ્યો હતો—

જ્યારે કાળબળ ફર્યો ત્યારે તેજ અર્જુન નિર્બળ કાબા લો કોથી લુટાયો—જુવો કે તેજ અર્જુન અને તેનું બાણુ ક ઈજ કામમાં આવ્યું નહી,—માહારાજ! દેશોન્નતી અને શૂર બળ દિન પ્રતિદિન વધે એવો આપ કંઇ રસ્તો બતાવોછો! તે જાણુવાને મારી ઇચ્છા ઘણી છે. અરે! હું તેના માટે મારૂ તન મન અને સર્વસ્વથા હોમ કરૂછું.

**યોગીરાજ**—જ્યાં સુધી ઇર્ષા અને વિઘ્ન સંતુષ્ટ વૃતિ પરસ્પર સબળ પુરૂષોમાં રહિ છે ત્યાં સુધી ઐકયતા થવી કઠણુ છે,—જ્યારે અસહ્ય વિપત્તિ પડશે જ્યારે પરતંત્રતામાં દુખી થશે, જ્યારે અજંપ કંપ ભય વિષાદ વીગેરે વ્યાધીથી પીડા પામીને સ્વતંત્રતા રૂપી આનંદ લહેરીની મઝા ગુમાવશે તથા જ્યારે અનિતિ રાહે જુલમ ગુજરશે ત્યારે હિંદ પ્રજા ઐકયતા રૂપી અજવાળાને ફાંફાં મારીને શોધવા માંડશે, તે વખતે ખોવાયલી વસ્તુને માટે પશ્ચાતાપ કરશે; જ્યારે વિપત્તિ પડે છે ત્યારેજ તેના ઉપાય યોજવાને ઇચ્છા થાયછે; પણુ જ્યારે કાળ બળ નરમ સ્થિતિમાં હોય છે ત્યારે પુરૂષ બળ વ્યર્થ જાય છે. યદ્યપિ જેઓ હીમ્મત, ધર્મ, સત્યતા ઉદ્ધારવૃતિ ચાતુર્યતા, સમય સુચકતા, સમયાનુકુલ કાર્ય, શૌર્ય, બાહુબલ, બુદ્ધિબલ, સામ દામ ભેદ દંડ વીગેરેનો ત્યાગ નથિ કરતા તેઓ સાવધ છે એમ જાણુવું તેવા સાવધ રહેનારા ઘણા હોય ત્યારે કાર્યની ઐકયતા થાયછે જ્યારે સમગ્ર તેવા વિચિક્ષણો ઐકયતાને પાત્ર થાયછે ત્યારે કોઇ પ્રકારની ખામી રહેતી નથી, માટે હે પૃથુ! તમે તમારો ધર્મ જ્યાં સુધી ત્યાગ નથી કરતા ત્યાં સુધી તમારૂ ભૂષણુ તમને સંપૂર્ણુ રીતે શોભા આપશે,—હે રાજપુત્ર પૃથુ! કેટલાંક કામ સાહસ કૃત્ય કરવાથીજ સુધરે છે, કેટલાંક કામ ધૈર્યતાથી પાર પડે છે કેટલાંક કામમાં ઉપર

ઉપરથી ભભકો બતાવી દાબ દેવાથી સુધરે છે. અને કે ટલાંક કામ સત્ય બોલવાથીજ ટકે છે માટે જે વખતે જેવો પ્રસંગ હોય તે વખતે સમય સુચકતા ઉપર ધ્યાન આપવાની ઘણી જરૂર છે.

પ્રથુ—માહારાજ ! આપનું કહેવું યથાયોગ્ય છે.

આ પ્રમાણે ભોજન કરતાં કરતાં યોગીરાજનો વાગવિલાસ પૃથુ સાથે ચાલ્યો એટલામાં જમવાનું કામ અટપી લીધું. હાથ ધોઇ કરીને પોત પોતાની જગોએ બેઠા,—યોગીરાજની આજ્ઞાથી વાસંતીએ મરદનો પોશાક બદલી નાંખીને પોતાનો યોગ્ય પોશાક બીજી કોટડીમાં જઇને પેહેરી લીધો, સોળે શ્રંગાર ધારણ કરી દીધા, એ સઘળુ અટપીને યોગીરાજ તથા પૃથુ વાગવિલાસ કરે છે ત્યાં એક બાજુએ આવીને તે પણ બેસે છે,—યોગીરાજે ચાલતો વિષય બંધ કર્યો અને તુરત પાટો છોડીને પૃથુને લાગેલા ઘા ઉપર સફેત ભુકી ભભરાવીને ફરીથી પાટો મજબુત બાંધી દીધો. એમ કરતાં કરતાં સાયંકાળ લગભગ થવા આવ્યો, થોડી વાર થઇ એટલામાં એક હાકરડો યોગીરાજ પાસે આવીને ઉભો રહ્યો અને ખબર આપી કે માહારાજ ! આપની આજ્ઞા પ્રમાણે ચિતોડા ગામમાંથી એક વિદ્વાન બ્રાહ્મણને લેતો આવ્યોછું.

યોગીરાજે તે બ્રાહ્મણને આવવાને હા પાડી, હાકરડો આજ્ઞા પ્રમાણે તે ત્રણ ઝુંપડી આગળ બ્રાહ્મણને ઉભો રાખ્યો યોગીરાજ તે બ્રાહ્મણને સન્માન સાથે ઉતમ આસન આપ્યું; તે માહારાજને ત્રીજી કોટડીમાં ઉતારો કરાવ્યો જેમાં એક આંધળાને બેસારી મુકયો હતો, તે જગોએ બ્રાહ્મણે પોતાની પોટલી મુકી દીધી તેણે થોડીવાર વિશ્રાંતી લીધી. પછી બાહેર આવીને યોગીરાજ પ્રત્યે કહેવા લાગ્યો કે હે માહારાજ ! શી આજ્ઞા છે !

**યોગીરાજ**—આ અમારા મિત્ર પૃથુરાજની સાથે આ પવિત્ર બાઇ વાસંતીનો ગાંધર્વ લગ્ન કરી દો. તેના માટે જોયતો સામાન તમારા આવતા અવલ તમામ તૈયાર રાખી મુકયો છે, આ વખતે અમૃત સિદ્ધિ યોગ છે અને ગોરસ લગ્નનો સમય થવા આવ્યો છે.

યોગીરાજ સાથે બ્રાહ્મણનું તથા બ્રાહ્મણને યોગીરાજે જે કંઇ કહ્યું તે પૃથુએ તમામ સાંભળ્યું હતું તે સાથે તેને એકદમ આશ્ચર્ય લાગ્યું કે આપણને તો બીલકુલ ખબર છે જ નહી તે પેહેલાં આ યોગીરાજ માહારાજ વિપ્રને તેડાવ્યો કયાંથી! આહાવા ભયંકર જંગલમાં આ યોગીરાજની ખટપટ જોઇને પૃથુ તે યોગીની રચનાને માટે ધન્યવાદ આપવા માંડયો—આટલી વાત થાયછે તેટલામાં એક દાસી નાની પેટી લાવીને યોગીરાજ આગળ રજુ કરી. યોગીરાજે પોતાની ઝોળીમાંથી એક કુંચી કાઢીને તે પેટી ખુલી કરી તેમાંથી એક જરીયાનનું કપડું અને મોતીની માળા તથા સુવર્ણના દાગીના હીરા રત્નથી જડિત થએલા કન્યાદાનને માટે બાહાર કાઢયા–તથા પૃથુને માટે માથે બાંધવાનો પાઘ કંઠમાં પેહેરાવવાનો મોતીનો અમુલ્ય હાર અને ઉમદા વસ્ત્ર જુદાં કાહાડયાં–આ પ્રમાણે કર્યા બાદ યોગીરાજે પૃથુસિંહને કહ્યું કે—હે પ્રથુ! હવે તમારા પગનો ઘાવ રૂઝાઇ જવા આવ્યો છે. ઉષ્ણોદક તૈયાર છે તમે આ વખતે સ્નાન કરી લ્યો—પૃથુ યોગીરાજની આજ્ઞાને આશ્ચર્ય સાથે આધીન થતો તૈયાર થયો. આ તરફ વાસંતી મોટા ઉમળકાની સાથે તૈયાર થઇ, યોગીરાજનું મર્મજ્ઞ પણું જાણી લીધું. યૌવન અવસ્થાને લગતા પ્રૌઢા યોષિતાના અંતઃકરણના ઉભરાનો જાણે દ્રષ્ટા હોયની! તેવો આ નવયૌવના મસ્ત વાસંતીને તે યોગી જણાયો વાસંતીએ યોગીરાજની આજ્ઞા માથે ચડાવીને યોગીરાજે સાલંકૃત કન્યાદાન તરીકે જે અલંકાર કાઢ્યાં

હતાં તે અંગ ઉપર ધારણ કર્યાં પછી યોગીરાજના ચરણ ઉપર માથું નમાવીને વાસંતીએ પ્રેમ પૂર્વક પોતાના નેત્રમાં આંસુ લાવીને તુરત કપડાએથી નેત્ર સાફ કર્યા, અને બોલી કે ! હે માહારાજ !' મારા પિતાનો જે ધર્મ મારા હિતને માટે રહેલો છે તે ધર્મ આપે બજાવ્યો, યોગીરાજ વાસંતીનું વચન ગદગદ કંઠથી થએલુ સાંભળીને તેના મુસ્તક ઉપર પોતાના બન્ને હાથ આશિર્વાદાત્મક મુકયા,-તેજ પ્રમાણે પ્રથુએ ગુરૂ આજ્ઞાથી વસ્ત્ર ધારણ કરીને યોગીરાજના ચરણમાં મુસ્તક નમાવીને ઉભો 'થયો—આ વખતે યોગીરાજના અંતઃકરણમાં આનંદનો પાર રહ્યો નહી—આ પ્રમાણે આ તરફ રચના થાયછે તેટલામાં આવેલા વિપ્રે ઘટસ્થાપન કરીને મંત્ર વાગેરેનો ઉચ્ચાર કરી. તૈયાર થઇજ રહેલો હતો તે ઘટની આજુબાજુ ફેરા ફેરવીને મંગળ વાચક શ્લોકનો ઉચ્ચાર કરી પ્રથુના હાથની સાથે વાસંતીનો હાથ મેળવીને પાણી ગ્રહણ કરી દીધું-આ જગોએ ખુશાલી ખાતર ઠાકરડાની ત્રણ ચાર સ્ત્રીયોને યોગીરાજે પોશાક પેહેરાવીને ગીત મંગળ ગવરાવ્યાં હતાં તેની સાથે ગોળ અને ધાંણા પરસ્પર વેચવામાં આવ્યાં. રાત્રી સમયે આનંદ મંગળ કાર્યના જલસા માટે મિષ્ટ ભોજન કરાવવાને તે વિપ્રને આજ્ઞા કરી, યોગીરાજની ઝુંપડી આગળ રક્ષણ અર્થે રેહેનારા ઠાકરડા સમુદાયને રાત્રી સમયે ઉતમ પ્રકારનું ભોજન કરી તૃપ્ત કર્યા હતા; આવેલા બ્રાહ્મણને દ્રવ્ય તથા પોશાક આપીને સંતોશ કર્યો, રાત્રી વિતિ જવા આવી યોગીરાજે સર્વને શયનસ્થાન ઉપર મોકલીને પોતે પોતાની એકાંત ઝુંપડીમાં પેશી ગયા- પ્રાતઃકાળ થયો એટલે વિપ્રને વિદાય કર્યો.

ગયા રોજ પ્રમાણે આજે પણ તે યોગીરાજ પ્રથુ તથા વાસંતિ અને પોતે મળીને ઉત્તમ પ્રકારની ભોજનની સામગ્રી ગોઠાવરાવીને બેઠા-માદક પદાર્થનો ઉપયોગ કરવા માંડ્યો

થોડીવાર પછી તે ત્રણે પુર્ણ આનન્દમાં આવી ગયા, પ્રથુ અને વાસંતી આં યોગીરાજને ખરા અંતઃકરણથી કોઇ ગેબી ચમત્કારવાળો પવિત્ર માણસ છે એમ માનતાં હતાં તે સાથે તેની દયાળુ પ્રકૃતિ અને તેનો ઉત્તમ પ્રકારનો વીવેક જોઇ પૂર્ણ સંતોષ પામ્યાં હતાં; કન્યાદાન દેવામાં જેટલો પીતાનો ઉમળકો હોય છે તથા પુત્રને કન્યા અપાવવાને જેવો પિતાને ઉમળકો હોય છે તેવો ઉમળકો તથા તેવી મમતા આ યોગીરાજના કર્તવ્ય ઉપરથી જોઇ લીધી. આટલી બધી મમતા કેવા હેતુથી અમારા પ્રત્યે આ યોગીએ રાખી હશે! તે સંબંધી જ્યારે પૃથુ અને વાસંતી એ બન્યો પોતાના મનમાં વિચાર કરે છે ત્યારે તેનું નિરાકરણ કોઇ પ્રકારે થઇ શકતું નહોતું, તેથી એકંદર ઘણા વીચારના ઘુંચવાડામાં પડેલા તથા સ્તબ્ધ જેવા બની ગએલા આ બન્યોને યોગીરાજે જોયા–તે યોગીરાજ તે બન્યોની મુખમુદ્રા ઉપરથી મનના તર્ક સમજી ગયો હતો, તેણે પોતાની હાથેજ કોઇ પણ કારણસર આ ઉપાધી ઉભી કરી હતી. તેથી તેમના વિચાર અત્યારે કેવી પ્રકારના સ્ફુરવા જોઇએ તે ઉપર તેનો તર્ક સમયાનુકુલ હતો તેથી યોગીરાજે સ્થિર દ્રષ્ટીથી તે બન્યો તરફ જોઇને કેહેવા લાગ્યો કે—રાજપુત્ર પૃથુ! તમે શા વિચારમાં ઘુંચાયા છો!

પ્રથુ—કંઇ નહી માહારાજ.

યોગીરાજ—એમ તે હોય કે! મનના ધર્મ એવા છે કે એક પછી એક એમ અનેક પ્રકારના વિચાર થયાંજ કરે.

પ્રથુ—એ તો વાત ખરી છે, આપ સાક્ષર માહાત્મા છો માટે આપના આગળ શું કહેવું!

યોગીરાજ—બેલાશક સત્ય બોલો, તમારો જય થશે—

**પ્રભુ**—મહારાજ! મને વારંવાર આપનો ઉપકાર યાદ આવે છે આપની પાસેની સફેત ભુકીવાળી વનસ્પતીથી હું કેવળ સારો થઇ ગયોછું. આપ ત્યાગી જણાઓછો. તે સાથે વૈભોગી પણ છો, આપે માત્ર ભગુવો ખલકો અને મુસ્તકના વાળ છુટા મુકયા છે એ શિવાય આપની પાસે કંઇજ નથી, છતાં ખાવા પિવામાં રાજાઓના વૈભોગ જેવો આહાવા નિર્જન પ્રદેશમાં સુખ ભોગવોછો અને અમારા જેવા મુસાફરોને સુખ આપોછો.

આપે સર્વ ઉપાધી પ્રપંચનો ત્યાગ કર્યો છે છતાં ઉપાધી પ્રપંચની રચના તમામ જાણીને વ્યવહારીક વીવેક સાથે સંબંધ રાખો છો, આપની ઉમર સુમારે પચીસ વરસ જેટલી લાગે છે, આપના મુખ ઉપર બિલકુલ મુછપણ ફુટી નથી, છતાં સ્વતંત્ર વૃતિ દ્વારાઓ ત્યાગી છો કપટી અને પ્રપંચીયોના કારસ્તાનને જાણો છો છતાં કપટ પ્રપંચથી વિરક્ત છો એમ જંગલના નિવાસથી દર્સાવો છો દ્રવ્ય સંપાદન કરવાને આપ કોઇની સ્પૃહા રાખતા નથી છતાં આપની પાસેની કીમતી જવાહીરના કંઠા અને ઉતમ રાજ્ય શોભાયુક્ત આભુશણનો જથો છે સંસારિક વ્યવહારને જાણો છો અને પ્રસંગ આવે ત્યારે તે વ્યવહારમાં પગ મુકો છો છતાં તેથી પાછા વિરકત રહો છો,—આ પ્રમાણે તમામ ઘોટાળા જોઇને મારા મનમાં અનેક પ્રકારના તુરંગ ચાલે છે. આપ સાક્ષર સજ્જન મનરંજન સાધુ છો તેમજ આપને ગુરૂ તરિકે હું જાણું છું. તેથી આપના આગળ સત્ય બોલુ છું—

**યોગીરાજ**—સાધુ લોકોની ચેષ્ટાઓ જુદી હોય છે. જેવો ગુણ પાણીમાં રહેલો છે તેવો સાધુનો ગુણ છે. પાણી સર્વ વસ્તુમાં મળે છે, પણ જ્યારે તે સુકાઇ જાય છે ત્યારે તે જલતત્વ, શુદ્ધ જલ તત્વમાંજ મળે છે. પંચ

તતાનો પ્રભાવ કાંઇ વિલક્ષણ છે. તેવી રીતે અત્યારે જે તમે દ્રષ્ટીથી રંગ ઢંગ જુવો છો તે રંગ ઢંગમાં હું મિશ્ર નથી પણ ન્યારો છુ ફકત તે રંગ ઢંગને જોનારોજ છું તેની સાથે મ્હારો કોઇપણ પ્રકારનો સંબંધ નથી મન વડે કરીનેજ જીતવુ અને હારવું છે. દ્રઢતા રાખવી તે મન ઉપર રહેલુ છે સંકલ્પ વિકલ્પના ધર્મ તે પણ મન ઉપર છે, માટે જ્ઞાનરૂપી દીપક દ્વારાએ જ્યારે જોશો ત્યારે ભ્રમરૂપ અંધારૂ દુર થઇ ને સદ વિવેક શુદ્ધ આનંદનો ભાસ જણાશે વાસ્તવ એવા કોઇ પ્રકારના વિચાર કરવા નજ જોઇએ, વસ્ત્રાદી અલંકાર દ્રવ્ય વિગેરે જે કંઇ ઉપાધી આ તરફથી તમે દેખો છો; તે તમામ મિથ્યાં છે શી રીતે હું પ્રાપ્ત કરૂ છું એવી શંકા તમને આવતી હોય તો તેનો ભેદ શિષ્ય વર્ગજ જાણે છે; વિરકત પુરૂષોની શેવા કરનાર શિષ્ય વર્ગ સાધુના વીવેકને માંન આપે છે અને તેઓ ગુરૂના પ્રભાવને આધીન થઇને તેમને મસ્ત રાખે છે. વાસ્તવ હે પૃથુ ! એ તમામ શંકા પ્રાપ્ત કરનાર મન છે તમે ઉપાધી યુકત છો માટે ઉપાધીરૂપી બોજ માથે લઇને વિવેક દ્વારાએ દ્રઢ ચીત રાખો, એજ તમારો શનાતન ધર્મ છે શ્રી કૃષ્ણે અરજુનને જુદા જુદા વિષયોનો જે બોધ કર્યો છે તે ઉપર તમારે લક્ષ રાખવાનો છે તમારો ધર્મ ક્ષત્રીનો છે તેનો ત્યાગ કરવો નહી. માટે તમારે તમારા પીતાની આજ્ઞા પાળવી જોઇએ. માતુશ્રી તમારા માટે શ્રાવણ બાદ્રપદની માફક આંસુ કાઢતી હશે. તેના માટે તમે હવે ખુબ ધ્યાંનમાં લેજો એવી માહારી આજ્ઞા છે.

પૃથુ—મહારાજ! આપની આજ્ઞાને હું આધીન છું. પણ થોડોક પ્રવાસ કરીને હું ઘર તરફ જરૂર વળીશ,

**યોગીરાજ**—મારી પાસે અલાક અને હુશીઆર અનુચરો છે, તેમને હું તમારા રાજ્યમાં મોકલી શકું તેમ છે મા ટે તમે એક પત્ર તમારા માત પીતા ઉપર લખો અને તેમાં તમે થોડી મુદત પછી પ્રવાસ કરીને હું પાછો આ વનાર છું તેવું જણાવો.

**પૃથુ**—કબુલ કરૂ છું આપની આજ્ઞા માથે ચઢાવુ છું.

**યોગીરાજ**—લ્યો આ કાગળ અને કલમ ખડીયો, મારી પાસે તૈયાર છે.

**પૃથુ**—(તે તમામ લઇને પત્ર લખી તઇયાર કર્યો લ્યો મહારાજ આ પત્ર વાંચો.

**યોગીરાજ**—( પત્ર વાંચીને ) ઠીક છે બરાબર લખ્યું છે. એમ કહીને તે પત્ર પોતાની ઝોળીમાં મુકયો,

**પ્રથુ**—મહારાજ ! હવે મારૂ મન ચંચળ થયું છે, હું શ- શકત છું હવે પ્રવાસ કરવા માટે હું નિકળી પડીશ, માટે આજ્ઞા આપો.

**યોગીરાજ**—આજે તો જવાય નહી, પ્રાત:કાળે વેહેલા નીકળજો. પૃથુએ યોગીરાજની આજ્ઞા માથે ચઢાવી તે દીવસ રહ્યો યોગી માહારાજના મુખથી જેજે નિતિ શા સ્ત્રના બોધ નીકળતા હતા તે તમામ શ્રવણ કરવામાં આ ખો દિવસ વ્યતિત કર્યો રાત્રપડી એટલે પોતપોતાના સં કેતિક સ્થાનમાં નિંદ્રા લીધી. પ્રાત:કાળ થયો એટલે પૃ થુએ કવચ ટોપ અંગ ઉપર ધારણે કરી તથા બાંણનો ભાથો કાંધ ઉપર ચઢાવી તૈયાર થયો; વાસંતીએ પોતા નો જે પેહેરવેશ હતો તેજ કાયમ રાખ્યો મરદનો પો શાક પેહેર્યો નહી કેમકે ગાંધર્વ લગ્ન કર્યા પછી શાસ્ત્રની આજ્ઞા વિરૂદ્ધ તે રીતે કરવામાં આવ્યું નહી. બન્યો અશ્વ તૈયાર કરવામાં આવ્યા, આ વખતે યોગી મહારાજ

પ્રાતઃકાળમાં વેહેલા ઉઠયા હતા. તેપણ પોતાનો અશ્વ તૈયાર કરાવરાવીને હથિયાર સાથે આરૂઢ થયા, પોતાની સાથે એક ઠાકરડો લીધો હતો. તેને એકાંતમાં બોલાવીને કંઇ કાંનમાં વાત કરી સારી પેઠે સમજાવી દીધો તે ઠાકરડો પણ ઢાલ તલવાર વગેરે હથીયાર સાથે હતો.— આ પ્રમાણે ત્રણ સ્વાર અને એક પયદલ મળી ચારે જણા એકાંત ડુંગરની ખીણમાંથી નીકળવા લાગ્યા, પોહોર દીવશ ચઢતા પેહેલાં તે ખીણને વટાવી દીધી પછી થોડીકવાર થઇ એટલે જે જગોએ પૃથુ ઘાયલ થએલો પડી રહેલો હતો તે જગો આવી એટલે યોગીરાજ પોતાનો ઘોડો લગામ પકડીને ચાલતો બંધ કર્યો, પછી પૃથુ પ્રત્યે કહ્યું કે જુવો જુવો જે જગોએ હુલ્લડ થયુ હતું એજ આ જગો, આ ઝાડ નીચે તમે ઘાયલ થઇને પડયા હતા તે જગો તમને યાદ છે કે ?

**પ્રથુ**—હા માહારાજ એજ જગો. હવે મને બરાબર યાદ આવે છે કેમકે આ વૃક્ષની સામે ચંપાનું ઝાડ હતું તે અત્યારે જણાય છે હવે આપ અહીંથીજ પાછા વળો અમે આ રસ્તેથી આગળ ચાલ્યા જઇશું.

**યોગીરાજ**—કયાં જશો ? તમે રસ્તાના માહિતગાર છો ? ડુંગરાઓમાં સેંકડો પગ રસ્તા આવે છે તેથી તમે કયે રસ્તે જશો ? અથવા તો આગળ કયું ગામ આવે છે તેની માહીતી છે કે ?

**પ્રથુ**—ના, પણ જે મોટો રસ્તો હશે અથવા જે રસ્તામાં જનપદ જણાતાં હશે તે રસ્તે ચાલ્યા જઇશું.

**યોગીરાજ**—તેના કરતાં આ ઠાકરડો તમારી સાથે આવે છે તે તમને તેની માહીતી જેટલો રસ્તો બતાવશે માટે તેને સાથે લઇ જાઓ.

**પ્રથુ**—બહુ સારૂ જેવી આપની આજ્ઞા.—

એમ કહી કહી પૃથુએ યોગીરાજને વંદન કરીને તથા વાસંતીએ પ્રેમ પુર્વક વંદન કરીને ત્યાંથી રસ્તો કાપવા માંડયો—યોગીરાજ ડુંગરોની ખીણમાં ચાલવા લાગ્યા,

---

## પ્રકરણ ૧૧ મું.

તડામારથી બન્યો ઘોડાં અને એક પ્યેદલ મળી ત્રણ મુસાફરોએ પંથ કાપવા માંડયો એમ કરતાં કરતાં એક માઈલ ઉપર કોઇ નગરની વસ્તીનાં છાપરાં દેખવા લાગ્યાં. આ નગર શુશોભિત હતું તેમાં સોલંકી રજપુતનું રાજ્ય હતું આજુ બાજુ વિસ્તિર્ણ ડુંગરોની તળેટીમાં છતાં એક સપાટ ટેકરા ઉપર વસેલું હતું. અને તે નગરની નિચાણમાં અસંખ્ય ઘટ વૃક્ષોની શોભા હતી. તેથી અત્યંત રળિયામણું લાગતું હતું. ગ્રીષ્મ રૂતુ હતી તેથી આ ત્રણ મુસાફરો તાપથી ઘણાં વ્યાકુળ થયા હતા. નગર હવે દુર નથી. માટે જરાક વિશ્રંતી લેવી જોઇએ એવી દરેકના મનમાં ઇચ્છા હતી એટલામાં એક શરોવર દ્રષ્ટીએ પડયુ તેથી તેઓના મનને ઘણો આનંદ થયો. તેઓએ તે શરોવર નજીક એક લીંમડાના ઝાડ નીચે ઉતારો કર્યો ઘોડાંને પાણી પાયું. ત્રણ મુસાફરોએ તે સરોવરનું સ્વચ્છ જળ પીધું પછી તે અશ્વ ઉપરથી પાતળી રજાઈ કાઢીને વૃક્ષ નીચે પાથરી પૃથુ અને વાસંતી એ બંન્યો જણ ઠંડા પવનની લહેર લેવાને સારૂ બેઠા, તેમની સાથે હાકરડો હતો તેણે પૃથુનો હોકો ભરીને તૈયાર કરી આપ્યો. તે હાથમાં લઇને નિવૃતિથી ગંગડાવવા બેઠા,

એટલામાં જે નગર સનમુખ જેકે એક ગાઇલને છેટે દે ખાય છે તે તરફથી એક બુઢ્ઢો માંણુસ આ ત્રણ મુસાફરો તરફ નજીક આવવા લાગ્યો. તે બુઢ્ઢો પોણોસો વરસ ઉપ રાંતનો હતો પણ ઘણો ખુંધો હતો તેનો પોશાક સાદો હતો તેથી તે એકદમ ઓળખાઇ આવે તેહેવો નહોતો; પણ તે રાજ્યનો નોકર હોય એમ જણાતું હતું તે બોલ્યા ચા લ્યા વિના આ ત્રણે મુસાફરોથી દસ હાથ દુર બીજુ ઝાડ હતું તે નીચે વિશ્રંતી લેવા બેસિ ગયો; નગરમાંથી આ વેલો જેણે વિશેશ પંથ કાપ્યો નથિ તોપણ આ તરફ કેમ બેઠો તે વિશે કંઇ કળિ શકાય તેગ નહોતું પણ ઉપર ઉપરથી ગ્રીષ્મ રૂતુના તાપથી વ્યાકુળ થએલો વૃદ્ધ માણુસ થાકી ગએલો સહેજ બેઠો હશે એવી બાહ્ય દેખાવની કલ્પના હ રકોઇ કરી શકે તેવી ઢબથી તે વૃધ્ધ તટસ્થ બેઠો હતો એમ જણાતું હતું. થોડીકવાર થઇ એટલે એક નાહાના ટટુ ઉપર બેઠેલો માણુસ નગરમાં પ્રવેશ કરવાને માટે જ તો હતો. તેણે સરોવર જોઇને પોતાનો ટટુ રોકયો અને ઉપરથી ઉતરી પડયો તેણે ટટુને પાણી પયુ પછી તેપણ એક નજીકના ઝાડ આગળ જરાક વિશ્રાંતી લેવા બેઠો—

આ માણુસ શરીરે સાધારણ ઉંચો હતો નાક ચપટું અને શુશોભિત હતું નેત્ર મોટાં તથા રકત વર્ણનાં હતાં. તેની ચાંમડીનો રંગ સાધારણ ગૌરવર્ણનો હતો માથાઉપર ટુંકા વાળ ગરદન સુધીના હતા. તેને કાંસકાથી હોળીને જે મ સ્ત્રીયો સેંથો કાઢીને ખુલી લાવે છે તે પ્રમાણે ગોઠવણી કરેલા હતા, માથા ઉપર ટેઢો પાઘ ગોઠવેલો હતો. દેખાવ માં ભભકાવાળો તથા ઉપર ઉપરથી રોફવાળો દેખાતો હ તો તેની ઉમર ચાળીશ વરસ ઉપર અને પચાસ અંદરની હતી, તેવો નવિન પંથિની દ્રષ્ટી બે પુરૂષ અને એક સ્ત્રી જે ઝાડ નીચે બેઠેલાં છે તે તરફ ગઇ. આ કોઇ અમીર

ઉમરાવ. કોવા ઠાકોર હશે. તેવી તેણે કલ્પના કરીને તે ઉ ભો થઇને જ્યાં પૃથુ બેઠો હતો ત્યાં નજીકમાં સન્મુખ. આવીને નીચેઃ પડી તસલીમ કરી ઉભો રહ્યો તેને જોઇને પૃથુસિંહે પુછયુ કે કેમ ભાઇ! તમારે કયાં જવું ?

**નવીનપંથો**—અહીંથી પંદર વીસ કોશ ઉપર વીરવાસ કરીને નગર છે ત્યાં જવું છે હવેતો સાંજ પડવા આં વી છે માટે આ સામે નગર દેખાય છે તે ગાંમમાં રા ત્ર રહેવુ નક્કિ કર્યુ છે.

**પ્રથુ**—એમ કે! આ નગરમાં તમે પૂર્વે કોઈ દિવસ આ વ્યા છો? અથવા આ નગરનો રાજા કોણ છે વીગરે તમે જાણો છો ?

**નવિનપંથી**—ના હુતો પેહેલાવેલોજ અહી પ્રવેશ કરૂં છું સાંભળીતા પ્રમાંણે તો સોલંકી રાજા છે નામની ખ બર નથી,

**પ્રથુ**—( નવિન પંથીનો ઉતમ ભંભકો જોઇને ) ત્યારે તમે પણ રજપુત છો કે? આવો એમો—તમે કયા નગરના રેહેનારછો? તમારૂ નામ શું છે? શા પ્રસંગે જાઓછો? શું ઉધોગ કરોછો ?

**નવિનપંથી**—ના સાહેબ! આપ તો કોઇ ઠાકોરછો. પણ હું તો હજામછું. મારૂ નામ ભગલો છે. મારૂ અસલ વતન ગુજરાતમાં વડનગર છે. ત્યાંથી કાળે કરીને અ- મારા બાપ દાદા ડુંગરપુરમાં રેહેવા ગયા તેથી અમે ડુંગરપુરા હજામ કહેવાઇએ છીએ. અમારી જાત હજા- મની છે પરંતુ હજામતનો હું ધંધો કરતો નથી, પણ સદસંગ યોગે ઉંચી પાયરીનું કામ કરૂંછું.

**પ્રથુ**—એમ કે ! વાહ વાહ, બહુ સારૂ કામ કરોછો. હાલ તમે શું કરોછો.

**નવિનપંથી ભગલો**—ઉજ્જન દરબારમાં હું નોકરછું. તે-મના તરફનું કામ હું કરૂછું. મોટા મોટા મુસદીઓ વખતો વખત માહારી સલાહ લે છે, વખતે વાંધો પડયો હોય તો જે મતલબ હું કાગળમાં લખી આપુ તે મતલબ પ્રમાણે રાજ્ય વહિવટમાં વરતે છે. અત્યારે પણ તે રાજ્યના ખાનગી કામકાજ મસલત માટે નિકળી પ-ડયો છું.

**પ્રભુ**—વાહ, વાહ, એમાં શું કહેવું, કપાળે કપાળે બુદ્ધિનું બળ ન્યારૂ ન્યારૂ હોય છે. તમે હજામ છો તેથી શું થયું! બુદ્ધિવાન પુરૂશની જાત જોવાતી નથી. માટે તમે આ પાથરેલુ છે તે ઉપર બેશો.

**નવિનપંથી ભગલો**—( મનમાં મલકાતો–અને અભિમાન ધરતો ) ઠીક છે. ( એમ કહીને સન્મુખ બેઠો પછી. )

**પ્રભુ**—( નવિનપંથી પ્રત્યે ) તમે જ્યારે રાજદરબારી કામ કરોછો ત્યારે તમને પ્રવાસ વખતે રાજા તરફથી રક્ષણ માટે કોઇ સ્વાર અથવા પ્યાદો મળી શકતો નથી?

**નવિનપંથી ભગલો**—શા માટે ન મળે! એકને બદલે પચાસ મળી શકે, પણ મારી ગોઠવણમાં બીજાને કોઇ પણ જાણે નહી તેટલા માટે હું એકલોજ મુસાફરી કરૂછું–હું તમામ રસ્તાનો જાણીતોછું––હું ડુંગરામાં બહુ આ થડયોછું. આ તરફના ડુંગરી માણુસો મારો રોફ જોઇને પાસે પણ આવી શકે નહીં.

**પ્રભુ**—એમ કે! રંગ છે તમને; તેઓ તમારાથી લેટલાબધા ડરતા હશે કેમકે તમારો રોફ દેખાવમાં જબરો લાગેછે. વારૂ તમે કયાં સુધી ભણ્યાછો!

**નવિનપંથી ભગલો**—રાજ્ય કારકિર્દિમાં તમામ વ્યવસ્થા ઉત્તમ રીતે જે ઘડવામાં આવે છે તે તમામ ગોઠવણી–

હીસાબ કીતાબ લખાવટ, વાંચવું વીચાર કરવો એ વીગેર તમામ જાણુંછું.

તે શિવાય કાવ્ય શાસ્ત્રનો થોડોક અભ્યાસ કર્યો છે તેના માટે કોંઇ કોઇ વખતે કવીતા પણ બનાવી શકુછું.

**પ્રભુ**—( મંદહાસથી મશ્કરી રાહે ) ધન્ય છે તમને! તમારા જેવા વિદ્વાન માણસની કદર જ્યાં ત્યાં થયા વિના રહેજ નહીં,—વારૂ ત્યારે તમે એકાદ તમારૂ રચેલુ કવિત તો સંભળાવો!

**નવિનપંથી ભગલો**—ઠીક છે સંભળાવું છું કવિત તો ઘણાં છે પણ હાલ આપણે વાતો કરવામાં છેક સાંજ પડી જાય, માટે એક કવિત કરૂછું. જેમાં હું કેટલું જાણુંછું તેનું સાધારણ કવિત બનાવ્યું છે. તે સાંભળો—

## ॥ सवैयो ॥

**जानतहु कछु काव्य छटा रस राग सुरंग अभंग कला**
**नायककी अरु नायकभेद पिछानतहूं कछु कोक भला**
**चातुरता चित्तमें रखु चोगुनि और बजावतहूं तबला,**
**रंडिनकुं रिझवाय रहु सुख पाय रहूं हमहि भगला,**

( કવિત કહીને ) સમઝાયા કે? આ કવિતનો અર્થ એવો છે કે, હું કાવ્યકળામાં કુશળછું—રાગ રાગણીના રસને પૂર્ણ જાણુંછું—ગાયન કરી શકુછું નાયક અને નાયકાના ભેદ સઘળા જાણુંછું કોકશાસ્ત્ર જે કે સ્ત્રિયોની ચાર પ્રકારની જાતી છે તેને ઓળખી શકુછું—તથા તે સ્ત્રીયોનો કામ કયે વખતે કયાં વ્યાપેલો રહેલો છે તે વીગેરે કોક કળાથી માહીતછું—ચાતુર્યતાનો ઝોકો ચાર ઘણો મારા અંતઃકરણમાં રહ્યાં કરે છે, વળી સંગીત કાર્યની સાથે તબલા બજાવવાને પણ વખતે સામેલ થઇ જાઉછું—ગમે તેવી રંડી ( સ્ત્રી )

હોય તો તેને મ્હારી ચતુરાઇના પ્રભાવથી તથા ભભકાથી રીઝાવી શકુંશું. એ પ્રકારે અનેક પ્રકારના સુખનું સાધન ખટપટ કરીને મેળવી શકુંશું. એવો એક હું "ભગલોછું"—
આ પ્રમાણે અર્થ આ કવિતમાં છે.

**પ્રથુ**—વાહ વાહ, સાબાશ, સાબાશ,—પણ જો તમે કહો તો મારા મનમાં આવતી શંકા તમને પુછું—

**નવિનપંથી ભગલો**—બેશાશક—તેનો જવાબ સંતોશ કારક આપીશ.

**પ્રથુ**—કોકશાસ્ત્ર જાણનારનું મન વ્યભિચાર થાયછે. માટે ઘણું કરીને તેવાં પુસ્તક જોવાંજ નહી, યદ્યપિ તમારો શોખ તે વિશય ઉપર ઘણો હોય એમ લાગે છે,—પણ જ્યારે પોતાના ઘરમાં પોતાની જુવાન પુત્રી હોય, તથા બેહેનો હોય, તથા ભાઇયોનો વસ્તાર હોય તે સમયમાંની સ્ત્રીયો ઉપર કોકશાસ્ત્ર જાણનારની સ્વભાવીક દ્રષ્ટી જાય ત્યારે તમારા કહેવા પ્રમાણે કામદેવ કયે જગોએ છે તે પણ જાણી શકે ખરો કે નહીં.

**નવિનપંથી ભગલો**—હા—જાણીએ ખરા પણ ચુપ રહીએ બોલીયેજ નહીં.

**પ્રથુ**—એટલાજ માટે તે પુસ્તક નિતિ અને વિવેકને ભંગ કરનાર છે માટે તે ઉપર દુર્લક્ષ રાખવું યોગ્ય છે. તમે તો મહા વિદ્વાનછો તેથી તમને હરકત નહીં.

**નવિનપંથી ભગલો**—બરાબર છે. આપનું કહેવું ખોટું નથી જે મહા વિદ્વાન હોય તેજ દ્રઢ રહે છે.

આ પ્રમાણે પ્રથુ સાથે ભગલાની વાત થાયછે તે તમામ સાંભળીને પ્રથુ સાથે જે હાકરડો હતો તે વચમાં પ્રથુ તરફ બોલ્યો કે માહારાજ ! આ તો કોઈ વાયડંડ જેવો લાગેશે, ક્યારનોએ પોતાનું પોથુ હાંક્ય હાંક્ય કરેછે, અને એમાં તો એમ જણાયસે કે બધાં પોતાનાંજ વખાણ કરેસે—

**પ્રથુ**—( ઠાકરડા પ્રત્યે ) તમે બરાબર સમજ્યા નથી માટે તમને એવું લાગે છે. એમની વાતથી જરાક રમુઝ ઠીક થાયછે, માટે થવા દ્યો—એમ કહીને ( નવિનપંથી ભગલા પ્રત્યે ) પૃથુએ ઉચ્ચાર કર્યો કે, એ શિવાય તમે બીજુ કંઇ જાણો છો કે.

**નવિનપંથી ભગલો**—હા જાણુંછું ખરો પણ કેટલીક વાત કેહેવા જેવી નથી.

**પ્રથુ**—એમ કે ! એ વાતમાં કંઇ તોફાન થાય એવું છે !

**નવિનપંથી ભગલો**—હા જાદુના અને મંત્રવિદ્યાના ખેલ ન્યારા છે.-જુવો મારી ભ્રકુટીમાં એક સિંદુરની બીંગી છે અને એક કાળી બીંગી છે તે તમારા જોવામાં આવે છે !

**પ્રથુ**—( ઠંડી મશ્કરી સાથે ) હા. એ જોઇનેજ બીક લાગે એવું છે માટે મેહેરબાની કરીને હવે તો ખરેખરો ખુલાસો આપો.

**નવિનપંથી ભગલો**—( પોતાનું પરાક્રમ આડુંઅવળું ગોઠવીને જે સ્ત્રી પૃથુ પાસે બેઠી છે તેને જણાવવાને માટે પેરવી સાથે ) ઠીક છે-હું તમનેજ કહુંછું-બીજા કોઇને કહેતો નથી—જુવો કે જે સીંદુરની બીંગી છે તે હનુમાનની ઉપાસનાનું નીશાન છે અને જે કાળી બિંદી છે તે કાળભૈરવના ઉપાસનાનું નીશાન છે-આ બે દેવને મ્હે સાધીને વશ કર્યા છે. ગમે તેવી ચમત્કારીક જગો હોય અગર ગમે તેવી હરકતો હોય તો આ બીંદીના જોરથી કોઇ બલા પાસે આવી શકે નહી,-હવે બીજી વાતો જીવતા હઇશું તો જ્યારે મળીશું ત્યારે કરીશું અથવા આ ગામમાં આપણે એક જગોએ ઉતારો કરીએ તો રાત્રીને વીશે વાતો કરીશું કારણ કે હવે ગામ

માં જવું જોઇએ, માટે હવે આપ પણ ઉઠો અને હું પણ તૈયાર થાઉછું—એમ કહીને ભગલો ઉભોં થયો. એટલે પૃથુસિંહ પણ ઉભા થયા. તે સાથે વાસંતી પણ તૈયાર થઇ—અને ઘોડા ઉપર સ્વાર થયા.

પૃથુસિંહ પ્રત્યે સાથે આવેલો ઠાકરડો કહેવા લાગ્યો કે હજુર સાહેબ! હું હવે રજા માગું છું. અમારા ગુરનો હવે આગળ જવાનો હુકમ નથી અહીથી આગળનો રસ્તો પણ હું જાંણતો નથી. નગર દેખાય છે માટે મને રજા આપો મારે ખાવા પીવાનુ તથા ખરચીનું જોગીરાજ મહા રાજે બાંધી આપ્યું છે.

રાત્રી પડશે તોયે હુતો ચાલ્યો ચાલ્યો જઇશ, અમને શેહરમાં ગમે નહી કેમકે અમે વગડાના રેહેનાર છીએ મા ટે આપ સુખે પધારો—ઠાકરડાનું કેહેવું સાંભળી પૃથુએ તેને રજા આપી—

ઉપર પ્રમાણે બે ઘોડેસ્વાર અને એક ટટ્ટુ ઉપર બેઠે લો ભગલો એ રીતે ત્રણે જણાએ વિજયનગરમાં પ્રવેશ કર્યો તેમની પાછળ પાછળ સફેત ડાઢી વાળો ખુંધો માણસ આવવા લાગ્યો, જે તરફ ઘોડેસ્વાર જવા લાગ્યા તે તરફ ખુંધો માણસ પણ જતો હતો—નગરના મધ્યભાગમાં વિસ્તિર્ણ બજાર હતું તેમાં અનેક વ્યાપારીયોની દુકાનો હતી તે પૈકી આટો દાળ વીગરે ખોરાકી સામાન વેચનાર મોદી ની દુકાંનો પણ ઘણી હતી, તે દુકાંનો પૈકી એક મોદી જે કે ઠાકોર ઠકરાત વર્ગના માણસોને ઉતારો આપીને સર ભરા કરવામાં ખટપટિયો હતો તે ખટપટિયા મોદીની નજર પૃથુસિંહ હઠીદાર ઉપર ગઈ એટલે તુરત તે ઝડપથી ચાલતો ઘોડા આગળ આવીને ઉભો રહ્યો. નમ્ર વચનથી આજીજી કરી હકીકત પુછી તેમાં જણાયું કે મુસાફર તરીકે નીક ળેલા છે તેથી તે વાંણીઆએ આગ્રહ કરીને પોતાની દુકા

ન જોડે. એક સોઇદાર મોટું ઘર હતું તેમાં, પૃથુને ઉતારો આપ્યો ઉપરના ભાગમાં મેડા ઉપરનો તમાંમ ભાગ પૃથુએ રોકયો રાત્રીની વખતે ગમતને માટે પોતાના ઉતારા જોડે એક નાંની ઓરડી હતી તેમાં ભગલાને ઉતારો અપાવ્યો;–મોદીએ ચંદી વીગેરે સામાન પૃથુ તરફ મોકલાવી દીધો. રસોઇ તૈયાર કરાવવાને માટે એ ગામમાંથી એક રજપુતાણી વડારણ હતી, તેને બોલાવીને તમાંમ કામ સોંપી દીધું.

આ પ્રમાણે બધી તજવીજ થઇ રહેતા સુધી. પેલો ધોળી ડાઢીવાળો બુઢો અને ખુંધો ડોસો હતો તે ઉભો ઉભો ટગર ટગર જોયાં કરતો હતો તેણે પોતાના મનમાં તે મુકામ નિશ્ચય કરીને તથા તે ઉતારામાં ભગલો નાંમનો એક માણસ છે એવું નામ યાદ કરી તથા પોતાની છુપી ચોપડીમાં તે નામ લખીને ચાલતો થયો.

આ તરફ પૃથુસિંહ ઉપરના ભાગમાં મેડા ઉપર ઓરડાની આગળ બાજુમાં ગાદી વીગેરે પાથરેલી હતી તે ઉપર બેઠો–અને ઓરડાના બારણામાં ચક નંખાવીને વાસંતી બેઠી હતી. તે એવી રીતે કે પૃથુ આગળ જે કોઇ આવે અને વાતચીત કરે તે તમામ સાંભળી શકે, રોળીકોળી વખત થયો હતો, અર્થાત દીવાબતી શરૂ થઇ હતી, એટલામાં ભગલો પોતાના ટાકુવાને ચંદી ખાસની ઘાસ નાંખી અટપીને પૃથુ ઠાકોર પાસે આવ્યો. જરાકવાર થઈ એટલે મોદી ખાનામાં પોતાના પુત્રને બેસારીને મોદી પૃથુ પાસે હાજર થયો. અને હાથ જોડી બોલવા લાગ્યો કે હજુર સાહેબ ? આપ જેવા નામદાર સાહેબના પ્રતાપથી તાબેદારનું ગુજરાન ચાલે છે, પારસમણીની શેવા કરવાથી પ્રયત્ન નિષ્ફળ જતું નથી, આપે તાબેદારનો મકાન પાવન કર્યો તેથી હું ભાગ્યશાળી થયોછું.

**પ્રથુ**—( મોદી પ્રત્યે ) તમારી લાયકી ઘણી સારી છે, તમારે કેટલાં સંતાન છે, આ ગામમાં રાજા કેવી રીતે વર્તે છે!

**મોદી**—હુજુર સાહેબ! મારે ફક્ત એકજ પુત્ર છે, સાધારણ સ્થિતિનો હું માણસછું—આ ગામમાં ચંદ્રસિંહ નામનો રાજા છે તે ઘણો ધર્માત્મા છે, તેમને એકનો એકજ પુત્ર છે તેનું નામ કરણસિંહ છે તેમની ઉમર ત્રીશ વરસની છે, પણ તોબાહ તોબાહ તોબાહ પછીની વાત કહેતાં મારૂ હૃદય બહુ ધડકે છે.

**પ્રથુ**—એવું શું છે!

**મોદી**—મને એજ આશ્ચર્ય લાગે છે કે નગરમાં પેસતાં આપને કોઇએ રોકયા નહીં એજ આપનું મોટું નસીબ સમજુછું.

**પ્રથુ**—( ભારે વિચારમાં પડીને ) નગરમાં પેસતાં રોકવાનું કાંઇ છુપુ કારણ છે કે શું?

**મોદી**—છુપુ કારણ એજ કે મ્હોતને શરણે થવાનું.

**પ્રથુ**—તું શું કહે છે! વાત ખરી કે ખોટી! જો તેમ હોય તો અહીંનો રાજા ધર્માત્મા કેમ કહેવાય.

**મોદી**—રાજા કેવળ ધર્માત્મા—દયાળુ, શૂર, ઉદાર અને ધીર પુરૂષ છે પણ મુસાફર માણુસોનો નાશ જ્યારે તેનું નથી ચાલ્યું ત્યારેજ થાયછે.

**પ્રથુ**—એવો કેવો દુખદાયક ભેદ છે કે જેમાં કોઇનું ચાલી શકતુ નથી! કદાપી તેમ હોય તો પણ મુસાફર શા માટે માર્યા જાય! એ તો કેવળ અન્યાયજ કહેવાય!

**મોદી**—એ ભેદ છુપો છે જો કે તે છુપા ભેદની વાત મુસાફરે જાણી લીધી, અને મુસાફરને પ્રજા વર્ગ પૈકીનો કોઇ પણ જણાવે તો તેને મોટુ ભયંકર શાશન છે.

**પ્રભુ**—તેની કાંઈજ હરકત નથી. તમે મને તે છુપો ભેદ બતાવશો તો મારા આગળથી કોઈ પણ જગોએ વાત જવાની નથી, કેમકે તેમાં ઉલટો ચુગારો બચાવ છે.

**મોદી**—આ નગરનો અધિપતિ ચંદ્રસિંહ સર્વ પ્રકારે વખાણવા યોગ્ય છે તેને કરણસિંહ નામનો ફક્ત એકજ પુત્ર છે. આખા રાજ્યનો ભોગવટો કરનાર તે કરણસિંહ શિવાય બીજો કોઇ નથી, એક પુત્રી રત્નમાળા નામની કેવળ ઉર્વશિ જેવી સોળ વરસની ઉમરની મહા ચતુર છે, તેનું લગ્ન હજુ સુધી થયું નથી કારણ કે તે રત્નમાલાને લાયક હજુ કોઇ વર મળી શકતો નથી; ઘણી જગોએ રાજ્ય પુત્રની સ્થિતિ તથા તેની રહેણી કહેણી જોઇ પણ તે રાજપુત્રિના અંતઃકરણમાં કોઇ લાયક થતો નથી. એટલા માટે તે કુંવારી રહેલી છે આ તરફ કરણસિંહ પંદર બરસની ઉંમર સુધી શરીરે મજબુત રહ્યો તથા કસરતથી નિપુણ હોઇને દેખાવમાં કદાવર જણાવા લાગ્યો, પછીથી જેમ જેમ ઉમર વધતી ગઇ તેમ તેમ તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું. હાથ પગ દોરડીયો જેવા પાતળા થવા લાગ્યા અને પેટનો વિસ્તર મોટો થવા લાગ્યો, જ્યારથી તેમ થવા લાગ્યું ત્યારથી ખાટા ખારા તથા તીખા રસ વીગેરે પદાર્થ તથા રોટલો વીગેરે ખાવાની વસ્તુ ઉપર બીલકુલ રૂચી રહી નહી—ફક્ત દુધ ઉપર નિરવાહ ચલાવવા માંડ્યો. ત્યારે તેની વિસ વરસની ઉમર થઈ ત્યારે કોઇ વિલક્ષણ ચમત્કાર જણાવવા લાગ્યો, તે એવી રીતે કે રાજપુત્રના રક્ષણ માટે આજુ બાજુ નજીક સુઈ રહેનારા માણસમાંથી બે ત્રણ માણસો પ્રાતઃકાળમાં નિર્જીવ જોવામાં આવતાં હતાં,—એમ એમ દરરોજ રાજદરબારી નોકરોનું અનાચાસ મોહોત થતુ જોવામાં આવ્યું.

રાજપુત્ર વ્યાધીથી કેવળ અશકત થએલો તેથ વૈદ્ય-
ની આજ્ઞા પ્રમાણે તે રાજપુત્ર સાથે તેમની સ્ત્રીનો સંસર્ગ
કોઇ પણ પ્રકારે થવા દેતા નહોતા, તેથી તે રાજપુત્રની
પાસે તેના રક્ષણ માટે એક બે નોકરો સુઇ રહેતા હતા.
પણ તે સુઇ રહેનારા પ્રાતઃકાળમાં કેવળ નિર્જીવ મડદાં જ-
ણાવા લાગ્યાં.

દેશ પરદેશથી વિદ્વાન હકીમોને આ રાજ્યમાં તે પુત્ર-
ની સારવાર કરવાને માટે ઘણા દીવસ સુધી રાખ્યા હતા,
અને તેઓ પોતાના તન મન અને ધનથી ઉત્સાહ પુર્વક ઉ-
તમ દવાઓ કરતા હતા પણ તે દવા પેટમાં એક ક્ષણ મા-
ત્ર પણ ટકતી નહોતી. તેથી હકીમ વિગેરે ઘણા વૈદ્યો પ્રય-
ત્નમાં પાછા પડયા.

સાથેના માણસો શાથી મરે છે એ વાત જ્યારે રાજ્ય
પુત્રને બીલકુલ ખબર નથી ત્યારે તેના માટે ચંદ્રસિંહ રા-
જાને મોટો ભય પેઠો. તે સાથે પોતાના પુત્રને અસાધ્ય
વ્યાધી વળગેલી જોઇને ઘણો દીલગીર રહેતો હતો એકનો
એકજ પુત્ર હતો તે કેવળ તેની આંખની કીકી કરતાં પણ
અમુલ્ય હતો તેને સાજો કરવાને માટે ઘણાં ફાંફાં માર્યાં
પણ કંઇજ કાર્ય સર્યું નથી. તેની વ્યાધીનું નિદાન કોઇ
કરી શકયા નહોતા. તેમજ સાથે રેહેનાર નિદ્રાવશ થએલા
માણસો મરે છે તેનો ભેદ કોઇ પણ રીતે જાણવામાં આ-
વ્યો નહીં.

દરબારમાં એક પછી એક ઘણા માણસો કુવરની રક્ષા
કરનાર રાત્રીએ મરણ પામ્યા. તેથી વિચિક્ષણ પ્રધાને એવી
તતબીર કરી કે તે રાજપુત્રને ગામ બાહાર બગીચાય એક
બંગલાની અંદર રાખ્યો. અને એવો ઠરાવ કર્યો કે પ્રદેશ-
થી પ્રવાસ કરતો કોઇ માણસ નગરમાં પ્રવેશ કરે તેને પ-
કડીને રાજકુવરની પથારી પાસે સુઇ રહેવાને સોગવાઇ કર-

વી. એમ કરતાંમાં કોઇ પણ ઇલમ વાળો મળી જાય તો તે રાજપુત્રને સેહેજમાં સારો કરી શકશે. આ પ્રમાણે ઠરાવ પાંચ સાત વરસથી થયોછે. તે રાજપુત્ર બાગમાં રહે છે જે કોઇ પ્રદેશથી પ્રવાસ કરતો આ તરફ આવે છે તેને પકડી ને તે રાજપુત્રની પાસે રાખવામાં આવે છે પ્રાતઃકાળ થાય છે એટલે તે મુસાફર મરેલો જણાય છે. આ પ્રમાણે હકીકત છે, તેથીજ મ્હેં આપને કહ્યું હતું કે દરવાજામાં પેસતાં આપને કોઇએ રોકયા નહી એ મોટી ખુશિનિ વાત છે.

**ભગલો**—(વાત સાંભળીને શરીરે કંપારી વછુટતાં પરશેવાના ઝેબેઝેબ થઇ ગએલા ભય ગ્રસ્ત થએલો) મોદી! મોદી! એ તો માહા ભારે આપત! આફત! હવે અત્યારે યુકતીથી દરવાજા બાહાર હું નીકળી પડું તો કંઇ હરકત ખરી કે.

**મોદી**—હા-હરકત તો ખરી-અત્યારે જનાર માણસને પુછવામાં આવે છે. જો કે ખાસ આ રાજ્યની રહીયત હોય તેને કોઇ પ્રકારની ઇજા નથી. પણ આ નગરમાં પરદેશી મુસાફર પેશી ગયો હોય તો નામ લખતી વખતે તેને પકડીને કેદ કરે છે.

**ભગલો**—શિવ શિવ શિવ—એ મ્હારી બહુચરા! એ મારી કાળકા! એ ભંદ્રકાળી! એ ખોડીયાર! એ ચામુંડા! તું હવે અમારા સામુ જોજે. હવે તો તારોજ આશરો છે.

**મુથુ**—એ ભગલાભાઇ! તમે શા માટે આગળથી ડરો છો! તે વખતે જોઈ લેવાશે.

એમ વાત કરતાં કરતાં એક પ્રહર રાત્રી વીતી ગઇ એટલામાં ચાર પંડાણુ અને ચાર રજપુત સીપાઇ મળી આઠ હથીયાર સાથે પ્યાદાઓ એક ખુંધા ડોસાની સાથે મોદી-

ના બારણા આગળ હાજર થયાં, પેલા ખુંદા બુઢા ડોસાએ પોતાની ધોળી ડાઢી ઉપર હાથ મુકી ઉચુ જોઇને મોદીને હાંક પાડી–મેડા ઉપર પૃથુસિંહ સાથે વાત કરતો કરતો નિ-ચેથી અવાજ સાંભળી મેડીની બારી આગળ મોદી ઉભો રહ્યો અને પુછવા લાગ્યો કે કોણ છે!

**ધોળી દાઢીવાળો બુઢો**—તમારા મકાનમાં ભગલા નામ-નો હજામ છે તેને અમારે સ્વાધીન કરો તે આજરોજ આ નગરમાં મુસાફર તરીકે પેઠેલો છે.

**મોદી**—( એકદમ ચમકીને ) ઓય મારા બાપ! હમણાં વાત તો કરૂંછું એટલામાં જુવો જુવો આ દરબારના માણસો આવ્યા છે અને ભગલાને બોલાવે છે.

**ભગલો**—હેં, હેં, હેં, શું! શું! શું! મને, મને.

**મોદી**--હા હા, તમને તમને જુવો હેઠલ બધા ઉભા છે માંટે તમે ઝટ ઉઠો નહીતો તેમાં મારો ઘાંણુ નીકળી જશે,

**ભગલો**—(ટાંટીયા થર થરતો કાંપતો કાંપતો) અરેરેરેરે મને ટાઢ ચઢી ગોદડાં ઓઢાઢોરે મારાબાપ, ( એમ કહીને મેડા ઉપરજ લાંબો થઇને સુતો )

**મોદી**--(બારી તરફ જઇને) ઓ મિયાં સાહેબ! આ ભ-ગલાને ટાઢીયો તાવ ચઢી આવ્યો છે અને ગોદડાં ઓઢવા માગે છે.

**ધોળી દાઢીવાળો**--ઠીક છે તેને હેઠળ તો ઉતારો, પછી તેનું શરીર સારૂ હશે તો લઇ જઇશુ. અમે જોઇએ તો ખરા!

**મોદી**—(ભગલા પાસે આવીને) ઓ ભાઇસાહેબ, ઉઠ ઉઠ નહી તો મારો ખોડો નીકળી જશે, એમ કહીને મોદી તથા તેનો છોકરો તથા તેનો એક નોકર મળી ત્રણેજ ણાએ તેને ઉપાડી ઉભો કરીને હેઠળ ઓસરીમાં બે-

સાર્યો પછી મોદીએ દરબાંરી માણુસોને કહ્યું કે જુવો આ બગલો.

આં પ્રમાણેં બગલાનો તમાસો જોઇને પૃથુને ઘણી ધમત લાગી, તે સાથે પેટ પકડીને પૃથુ ખુબ હસ્યો અને ઉતાવળો ઉતાવળો હાથમાં તલવાર લઇને પૃથુ હેઠળ ઉતર્યો, અને હવે શું થાય છે તે જોવાને માટે ઉભો રહ્યો.

**ધોળીદાઢીવાળો ખુંઢો**—ભગલાભાઇ! ચાલો ઉઠો! મુસાફર માણુસને ગામમાં રેહેવાનો સરકારનો હુકમ નથી ગામ બહાર બંગલો છે. તેમાં ઇલાહીદા ઉતારો આપવામાં આવે છે માટે જલદી કરો ઉઠો.

**બગલો**—(થરથરતો તથા કાંપતો) ઓ ભાઇ સાહેબ! ગામ બહાર હું એકલો કેમ રહી શકું! માટે મેહેરબાની કરી મને અહીયાં રેહેવા દ્યો.

**ખુઢો**--અરે ભલાઆદમી,! તે બંગલાની આજુ બાજુ ચોકી પેહેરો રેહે છે એટલુંજ નહી પણ તેમાં રાજપુત્ર કરણુસિંહજી પણ રહેછે તેમને તમે મળશો તો તમારી વાતોથી તે ઘણા ખુશી રહેશે તમારી હુશીયારી જણાશે તો સૂર્ય ઉદય થએ તમને ઇનામ પણ આપશે.

**બગલો**—(આંખમાં આંસુ કાઢતો) અરેરે ગમે તેટલી વસ્તી હોય તોપણ ઓ ભાઇસાહેબ! મને દયાખાતર અહીયાંજ રહેવાદ્યો. હું ઘણો બીકણ છું—બીકથી ને બીકથી છાતી ફાટીને ત્યાંજ મરી જઇશ, (એમ કહીને તે પોકે પોક રોવા બેઠો અને અનેક પ્રકારના વિલાપ કરવા લાગ્યો. )

પૃથુએ જાંણ્યું કે આ બગલામાં કંઇજ નથી. તે વખને જેટલી ગપ્પો મારતો હતો તે તમામ નકાંમી પરડ હાંકતો હતો માટે આ માણુસના આત્માનું રક્ષણુ કરવું

એ મ્હારો ધર્મ છે માટે જોઉતો ખરો ક્રમ થાય છે એમ સબુર રાખી પોતે એક બાજુએ બુઢ્ઢા ડોસાની પાસે ઉભો રહ્યો.

**બુઢ્ઢાડોસો**—અરે સેતાની નાહક ઢોંગ શાના કરેછે, ! તું આજે સાંજની વખતે એક રજપુત ઠાકોરની પાસે બેસીને તું પોતાની બડાઇ મારતો હતો તે ભુલી ગયો કે વળિ તું એક કવિત બોલ્યો હતો તે કવિત મને પુરે પુરૂ યાદ નથી છેવટની લીટી યાદ રહી છે જેમાં તું એમ કહેતો હતો કે.

**"रंडीनकुं रिझवाय रहुं सुख रहू हमही भगला"**

તે વાત ખરી કે નહી. બોલ સાચું,

**ભગલો**—(રોતો રોતો) હા સાહેબ, હા અન્નદાતાર હા, ગરીબ નિવાજ એ તમામ વાત ખરી છે પણ પેટને અરથે બધુ બોલવું પડે છે,

**બુઢ્ઢો ડોસો**—અરે તું એમ પણ કહેતો હતો કે મારા ભ્રગુટી વચ્ચે બે પ્રકારની બિંદી છે તેમાં હનુમાન અને કાળ ભેરવ સાધેલા છે, તે ત્હારા દેવ કયાં ગયા !

**ભગલો**—ઓ ભાઇસાહેબ, એમાંનુતો કશુએ નથી. આ અનાથને શા માટે સતાવો છો, હવે મને મુકી દો હું તમારો મોટો ઉપકાર માંનીશ.

**પઠાંણ**—(ભગલાની કમરમાં લાત મારીને) હે ! લ્યાનત હે તેરે મુહ ઉપર સાલે બદમાસ ! ચટીયાં પટીયાં કરકે બાહાર નીકલને મેંઇ સમઝતાહે ! સાલે ગમાર !

**ભગલો**—(એટલામા પૃથુસિંહ ઠાકોરને તે જુવે છે એટલે ઓ ગરીબ નિવાજ ! તમે ક્ષત્રી રાજ મહા-વીર પુરૂષ છો, આપના આશ્રા નીચે હું આવ્યો છું છતાં હવે મારી આવી દશા ! હે વીર પુરૂષ ! આ અનાથની કરણી સામુ જોશો નહી ફક્ત ગરીબ ઉપર નીધા કરો. હુતો

હજામ છુ! ભટકતો ભટકતો પેટને અરથે નીકળ્યો છું માટે સર્વે વાતની હું ક્ષમા માગુ છું.

**પ્રથુ**—(દરબારી માંણસો પ્રત્યે) જુવો ભાઇ! આ માણસ સને બદલે હું આવું તો તમને કંઇ હરકત છે!

**બુઢ્ઢો**—(ચકિત થઇને) આહાહા! આપ આવો તો અમ ને કંઇ હરકત નથી. પણ આ માણસને બદલે તમે શા માટે આવો છો!

**પૃથુ**—સહેજ! મારી એવીજ ઇચ્છા છે;

**બુઢ્ઢો**—ભલે તમે આવો તો પણ ઠીક છે.

**પ્રથુ**—જરા થંભો હું મારો પોશાક વીગેરે પેહેરીને આવુ છું. (એમ કહીને પૃથુ મેડા ઉપર ગયો)

હેઠળ એકંદર કેવી હકીકત બની તથા ભગલા હજામ ને બદલે પૃથુ જવાને તૈયાર થાય છે એ તમામ વાત વા સંતીએ જાણી હતી—પ્રથુ જ્યારે મેડા ઉપર ગયો ત્યારે વાસંતીએ પ્રથુને તે ચમત્કારીક જગો ઉપર જવાને આના કાની કરવા માંડી આ વખતે ભગલો એકદમ જલદીથી ઉ પર આવી પુહોચ્યો તેમજ તે વખતે મોદી પણ હાજર હતો; પ્રથુ જવાને તૈયાર થાય છે તેના માટે મોદીના મન માં કાંઇક જુદાજ વિચાર હતા,—તેમજ ભગલાના મનમાં પણ જુદા વિચાર ચાલતા હતા, મોદીને ખાત્રી હતી કે આ રજપુત ઠાકોર પ્રાતઃકાળમાં જીવતો રહેવાનો નથી, તેથી તે મોદી મનમાં ગોઠવણી પોતાના સ્વાર્થની કરી ચુકયો હતો તે ગોઠવણી પાપ યુકત હતી, તેનો મોટો પુત્ર હતો તેને કન્યા મળી નહોતી તે મોદીને તેની નાતના તમામ માંણુ સોએ નાત બાહાર મુકયો હતો તેથી તેને કન્યા મળવી ઘણી મુસ્કેલી હતી. તેટલા માટે તે મોદીએ ધાર્યું હતું કે પ્રાતઃકાળમાં આ રજપુત ઠાકોર પાછો નહી આવે તો તેની ઠકરાંણી જુવાંન છે તેને ગમે તે પ્રકારે સમઝાવીને આપ

આ છોકરા સાથે કાંઠું ઘડી દઈશું એ વીચારમાં લીન થએલો મોદી પોતાનો સ્વાર્થ તાકવામાં તત્પર થયો હતો,—આ તરફ ભગલો હજામ પણ તેવોજ વિચાર કરી રહ્યો હતો; તેથી જેમ બને તેમ આ રજપુત ઠાકોર તે ચમત્કારીક જગોએ જાય તો ઘણું સારૂ એમ મોદી અને ભગલો એ રીતે બન્યો જણ પોતાના મનમાં ઇચ્છા રાખતા હતાં.

જ્યારે વાસંતીએ પ્રથુને જવાને માટે આનાકાની કરવા લાગી ત્યારે તે વાતની વચમાં મોદી બોલી ઉઠયો કે તેમાં કંઇજ હરકત નથી, જો હુંશીયારી રાખશે તો કાંઇજ હરકત નથી. બાઇ સાહેબ ! તમે કોઇ પ્રકારની ફીકર રાખશો નહી: આ તમારૂ ઘર છે. માટે જરાએ અંદેશો લાવશો નહી—આ પ્રકારે મોદી વચનો બોલીને ચુપ રહ્યા.

પ્રથુએ વાસંતીને કહ્યું કે જે કાંઇ ચમત્કારીક ભેદ હશે તે જરૂર જણાશે, રજપુત વીર પુરષે બાયલાની પેઠે ડરવું નજ જોઇએ. કેટલીક જગોએ સાહસ કાર્ય કરવાથી કામને સુધારો થાય છે, ક્ષણભંગુર દેહ છે માટે મોહતથી ભય પામીને નાસવું એ નીચુ, ધાલવા જેવુ છે, કહુવો. કે.

## ॥ छपयवृत ॥

नकछु छत्रिको धर्म, व्याधियुत शैया परनो
नकछु छत्रिको धर्म, आत्म हत्या कर मरनो
नकछु छत्रिको धर्म युद्ध तज दूंर बिचरनो
नकछु छत्रिको धर्म, शस्त्र घावन तें डरनो
वघु विम गाडकी निपति लिखि, नैंन होत जाके अरुन
हरसिद्ध युद्धमैं परत पुनि कहत धन्य छत्री मरन ॥१॥

# छप्पौ.

**अति विकट युद्धके समय शस्त्र धरि सन्मुख धावे,**
**झुंनत हठ तन रंच, तनक नहि पीठ दिखावें**
**गिरत उठत पुनि धसत खड्ग पुनि पुनि कर स्हावे**
**रोम रोम शूरत्व मरनको डर नहि ल्यावें**
**पुनि मरत परस्पर शस्त्र तें गिरत गिरत नहि कछुडरे**
**हरसिद्ध अप्सरा स्वर्गकी प्रेम युक्त तिनकुं वरें ॥२॥**

હે પવિત્ર વાસંતી! આ કવિત્તનો ભાવાર્થ એવો છે. કે—આ વખતે માંદા થઇને પથારીમાં પડી રેહેવું. એ ક્ષત્રીનો ધર્મ નથી. આત્મહત્યા કરીને મરવું, યુદ્ધ ભુમિનો ત્યાગ કરીને પોતાનો પ્રાણ બચાવવાને માટે નાશી જવું, શસ્ત્રના પ્રહારથી ડરવું. એ વીગેરે ક્ષત્રીનો ધર્મ નથી, સ્ત્રી ગાય અને બ્રાહ્મણ વીગેરેનું દુખ જોઇને તેમનું દુખ દુર કરવું એ ક્ષત્રીનો ધર્મ છે આખરે પરોપકાર કરવામાં યુદ્ધ કાર્યમાં દેહ પડે ત્યારે તે ક્ષત્રીનું મર્ણ ધન્યવાદને પ્રાપ્ત થાય છે.

અત્યંત વિકટ યુદ્ધ થતુ હોયે તે જગોએ હાથમાં શસ્ત્ર પકડીને સન્મુખ પગલાં ભરે પણ પાછું ભગલું જાય નહી, યુદ્ધ કરવામાં જરાપણ હઠે નહી, તેમજ પીઠ બતાવે નહી, જમીન ઉપર મુર્છા ખાઇને પડે અને ફરીથી ઉભો થઇને લઢે, ખડગને વારે ઘડીએ હાથમાં લઇ સન્મુખ ધસે જેના શરીરમાં દરેક રોમાવળી છે તે દરેક કાંમમાં શૂરત્વનો અંશ રહેલ છે તેવો શૂર ક્ષત્રી મરવાને ડરતો નથી, વારં વાર પડે અને ઉભો થાય,- એમ છતાં શુરત્વમાં મસ્ત થએલા શૂર મર્દ મર્ણ પાંમે છે તેને સ્વર્ગની અપ્સરાઓ વરે છે.

॥ छप्पै ॥

सिद्ध साधु मुनिवृंद बिपीन में रहत निरंतर,
करत यज्ञ षड कर्म, ध्यानमें निसदिनु तत्पर,
आत्म ज्ञान संवाद मौंनव्रत मुनिजन राखत,
भक्ति भाव भय रहित ॥ वृति स्थिर रखकर भाखत,
कहिकाल मनत परमेशको, नहि होवत कारज सफल
हरसिद्ध परत रनखेतमे, मिलत श्रेयकर मोच्छफल॥

સિદ્ધ, સાધુ, મુનિ સમુદાય વીગેરે અરણ્યમાં નિવાસ કરીને રહે છે તેઓ મોક્ષ ફળ મેળવવા, યજ્ઞ કરેછે ષડ કર્મ, ધ્યાંન વીગેરે કરવામાં તત્પર રહે છે, આત્મજ્ઞાંન પ્રાપ્ત કરવાને સંવાદ કરે છે મૌન વૃત ધારણ કરીને તે વિષયને જુવે છે. ભકતી ભાવ રાખે છે વ્રતિને સ્થિર રાખીને વાંણી ઉલ્લાસ કરે છે. અને ઘણા કાળ સુધી ઇશ્વરની સ્તુતિ કરે છે તો પણ તે શ્રેય ફળને પાંમતા નથી પણ જેઓ યુદ્ધ માં શૌર્યમાં લીન થઇને મરે છે તેમને તુરત મોક્ષ મળે છે

વાસંતી—( પૃથુ પ્રત્યે ) હે વીરપુરૂષ ! તમારો ક્ષત્રી ધર્મ કાયમ રહો. હવે તે તરફ જવાને હું તમને રોકતી નથી તમે કાર્ય સફળ કરીને પ્રાતઃકાળે વેહેલા પધારો એવી આશા રાખુછું—

પૃથુ પોતાના અંગ ઉપર કવચ તથા મુસ્તક ઉપર ટોપ વીગેરે ધારણ કરતાં કરતાં આ પ્રમાણે વાસંતી સાથે દીલાસાનાં વાકય બોલતો હતો, ઢાલ, તલવાર, ભાલો, કમાન તથા બાણનો બાથો વીગેરે સર્વે હથિયાર સાથે સજજ થઇ વાસંતીને પ્રેમ કટાક્ષથી મળીને તુરત મેડા ઉપરથી હેઠળ ઉતર્યો, ભગલો તથા મોદી પણ હેઠળ ઉતરી પડ્યા,—પૃથુ

હથીઆર સાથે તૈયાર થએલો ભવ્ય ચેહેરાવાળો શૂર મર્દને જોઇને આવેલા દરબારી માણસો પૃથુને જોઇને તેની તારીફ કરવા લાગ્યા, અને ત્યાંથી નગર બાહાર બાગ તરફનો રસ્તો પકડયો, બાગમાં પ્રવેશ કર્યો તે ગામના રાજ્ય પુત્ર કરણસિંહનો બંગલો આવ્યો એટલે સાથેના દરબારી માણસો આગળ જતાં અટકયા અને પૃથુ પ્રત્યે બોલવા લાગ્યા કે તમે આ સન્મુખ બંગલો દેખાય છે તેમાં જાઓ અમે અહિયાંજ ઉભા રહીશું કુમાર સાહેબ કર્ણસિંહની આજ્ઞા અહીયાં સુધીજ અટકવાની અમને છે-પૃથુ તે વાત સાંભળી બંગલા તરફ સિધ્ધો ચાલ્યો ગયો અને તે બંગલામાં પ્રવેશ કર્યો.

તે બંગલામાં અંદરની બાજુએ ઇંદ્રપુરી માફક શોભા કરી હતી, મોટા વિસ્તિર્ણ તકતાઓમાં જયપુરી ચિત્રો ગોઠવી દીધાં હતાં. બીલોર કાચના મોટા આયના ભીંતને લગતા ગોઠવ્યા હતા; મોટા મોટા જમરૂખમાં દીવાબતિ પ્રગટાવી હતી. મુખમલની મોટી ગાદીયો ચારે તરફ પાથરી હતી. તે ઉપર મોટા તકિયા હતા. તે ઉપર મલગલનુ કપડુ પાથર્યું હતું. બંગલાની આજુબાજુ બસે બસે કદમ દુર ચારે તરફ ઓરડીયો બનાવી હતી તેમાં દરબારી માણસોની ચોકી હતી, રાત્રીની વખત તે બંગલામાં ફકત કરણસિંહ (રાજયપુત્ર) એકલોજ રહેતો હતો, જ્યારે કોઇ પ્રવાસી મુસાફર આવી પોહોચે ત્યારે તેની સાથે વાતચિત રાત્રી વખતે કરવાને તેને આનંદ થતો હતો."

કોઇ ચમત્કારિક, વ્યાધીથી આ કરણસિંહ કેવળ કદરૂપો દેખાતો હતો, માથાનો ભાગ મોહોટો હતો, નેત્રમાં ખાડ પડી ગયેલાં હતા, હાથ પગ કેવળ પાતળા અને તે ઉપર રગો દેખાતી હતી, પેટ જળોદર કઠોદર જેવું મોહોટું થઇ ગયું હતું. તેથી તે કેવળ મડદા જેવી આકૃતિ વાળો દેખા-

તો હતો તથાપી તે વાતચિત કરવામાં ચાલાક હતો. માણસની પરિક્ષા કરવાને કદરદાન હતો. તે કેવળ ઉદાર અને દયાળુ હતો. સારા સારા સજ્જન પુરૂશોની તેને સોબત હતી, તેણે કેટલાંક સાહીત્યનાં પુસ્તકો વાંચ્યાં હતાં. તે આ વખતે મોહોટી ગાદી ઉપર તકીયાને પીઠ લગાવીને આડો બેસી રહ્યો હતો. એટલામાં પૃથુએ તે બંગલામાં પ્રવેશ કર્યો.

આવેલા મુસાફરને જોતાંજ કર્ણસિંહ બેઠો થયો તે મુસાફરને આવો પધારો એવા શબ્દોએ કરીને માન આપ્યું તેથી પ્રથુને ઘણું સારૂ લાગ્યું. પ્રથુ તેની નજીક બીજી ગાદી હતી તે ઉપર બેસી ગયો, કર્ણસિંહ રાજકુમારે પ્રથુ તરફ દ્રષ્ટી કરી ત્યારે તેને જણાયું કે આ નવલ મુસાફર કોઇ શુરવીર દેખાય છે, તેથી તથા દેખાવમાં કોઇ રાજ કુમાર હોય તેવો તેને જણાયો, તેથી તે પોતાના મનમાં ઘણી ગ્લાની કરવા લાગ્યો અને તેમની પ્રત્યે બોલ્યો કે, આપને કયા પ્રદેશમાં રેહેવાનું થાય છે!

**પ્રથુ**—તે પ્રદેશ અહિથી દુર છે, અમરકંટક પર્વતોના જથામાં માહારો પ્રદેશ છે મારૂ નામ પૃથુસિંહ છે હું અમરસિંહ રાજનો પુત્રછું.

**કરણસિંહ**—અફસોસ! આપના જેવા સદગુણી રત્ન! અરેરે માહારૂ મોહોત કેમ થતું નથી, અરે! હુ તો કંઇ જાણતો નથી કે વીપરીત પરીણામ શાથી થાયછે. શિવ શિવ શિવ.

**પ્રથુ**—કેમ અફસોસ થાઓછો!

**કરણસીંહ**—તમે રાજપુત્રછો માટે હું સાચેસાચુ કહુછું— અત્યાર સુધી કોઇ પણ મુસાફર સાથ આ પ્રમાણે પ્રેમ યુક્ત ઉદગાર નીકલ્યો નથી. માત્ર તમારા પ્રત્યે, શિવ, શિવ, હવે માહારૂ મૃત્યુ નજીક આવે તો સારૂ.

પ્રથુ—તમને પરમેશ્વર લાંબો આવરદા બક્ષે શા માટે આટલા બધા અફસોસ થાઓ છો બેલાશક કારણ હોય તે કહો.

કરણસિંહ—અરે મ્હારામાં એવું કયુ દૈવત છે કે મારી સાથે રક્ષણ માટે શયન કરનાર મૃત્યુ પામે છે! જો કે હું તો કેવળ નિદ્રાધિન હોઉછું. એટલે મને તો બીલકુલ ખબર રહેતી નથી.

પ્રથુ—હે રાજકુમાર! તમે નિર્ભય રહો,—જે વાતથી ઉચાટ થાય તેવી વાતનો ત્યાગ કરવો યોગ્ય છે, માત્ર "આનંદમાંજ રહેવું એ પરમ સુખ છે.

કરણસિંહ—તમે કહોછો તે વાત ખરી છે પણ આનંદનું સાધન કયાં છે! જુવો આ શારીરીક સુખ પણ નાશ પામ્યું છે. શરીરમાં અનેક પ્રકારની વ્યાધી એવી અસાધ્ય છે કે મોહોટા વિદ્વાન તબીબોથી પણ કંઇજ થઇ શકયું નહી,—શરીર જ્યારે સારૂ ન હોય ત્યારે મન વિગ્રહ યુક્ત રહે છે, તેમાં જ્યારે અણચાલે સંતોશ માનીએ છીએ ત્યારે જરાક આનંદ થાયછે પણ તે આનંદ કંઇજ કામનો નહી—કારણ કે, મારામાં જે કોઇ ગુપ્ત અને વિચિત્ર ગુણ રહેલો છે તેથી માણસ માત્ર મૃત્યુ પામે છે તેથી નિરંતર હું અફસોસ રહુછું. માટે હે વીર મહાબાહુ! તમે અહિથી પાછા જાઓ તો સારૂ. માહારે નીત્યનું એજ ચાલે છે. પણ તમારા જેવા સારા માણસને જોખમમાં નાંખવાનું મને મન થતુ નથી.

પ્રથુ—ભયથી હું ડરતો નથી, માટે તમે નિર્ભય રહો.

કરણસીંહ—જ્યારે મધ્ય રાત્રી થાયછે ત્યારે મને તુરત ઉંઘ આવી જાય છે હજુ નિદ્રા આવવાને ચાર ઘટિકાની વાર છે ત્યાં સુધી આપણે દશ અવતારી પત્તાં રમિશું?

પ્રથુ—ભલે-રમત ચલાવો, આપણને તેમાં ગમત થશે.

આ પ્રમાણે તેઓ દશ અવંતારી પત્તાંની રમત શરૂ કરી, એમ કરતાં કરતાં મધ્ય રાત્રીનો સમય થયો. એટલે કર્ણસિંહને નિદ્રાથી ડોલાં આવવા મંડયાં, એટલે રમત બંધ કરીને કર્ણસિંહે નિદ્રા લેવાને પૃથુ પાસેથી રજા લીધી. કર્ણસિંહ મોટી પથારીમાં તુરત સુઇ રહ્યો. તે કર્ણસિંહની પથારી નજીક પૃથુની પથારી કરી મુકેલી હતી. તેમાં પ્રથુ બેઠો આ વખતે કર્ણસિંહ કેવળ ગાઢ નિદ્રામાં બેભાન થયો હતો, પ્રથુને અનાયસ મેનાંનો ગાહો બનાવેલો યાદ આવ્યો તેમાં તેણે એ ઉદેશ લીધો કે જાગતો માણસ કોઇનો ગાંજ્યો જતો નથી,—માટે આ વખતે જાગ્રત રહેવાનું કામ છે. એમ નિર્ણય કરી પોતાની પથારીમાં એક ગોદડાનો વીંટો બનાવીને પથારી ઉપર લાંબો ગોઠવ્યો. તેના ઉપર એક ચાદર ઓરાઢી, તેથી તેનો દેખાવ એવો જણાયો કે આ પથારીમાં કોઇક સુઇ રહ્યો છે—આ પ્રમાણે કુદરતિ બનાવટી દેખાવ, કરીને પોતે ઢાલ અને તલવાર લઇને તે બંગલામાં એક ઓરડાનો ખુણો હતો જેમાં અંધારૂ હતું ત્યાં પોતે રચના જોવા સારૂ ઉભો રહ્યો.

સુમારે ત્રણ ઘટિકા થઇ હશે તે વખતે કર્ણસિંહનું મુખ પોહોળું થયું તેમાંથી એક રકત વર્ણનો સર્પ પોતાનું ડોકું કાહાડીને ચારે તરફ જોવા લાગ્યો, જ્યારે તેને આજુ બાજુ કોઇ પણ પ્રકારનો સંચાર કે પ્રાણી માત્ર જોવામાં આવ્યું નહી ત્યારે તે પોતાની ફણા પોહોળી કરીને અડધી ઘડી સુધી હવા લીધી પછી ધીરે ધીરે બાહાર નીકળીને નજીકની પથારી હતી તેમાં સુઇ રહેલું કોઇ પણ છે એમ જાણીને ત્રણ ચાર એમ ઉપરા ઉપરી ડંસ કર્યા, એમ કરીને તુરત તે કર્ણસિંહના મુખમાં પ્રવેશ કરીને ફરીથી પાછો બે ઘડી સુધી હવા લઇને પછી તે પેટમાં પેશી ગયો. આટલો બધો બનાવ બન્યો તે તમામ પ્રથુસિંહ નજરે જોતો

હતા, રાત્ર કેવળ થોડીજ રહી હતી. કુકડાઓ સ્હોર કરી રહ્યા હતા; પ્રથુસિંહે ખરેખરો ભેદ જાણી લીધો છુપા ખુણામાંથી પોતે અજવાળામાં આવી પોહોચ્યો કરણસિંહની જોડે પોતાની પથારી હતી તે ઉપર તમામ પથારી સાફ કરીને પલાંઠી વાળીને જાગ્રત બેશી રહ્યો. એમ કરતાં કરતાં પ્રાતઃકાળ થયો; એટલે કર્ણસિંહ પણ જાગી ઉઠયો. પોતાની જોડની પથારી ભણી તેણે જ્યારે જોયું ત્યારે નવિન મુસાફર જીવતો દેખાય છે તે જોઇને તેને આનંદનો પાર રહ્યો નહી તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. ઘણા આનંદની સાથે કરણસિંહ બોલવા લાગ્યો કે હે મિત્ર ! આજરોજ હું મોટો ભાગ્યશાળીછું, કે આપને હું આરોગ્ય જોઉછું, આ તમામ ખુશાલીની ખબર માહારા પીતાજીને આપવીજ પડશે, એમ પરસ્પર વાત કરે છે એટલામાં તેમના નોકરો હાજર થયા નોકર વર્ગ પણ આ તમાસો જોઇને ખુશી થયા—તેમાંથી એક દાસ જલદીથી દરબારમાં જઇ પોહોચ્યો. અને હકીકત ગુજારી કે નવિન મુસાફર જીવતો દેખાય છે એ વાત સાંભળીને પ્રધાન મંડલી સહવર્તમાન તથા રાજ પુત્રી દાસીઓ વીગેરે તમામ તૈયાર થઇને તે બંગલામાં આવી પોહોચ્યા.

કર્ણસિંહે પોતાના પિતા પ્રત્યે કહ્યું કે હે પિતાજી ! ગઇ રાત્રીએ મારા નસિબે જે મુસાફર આ જગોએ આવેલ છે તે આ બેઠેલા છે તેજ છે તે અમરકંટક પ્રદેશમાં અમરસિંહજી પરમારના પુત્ર છે તે પરાક્રમિ રાજપુત્ર છે.

ચંદ્રસિંહ રાજા ઘણો ખુશિ થયો. તે નવિન મુસાફર રાજપુત્ર આપણે ત્યાં કયાંથી આવવા તેના માટે તેમને ઉતારા સારૂ ધામધુમથી સોઇ કરી;— પછી ચંદ્રસિંહે પ્રથુની સાથે વાતચીત કરતાં જણાયુ કે તેમની સાથે એક રાંણી છે તેમને બોલાવવાને સારૂ સુખપાલ મ્યાંનો તૈયાર કરાવીને

મોકલ્યો તે સાથે પાંચ સાત દાસીયો તથા તે પૃથુનિં રાંણી ને આદર ભાવથી બોલાવવાને માટે ચંદ્રસિંહની મહા વિચિક્ષણ પુત્રી હતી તે મ્યાંનામાં બેસીને તે તરફ તેમને લેવાને સારૂ ગઈ, તેમનાં બન્યે ઘોડાં તથા સામાન વિગરે સંભાળીને લાવવાને સારૂ કેટલાક દરબારી માંણસો મોકલ્યા.

ત્યાર પછી ચંદ્રસિંહે ગઇ રાત્રીની બીના આ જગોએ કેવી રીતે થઇ હતી. એ વીગેરે વાત પેરે પેરે કાઢવા માંડી તેના પ્રત્યુત્તરમાં પૃથુએ એવો જવાબ આપ્યો કે જે ચમત્કાર છેં અથવા જે પ્રકારનો ભય છે તે ભય કોઇના જાણવામાં આવે તેવો નથી. હવે તમે સબુર રાખો, સર્વ પ્રકારનું ચેટક હું દુર કરીશ, કર્ણસિંહનું શરીર સુવર્ણ જેવું કરી નાંખીશ. અને જે ભય છે તે યુકતીથી હું દુર કરી નાંખીશ—

પૃથુસિંહનું વચન સાંભળીને ચંદ્રસિંહના આનંદનોપાર રહ્યો નહી, આજનો જલસો જાંણે દીવાળીનો દીવસ હોય તેવો કરવામાં આવ્યો, બપોરી વખતે ભોજન માટે ચંદ્રસિંહની સાને તથા રાંણી વાસમાં વાસંતી વીગરે રાજપુત્રી સાથે ભેગાં બેસીને જમવાનો ઠરાવ કર્યો. રાણીવાસમાં પાસંગાની સરભરા ઉતમ પ્રકારની કરવામાં આવી હતી. તેમજ પુરૂષ વર્ગમાં પ્રથુને આધે લઇને રાજા ચંદ્રસીંહ પોતાના આપ્ત મંડલ તથા ભાઇયાત વર્ગ સાથે જમવાને બેઠો હતો; જેમાં સર્વે પ્રકારની ગોઠવણ કરવામાં આવી હતી, યદ્યપિ રાજદ્વારમાં કર્ણસિંહને બોલાવ્યો નહોતો, તેને સદોદિત દરવાજા બાહાર બાગમાંજ રાખવામાં આવતો હતો. તેને ખાંનપાંન માટે બીજી કોઇ રીતની સગવડ કરવી પડતો નહોતા કેમકે તે ફકત દુધ પીતો હતો, તેને અન્ન ઉપર બીલકુલ રૂચી રહેતી નહોતી, તેમજ તેનાથી જેજે પરીણામ

નિપજેલાં હતાં તેનો મોહોટો ભય હતો; તેથી તેની સર ભરા માટે બાગમાં માંણુસો રાખવામાં આવ્યાં હતાં, ચંદ્ર સિંહ પોતાના પુત્ર પાસે દીવસમાં બે વખત મળવા સારૂ જતો હતો પરંતું નિત્યના નિયમ પ્રમાણે ચંદ્રસિંહ પોતાના પુત્ર તરફ આજરોજ જઈ શકયો નહી. કેમકે પ્રથુસિંહની સરભરા માટે પોતેજ રોકયો હતો, એકંદર જમી રહ્યા પછી ખાં નગી બેઠક તરફ પોતે અને પ્રથુસિંહ બન્યો એકાંતમાં ગ યા, તે ખાનગી બેઠકની રચના એવી હતી કે રાંણીવાસમાં રાણી વીગેરે ચકના પડદામાંથી પુરેપુરી રીતે પ્રથુસિંહને જોઇ શકે ખાનગી બેઠકમાં પ્રથુને લેઇને હજુર સાહેબ આવવાના છે એવી ખબર રાંણી મંડલમાં પોહોચી હતી તેથી રાજ પુત્રી રત્નમાલા, અને ચંદ્રસીંહની ત્રણ રાણીયો તથા વાસંતી અને ચતુર દાસી મંડલ સહવર્તમાન આડો ચક નાંખી ઉ પરના ભાગમાં બેઠેલાં હતાં, તેથી તેઓ સરવે ધારી ધારી ને પૃથુને જોતાં હતાં, આ તરફ ખાનગી બેઠકમાં ચંદ્રસિંહ પ્રથુસિંહ પ્રત્યે વાત કરવાની શરૂવાત કરી.

હે સુબાહુ ? તમે કયા પ્રદેશમાં રહો છો ? આંપનાં મા ત પિતા કોણ છે ?

પ્રથુ—અમર કંટક પર્વતમાં વીલાસ નગરના અધિપતિ અ મરસિંહ ભૂપતિનો હું પ્રથુસિંહ નામનો પુત્ર છું, દેશા ટણ માટે નીકળી પડયો છુ પરમાર ક્ષત્રીછું.

ચંદ્ર—વાહ વાહ તે ઉતમ કુળનું સ્થાંન છે, તે સ્થાંનમાં તમારા વડીલો ઘણા પરાક્રમી થઇ ગયા છે, તમારા પી તાજીની સાથે મારે મિત્રાચારીનો હક છે, તમારા પીતાની અને માહારી ઉમ્મર સરખી છે. જ્યારે નર્મદા નદીના મુલ તરફ હું સ્નાન કરવા સારૂ આવ્યો હતો તે વખતે

તમારો જન્મ પણ નહોતો, ધન્યં ભાગ્ય, કે તમારૂ મારે ત્યાં આવવું થયું મને ઘણોજ આનંદ થયો છે.

**પ્રથુ**—અલબત આપ મુરબી છો, આપ અમારા વડીલ છો. કર્ણસિંહની અને મારી ઉમર સરખી છે, આપે મને કર્ણસિંહ જેવોજ જાંણવો જોઇએ. આપની જે કંઇ આગ્ના થાય તે કાર્ય કરવાને મારો ધર્મજ છે.

**ચંદ્ર**—( પ્રથુનું વચન સાંભળીને નેત્રમાંથી આંસુની ધારા ચાલવા લાગી. અને ગદગદ કંઠથી પ્રથુ પ્રત્યે કહેવા લાગ્યો કે ) ભાઇ! પુત્રનું દુખ જોઇને મારૂ શરીર સુકાઇ ગયું છે. મને તે એકનો એકજ પુત્ર છે શિવ શિવ, શી ગતી થશે! તેનાં કેવળ અસતગાળીજ દેખાય છે શું તે ખરા કરશે!—ઇલમ વાળાઓ ઇલમ કરી ચુકયા, જ્યોતિષ જોનારાઓ અનુષ્ઠાન કરી ચુકયા, વૈદ્યોએ ચિકિત્સા કરી કરીને આશા મુકી. પણ કોઇ પ્રકારનું નિદાન જણાતું નથી શું હું પુત્ર વગરનો વૃદ્ધાવસ્થામાં દુઃખી કહેવાઇશ! હે શિવ તું કરે તે ખરૂ.

**પ્રથુ**—(હાથમાં રૂમાલ લઇ ચંદ્રસિંહના નેત્રમાંથી નિકળતાં આંસુ સાફ કરીને ) સબુર રાખો. આજને આજજ તે સર્વ વ્યાધી દુર કરૂ છું, તામ્રપત્રમાં લખી આપુ છું કે તમે ફરીથી એવી વ્યાધી જોઇ શકો નહી.

**ચંદ્ર**—(સંતુષ્ટ થઇને) હે પ્રથુસિંહ! તમે પરાક્રમિ છો ત મારી દ્રઢતા તમારૂ ડહાપણ, તમારૂ શૌર્ય બળ જોઇને હું ઘણોજ ખુશિ થાઉં છું હવે જે પ્રમાણે તમે કહો તેમ કરૂં.

**પ્રથુ**—જુવો, એક કામ કરો.

સુગંધી પુષ્પ મણ ૧ દુધ મણ ૧ કેશર પાશેર, ઇલાયચી નવટાંક, વાડકા માટીના ત્રીસ, ગુલાબ, કેવડો વીગેરેનું અત્તર સાકર એટલી વસ્તુ તૈયાર રખાવો

દુધને સાધારણ ઉકાળીને તેમાં કેશર. જાયફળ શાકર ઈલાયચી નાંખીને ખુશ કર્યા દેવું.

આ તમામ સામગ્રી સાંજના આઠ વાગે તૈયાર થવી જોઈએ.

ચંદ્ર—બહુ સારૂ હું તે કામ કરાવવાને અત્યારેજ તજવીજ કરૂંછું,

પ્રથુ—તે તમામ બાગમાં તૈયાર થવું જોઈએ-આજે હું ગયા રોજની માફક બાગમાં તે કરણસીંહની સાથે શયન કરવા જવાનોછું માટે આપ પણ તે બાગમાં અત્યારથી મારી સાથે ચાલો.

આ પ્રમાણે પ્રથુનું વચન સાંભળી ચંદ્રસિંહ ઉત્શાહ સાથે પૃથુસીંગની જોડે બાગ તરફ જવાને તૈયારી કરી, ખાનગી બેઠકમાંથી બન્યો સાથે નીકલ્યા, દીવાનખાનામાં તુરત દાખલ થયા, મંત્રી તથા આમાત્ય વર્ગ વિગેરે રાજાનું આવવું જોઈ તમામ ઉભા થયા તે વખતે ચંદ્રસિંહે મંત્રીને પણ સાથે આવવા સુચવ્યું. તે શિવાય બીજા શેવકો વીગેરે તૈયાર થઈ બાગ તરફ જઈ પોહોચ્યા.

પ્રથુસિંહે જે જે પ્રકારનો સામાન તૈયાર કરવાને કહ્યું હતું તે તમામ તૈયાર કરાવવાનું કામ છેક શાયંકાળ સુધી ચાલ્યાં કર્યું. સૂર્ય અસ્ત થયો, ત્યાર બાદ પ્રથુસિંહે ચંદ્રસીંહને એ જગોએ ટકવાની નાપાડી. તેથી તમામ વર્ગ ત્યાંથી હજુર સાથે, દરબાર તરફ નગરમાં પ્રવેશ કરવા લાગ્યા, આ તરફ પ્રથુસિંહે પોતાની પાસે દરબારી માણસો બે ત્રણ કામ પુરતા રાખ્યા.

રાત્રીના આઠેક વાગ્યાનો સુમાર થયો એટલે બંગલામાં કરણસીંહની પથારી ફેરવીને મધ્ય બાજુએ ગોઠવી તે પથારીની આજુબાજુ પુષ્પના ઢગલા તથા તે દરેક ઢગલાની મધ્ય બાજુએ દુધનો કટોરો ભરીને ગોઠવવા માંડયો.

-સુવાસિક અત્તર ઉત્તમ પથારી ઉપર તથા આજુબાજુ છાંટવામાં આવ્યું. આ પ્રમાણે તજવીજ કરતાં મધ્ય રાત્રી નજીક આવવા લાગી તે વખતે પ્રથુએ દરબારી નોકરોને પોત પોતાને ઘેર જવાને રજા આપી, બંગલામાં ફકત પ્રથુ અને કરણસીંહ શિવાય બીજુ કોઇ પણ હતુ નહી,-ચારે બાજુ સુગંધનો ભભકાર કરણસીંહને આનંદ પ્રાપ્ત કરે તેવો લાગ્યો. તેથી પ્રથું પ્રત્યે કહેવા લાગ્યો કે, "ઓ મેહેરબાન સાહેબ! આજે તો મને નિદ્રા આવવાને શરૂ થઇ માટે તમારી આજ્ઞા હોય તો હુ પથારીમાં સુઇ રહું"-પ્રથુસીંહે તેને નિંદ્રાધિન થવાને પરવાનગી આપી, કરણસીંહ જેવો સુતો કે તુરત નિંદ્રાવશ થઇ ગયો.

આ વખતે પ્રથુ હાથમાં ખડગ પકડીને એક ખુણામાં અંધારી જગોએ ઉભો રહ્યો. બરાબર ચાર ઘટિકા થઇ હશે એટલે પુર્વવત તે કરણસીંહનું મુખદ્વાર ખુલ્લુ થયું કે તુરતજ સર્પ એક વેહેત પુરતો બાહાર નીકળ્યો. અને ચારે બાજુ બારીક નજરથી જોવા લાગ્યો, દરરોજ જે કંઇ જોતો હતો તે કરતાં આજે જે કંઇ તેણે જોયું તેથી તેને ઘણોજ આનંદ લાગ્યો. ચારે તરફની સુગંધી છુટી રહેલી હતી. ઠેર ઠેર પુષ્પના ઢગલા તેની નજરે જોવામાં આવ્યા, પણ જે તેને દેહેશત હતી તે દુર કરવાને માટે પૂર્વવત પ્રમાણે બાહાર નીકળીને નજીકની પથારી આગળ જઇને તેણે ત્રણ ચાર ફણાઓનો પ્રહાર તથા તિક્ષણ ડંશ કર્યો જ્યારે તે પથારીમાંથી કંઇ પણ હાલ્યા ચાલ્યા વગરની સ્થિતિ જણાઇ ત્યારે તે સર્પ નિર્ભય થયો, તે પ્રમાણે તેટલો ભય દુર કરીને પ્રથમ તુરતજ મુખમાં પ્રવેશ કરતો હતો તેમ આ વખતે તેમ કરવાને તેનું મન થયું નહી. જેવો તે તે પથારી આગળથી જરાક આગળ આવે છે તેવોજ તેને એક

દુધનો ભરેલો કટોરો માલુમ પડયો તે જોતાંજ આનંદની સાથે તે દુધ પીવા લાગ્યો. પ્રથમ કટોરો ગોઠવ્યો હતો તેમાં દુધનો ઘણોજ થોડો ભાગ હતો એમ કરવાનું કારણ એ હતું કે તેટલા દુધથી તે સર્પ તૃપ્ત ન થયો હોય તો તેથી એક હાથ છેટે બીજા કટોરામાં ભરેલા દુધ તરફ તેનું વ-લણ થાય, વાસ્તવ તે સર્પ તે કટોરા તરફથી આગળ ચા-લ્યો એટલે બીજો કટોરો નજરે પડયો, એટલે તેમાંથી દુધ પીવા લાગ્યો. દુધનો સ્વાદ અપ્રતિમ લાગ્યો, તેથી તે તૃપ્ત થયો છતાં દુધપાન કરવાની ઇચ્છા વાળો સર્પ ત્યાંથી પણ આગળ જવાની ગતી કરી જતાં જતાં ત્રણ હાથે છેટે એક કટોરો જોયો તેમાં ઉત્તમ પ્રકારનું દુધ તેણે પીધું.

સર્પ પરીપુર્ણ તૃપ્ત થયો હાલવા ચાલવાની વિશેષ શ-કતી રહી નહી, તેથી તે નજીકના પુષ્પ પુંજમાં આનંદથી આળોટવા લાગ્યો, કર્ણસિંહની પથારીથી આ સર્પ પાંચ ક દમ છેટે દુર ગયો હતો. તેથી પ્રથુને જેવો જોઇએ તેવો તક મળ્યો હતો પ્રથુ સત્વરથી દોટ મુકીને તે પુષ્પ પુંજ ઉપર સુગંધીની મઝા લેવા થોભી રહેલો તૃપ્ત થએલો સર્પ ઠરી રહ્યો હતો ત્યાં જઇ પહોચ્યો. અને તુરત તેના ઉપર તલવારના ત્રણ ચાર પ્રહાર કર્યા તેથી તેના ટુકડે ટુકડા થ ઇ ગયા,—તુરત એક રૂમાલમાં તે સર્પના કકડાને બાંધી લીધા તેની પોટકી બાંધીને એક ખીટીએ અધ્ધર લટકાવી મુકી, આટલુ કામ કરી લેવામાં પાછલી રાત્રી વીતી જવા આવી હતી. માત્ર ચાર ઘટિકા રાત્રી રહી હશે તે વખતે પ્રથુએ કર્ણસિંહને જાગ્રત કર્યો—તે તુરત જાગી ઉઠયો, તે વખતે તેનુ શરીર હલકુ જણાયુ પેટનો ભાગ ગોળી જેવો વધી પડયો હતો તે તમામ બેસી ગએલો જણાયો.

કર્ણસિંહ તુરત ઉભો થયો, જાણે ભુખ લાગી હોય તે મ ખાટો ખારો તથા તિકત પદાર્થ ખાવા ઉપર વૃતિ જવા

લાગી; નિંદ્રાનું બલ નાશ થયું. શરીરમાં ચંચળતા તથા સ્ફુ
રતી જણાઇ આવી, તે પૃથુને કહેવા લાગ્યો કે અહો મિ-
ત્રો આજની મારી તબિયત કાંઇ વિલક્ષણ રીતે આનંદની
સાથે તંદુરસ્ત જણાય છે પૃથુ બોલ્યો—હે પ્રિય હવે તમે
નિરંતરને માટે તંદુરસ્ત રહો તમારામાંથી જે ચમત્કાર હ
તો તે શ્રી દુર્ગા દેવીએ કાઢી નાંખ્યો છે, એમ કહીને પે
હેરાવાળાઓ તરફ પ્રથુસિંહે હાક મારી કે તુરત પેરેગીર
હાજર થયા. તેમને ફરમાવ્યું કે અત્યારે શરીરનું મંજન
કરાવીને કર્ણસિંહને સ્નાન કરાવાનું છે. માટે તેની ગોઠવણી
થવી જોઇએ હુકમ થતાની સાથે તમામ દાસ વીગરે હા
જર થયા કર્ણસિંહને કેસર કપુર અને કસ્તુરિ મિશ્રીત હલ
દી અને ચણાના લોટથી ઘસીને સ્નાન કરાવ્યું ઉત્તમ પ્રકા
રનો પોશાક ધારણ કરાવ્યો આટલું કામ અટપતાં પ્રાત:
કાળ થયો એટલે પુત્રના સુખની ઇચ્છા રાખવા. વાળો રા
ત્રીએ ચિંત્તાથી બેસી રહેલો એવો ચંદ્રસિંહ પોતાના આ
માત્ય વર્ગ સાથે બાગમાં પ્રવેશ કરતો જણાયો પીતાજીનું
આવવું જોતાંજ કર્ણસિંહ પોતાની બેઠક ઉપર એકદમ ઉ
ભો થઇ બન્યો પગમાં નીચુ માથુ નમાવ્યું,–પોતાના શરીર
ની સુખાકારી બાબત તમાંમ હકીકત જણાવી દીધી. પેટ
નો ભાગ બેસી ગયેલો બતાવી દીધો. હીંડવા ચાલવામાં
સ્ફુરતીની વાત કહી જણાવી તથા કરી બતાવી તે જોઇને
ચંદ્રસિંહનાં ગયેલા નેત્ર પાછાં મલ્યા જેટલો હર્ષ થયો, પુ
ત્રને છાતી સરસો ચાંપ્યો અને તે સાથે પ્રથુસિંહનો મોટો
ઉપકાર માન્યો.

પ્રથુએ ચંદ્રસીંહને કહ્યું કે આજે કર્ણસિંહને દરબારગઢ
માં લઇ જાઓ હવે કોઇ પ્રકારનો ભય રહ્યો નથી જે ભ
હતો તે હું તમને એકાંતમાં બતાવીશ, બીજા કોઇને તે ભેદ
જણાવવાની જરૂર નથી,–ચંદ્રસિંહ પ્રેમ મુદ્રા બતાવીને પ્રથુ

પ્રત્યે બોલ્યો કે ધન્ય પ્રભુ! તમે જે કંઇ કાર્ય કરયું છે તે બીજો કોઇ કરવાને શકતીવાંનું નથી એ હું ખાત્રીથી કહું છું; હું તમારી પાસે સન્મુખ ઓરડામા આવું છું અને જે કંઇ છુપો ભેદ મને બતાવવાને કહો છો તે હું જોવા માગુ છુ એમ કહીને પ્રથુ સાથે ચંદ્રસીંહ ઓરડાના ભાગમાં ગયા, ત્યાં ખોટીએ જે રૂમાલ ભરાવ્યો હતો તેની ગાંઠ છોડીને સર્પના કકડા બતાવ્યા; તે સાથે તમામ હકીકત આદ્યથી ઈતિ સુધીની ચંદ્રસિંહને કહી દીધી.

તમાંમ વાત સાંભળીનેજ ચંદ્રસીંહનેજ ખાત્રી થઇ, અને તેનોજ પરીણાંમ માણસ મરકીનો હતો તે તેણે નકી કરયુ ત્યાર પછી કર્ણસિંહને લઇને મોટી ધામધુમથી નગરમાં પ્રવેશ કર્યો તે સાથે મોહોટી ખુશાલીનો દરબાર ભરાયો જેમાં નગરના તમામ શેઠ શાહુકાર વિગરે તથા આમાત્ય પ્રધાન વીગરે તમાંમ હાજર હતાં તેમાં જેને ઘટે તેવી બેઠક ઉપર તમામ બેઠા હતા જેમાં કર્ણસિંહને ઉત્તમ પોશાક પેહેરાવીને તેમા બેસારવામાં આવ્યો હતો તે કર્ણસિંહની જોડે પ્રથુસિંહની બેઠક હતી, વિદ્વાન, પંડીત, શાસ્ત્રી, જોસી, પુરાંણી તત્વવેત્તા, તથા કવી લોકો પણ તે વખતે આવેલા હતા સંગીત કર્યું કરવામાં નૃત્ય કુશળ નાયકાઓનું નૃત્ય થઇ રહ્યું હતું. પંડોત વીગેરે વાક્ચાતુતાની મઝા કરવા લાગ્યા હતા; આ પ્રમાણે તમામ હકીકત થઇ રહ્યા પછી ચંદ્રસિંહ રાજા પોતે આસન ઉપર ઉભો રહી બન્યો હાથે સરવે માણસોને શાન્તવૃતિથી બેસવાને ભલામણ કરી તે વખતે તમામ લોકોની વૃતિ ચંદ્રસિંહ તરફ ખેંચાઇ હતી.–જ્યારે તેઓ સરવેની એકાગ્ર વૃતિ થઇ એટલામાં પુષ્પનો દડો ચંદ્રસિંહના કનકાસન ઉપર જનાનખાંનામાંથી એકા એક આવી પહોચ્યો—તે દડો રાજાએ ઉઠાવી લઇને જોયું તો તે માંથી એક પત્ર નિકળ્યો તે પત્ર હાથમાં લેઇને અવલોકન

કરવા લાગ્યો ત્યારે તેમાંથી એમ જણાયુ કે, તે પત્ર કર્ણ-
સિંહની માતુશ્રી અર્થાત રાજ્યની પટરાંણીએ લખીને દાસી
પાસે નંખાવેલો હતો, તેમાં મતલબ એ હતી કે. આપણી
પુત્રી રત્નમાલા જોકે અત્યાર સુધી યોગ્ય વરને માટે રાહ
જોતો હતી; અથવા તેને લાયક રાજપુત્રો વરવાને બતાવ્યા.
તે પણ તેણે કબુલ કર્યા નહોતા, જેને માટે આપનું મન
તેના ભવિષ્ય સારૂ ઉદાશ રહેતું હતું તે રત્નમાલા આ સ
ભામાં શુરવીર પ્રભુને જોઇને તેની સાથે વરવાને ગયા રો
જથીજ ઇચ્છા બતાવી છે તે હાલ કવિ પંડિત પુરાંણી. જો
શી વીગેરે શાસ્ત્રી મંડલ તથા નગર શેઠ વીગરે ઉત્તમ ખુ
સાલીમાં સામેલ થયા છે તો તે પ્રસંગે આપ છેવટે જે
કંઇ યોગ્ય બોલવાને જે ઘટે તે બોલીને જ્યારે ફરીથી બો
લવું બંધ કરશો તે વખતે રત્નમાલા અત્યારે સર્વ પ્રકાર
ના સ્રૃંગાર ધારણ કરી આ તરફ બેઠેલી છે તે પુષ્પ હાર
લઇને પ્રભુની કોટમાં પેહેરાવી દેશે તથાસ્તુ—આ પ્રમાણે
પત્રનો મચકુર વાંચી રાજા પ્રસન્ન થયો—પછી તે પત્ર
પોતાના ખુંજામાં મુકીને સભા તરફ દ્રષ્ટી કરી બોલવા
લાગ્યો—

આજની ખુશાલીનો પાર રહ્યો નથી, મારાં ગયેલાં નેત્ર
પાછાં મલ્યાં છે. મારી નિર્માલ્ય થએલી આશા શબળ થઇ
છે, જેને માટે મ્હેં ઘણું પ્રયત્ન કર્યું હતું, તે ફળીભુત થયું
નહોતું. જે ભયંકર વિપત્તી વેઠવી પડતી હતી, જેને માટે
મોટો ભય હતો તે ભયનો વિચિત્ર આરોપ નિર્દોશ કર્ણ-
સીંહ ઉપર મુકાયો હતો અને તેથી કરીને કેટલાક માણુસો-
ના અમુલ્ય પ્રાણનો નાશ થયો, તેના પરીણામમાં બુદ્ધિવાન
મંત્રીએ જે ઉદ્દેશ જણાવ્યો હતો તે ઉદેશ પ્રમાણે વર્તવા-
માં તેનું ઉત્તમ ફળ થોડીજ મુદતમાં શ્રેય કારક નીવડયું.
હવે કર્ણસીંહ કેવળ આરોગ્ય રૂપી અમુલ્ય વસ્તુને પ્રાસ

થયો તે તમામ પ્રતાપ આ પરમાર વંશમાં પરાક્રમી વીર પુરૂષ રાજપુત શ્રી પૃથુસીંહજી છે. તેમની કૃપાથીજ સર્વે કામ સુધર્યા છે માટે તેમનો હું મોટો ઉપકાર માનુછું. તેની સાથે મ્હારી રત્નમાલા નામની પવિત્ર પુત્રીનું લગ્ન આ યશસ્વિ પૃથુસીંહની સાથે કરવાનું મ્હે નિર્ણય કર્યું છે. તે નિર્ણય કરવાનો આધાર ખાસ મારી પુત્રી રત્નમાલા છે તેનો વિચાર સ્વયંવરનોજ છે અને તે કારણથી તે અત્યાર સુધી કોઇ પણ જગોએ મ્હે નિર્ણય કરેલા સ્થાને તેણીયે સ્વીકાર્યું નહોતું તે આજે પોતે પોતાની ઇચ્છાથી પૃથુસિંહ સાથે વરવાની આકાંક્ષા જણાવી છે. માટે તે પ્રમાણે તેમનો ઇરાદો ફળીભુત થાઓ. અને યુવક શ્રી કર્ણુસિંહની તંદુરસ્તી ઇશ્વરે પૃથુસિંહ મારફતે બક્ષી તેના માટે જગત કરતા ઇશ્વરનો મોટો ઉપકાર માનો અને સઘળી પ્રજા પોતાના અંતઃકરણમાં આનંદનો દીવશ ધારો—એટલું કહીને ચંદ્રસીંહ પોતે આશન ઉપર થોડીકવાર સ્થીર ઉભો રહ્યો તેટલામાં રત્નમાલાએ પોતાના હાથમાં પુષ્પનો હાર લઇને સભામાં પ્રવેશ કર્યો અને તુરત પ્રથુસીંહના કંઠમાં પેહેરાવી દીધો. તે વખતે અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, રાણીમંડળના ખાનગી કારભારી તરફથી પ્રથમથી થએલા સંકેત પ્રમાણે જે સામગ્રી તૈયાર કરી મુકી હતી. તે ઉપયોગમાં લેવા માંડી તેમના ખાનગી કારભારી વર્ગ તરફથી ચાંદીની થાળમાં શર્કરા ( સાકર ) સોપારી વીગેરે સભામાં વેહેચવા માંડી. પાનનાં બીડાં અને કેટલાક પંડીત તથા ગુણી માણસોને પોશાક બક્ષવામાં આવ્યા; બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપ્યાં, દક્ષણાઓ આપી, રૈયત વર્ગનો જે કંઇ વિશેષ કર હતો તે માફ કર્યો દરબારગઢમાં જાફતો ચાલી આ પ્રમાણે એક અઠવાડીયા સુધી ધામધુમ ચાલી. પ્રથુસીંહને એક જુદો મેહેલ રેહેવાને સારૂ આપ્યો. તેમાં સર્વે પ્રકાર-

ની સમૃદ્ધી ભરવામાં આવી,–તેમાં રત્નમાલા અને વાસંતી એ બન્યો આનંદથી રેહેવા લગ્યાં, કરણસીંહના શરીરની રોનક દિવસે દિવસ જરવા માંડી. કરણસીંહનો પ્રેમ પ્રથુસીંહ પ્રત્યે હદથી જાદે હતો. એક બીજાને ક્ષણ માત્ર વીયોગ થતો નહોતો; અંતઃકરણનો એવો ગાઢા પ્રેમ હતો કે એક દિવસ મળી શકાયુ ન હોય તો ચેન પડેજ નહીં; જ્યાં ત્યાં ફરવા નીકળે તો પણ બન્યે સાથેજ હોય,–સાળો અને બનેવીનો ગાઢો સંબંધ જોઇને ચંદ્રસીંહને સંપૂર્ણ સંતોશ હતો. પ્રથુનો ધંગ્નાવદો અગ્રાશ હતો તેમાં બન્યે સ્ત્રીયો જે કે રત્નમાલા અને વાસંતી, તે એક બીજાથી જુદી જુદી રીતે મોહક અને લાવણ્યશીલ હતી, જેમ ઉર્વશી અને તિલોત્તમા, બન્યો અપ્સરાઓના મોહક રચનામાં એક બીજાથી ન્યારા ન્યારા અનુપમ રંગ ઢંગ પૂર્વે રસ લેખકો જણાવી ગયા છે તેવી રીતે રત્નમાલા–અને વાસંતી હતી, તેથી પ્રથુ શ્રૃગાર રસરૂપી સરીતાના બન્યો તટ તરફ તરંગની લહરો લેતો હતો, તે બન્યોના પ્રેમનો અંકુર નવપલ્લવ જેવો સુશોભિત હતો, તે બન્યોનું આકર્ષણ સુરખું હતું તે બન્યો ચાતુર્યતામાં કુશળ હતી, નિતિ માત્રને જાણતી હતી તેથી તે પ્રથુ સુખ રૂપી મહોદધીમાં ડુબકાં મારતો બહિર ચિંતા તમામ ભુલિ ગયો. અને આ જગોએ મસ્તપણે રેહેવા લાગ્યો.



## પ્રકરણ ૧૨ મું.

### અચાનક દર્શન.

### યોગીરાજ અને અમરસિંહ.

અમરકંટક પર્વતના ઉંડાણમાં અને વિસ્તીર્ણ પર્વતના જથામાં વહન કરતી નર્મદાના કિનારા ઉપર વીલાસનગરનો રા

આ અમરસિંહ પોતાની રાણી સાથે દરરોજ પુત્ર વિયોગના કારણથી સ્નાન ધ્યાન અને દાંન આપવાના નિમિત્તથી દર રોજ પ્રાતઃકાળમાં આવ્યાં કરતો હતો; દરરોજ પવિત્ર ગૌ દાન, રૂદ્રી સંકટ વિનાશક સ્તોત્ર વીગેરે બ્રાહ્મણો પાસે કરા વીને તેમને દક્ષીણા આપતો હતો, આમ કરવામાં તેને એક માસ થવા આવ્યો હતો, જ્યારે પ્રથુસિંહની તલાશ લાગે અને તે આરોગ્ય છે એવી ખબર મળે ત્યારે તેના મનની શાંન્તી થાય તેમ હતું, વારંવાર હૃદયમાંથી શોકાગ્ની સાથે ઉષ્ણ પવન નાશિકા દ્વારે નિકળ્યાં કરતો હતો, શરીર પાંડુર વર્ણનુ થયું હતું તેના કરતાં રાણીને દુખની લાગણી વિશેષ જણાતી હતી, તે ફક્ત દુધ પ્રાશન કરીનેજ રહેતી હતી; આ પ્રમાણે બન્યો પવિત્ર દંપતિ વર્ગ તે અપૂર્વ સ્થળ રૂપ ર પોતાનું નિત્યકાંમ અટપી લીધુ એટલે તે ઠેકાંણે બીજા કોઇએ વગર કારણે તેમની પાસે રેહેવાને કોઇને પણ આ જ્ઞા નોહોતી, આમ કરવાનું કારણ તે અમરસિંહરનું જુદી પ્રકારનું હતું, વારંવાર સોચ સંકોચ અને હૃદયમાં ગ્લાનીનું પ્રગટ થવું દયા જનક હતું યદ્યપિ પોતાની પાસે હથિયાર બંધ કદાવર અને શુરમર્દ એક સેન્યાપતી અને વૃદ્ધ પ્રધાન સિવાય બીજુ કોઇ હાજર રહેતું નહોતુ. નર્મદા નદીના ર મ્ય પ્રદેશમાં અને પર્વતોની ઉંડી ખીણમાં ઘણી ગુફાઓ હતી. તે ગુફાઓ નદીના તટ ઉપર અને વિસ્તિર્ણ અમર કંટક પર્વતના ઉંડા મુળ પ્રદેશ ઉપર અત્યંત ઘટ વૃક્ષોના જથામાં હતી, તેમાં પણ અનેક પ્રકારનાં સુગંધી પુસ્પોનો અપાર વિસ્તાર હતો; તેમાં સ્વભાવિક વિચારમાં લીન થ એલો રાજા અને રાંણી પગે ચાલીને આંમ તેમ દ્રષ્ટિપાત કરી ડગલાં ભર્યાજ કરતા હતા; આ પ્રમાંણે તેમનો દરરોજ ક્રમ ચાલતો હતો છતાં આજે તેઓ ભારે જણાએ જરાક વધારે દુર ગયા, ત્યારે એકાએક એક ગુફા આગળ નર્મદા

કીનારા ઉપર વૃક્ષની ઘટામાં પુષ્પની મોટા જથાના મધ્ય ભાગમાં મધુર અવાજ સાંભળવામાં આવ્યો, એટલે તે ચારે જણા જરાક દુર ઉભા રહીને સ્થિર વૃતિ રાખી. ખુબ ધ્યાં ન દઇને સાંભળવાને આતુર થયા,

બહુજ આસ્તેથી અમરસિંહ પ્રધાન પ્રત્યે બોલ્યો, સાંભળો સાંભળો, આ કેવળ નિર્જન સ્થાન છે આ જગોએ સિદ્ધ પુરૂશનોજ અવાજ હોવો જોઇએ.

હાજી એમજ હોવું જોઇએ—પ્રધાન બોલ્યો,

થોડીકવાર થઇ એટલે નર્મદા જલમાં સ્નાન કરીને શરીર ઉપર ખલકો ચઢાવી, ભસ્મલેપ કરી તથા દક્ષ ભુજમાં તુંબીપાત્ર ભરીને નર્મદાષ્ટક બોલતો બોલતો તેજસ્વી પ્રતાપશાળી યોગીરાજ તે સુગધમય પુષ્પઘટામાંથી બાહાર નીકળ્યો; તે યોગીરાજને જવાનો રસ્તો જ્યાં પેલા ચાર જણ ઉભા રહ્યા હતા ત્યાં થઇને હતો તેથી તે તરફ આવવા લાગ્યો, યોગીરાજની દ્રષ્ટી પૃથ્વ ઉપર હતી છેક નજીકમાં થઇને ચાલવા લાગ્યો ત્યારે તે યોગીને ચાર માંણસ નજરે પડ્યા, તેણે તેઓના સન્મુખ દ્રષ્ટી કરી, અને તુરત જય નર્મદે ઉચ્ચાર કર્યો અને કરૂણા નજરથી જોવા લાગ્યો

અમરસિંહ પ્રેમ પૂર્વક તે યોગીના ચરણકમળમાં પોતાનું મુસ્તક નમાવ્યું, તેજ પ્રમાણે રાંણીએ મુસ્તક નમાવ્યું. એમ એક પછી એક વંદન કરીને હાથ જોડી યોગીરાજ સન્મુખ ચારે જણા આશાયુક્ત ઉભાં રહ્યા.

**યોગી**—હે બાઇ! તમે આહાવા નિર્જન સ્થાનમાં કેમ ફરો છો તમારૂ અંતઃકરણ વ્યાકુળ કેમ જણાય છે! નર્મદા દેવી તમારા મનોર્થ પૂર્ણ કરશે.

**અમરસિંહ અને રાણી**—( યોગીરાજનું વચન સાંભળી મનમાં 'હવે પાંમ્યાં' મોહોટી આશા બંધાઇ, નેત્રમાંથી

આંસુ નિકળવા માંડ્યા. પછી તે બન્યો યોગીરાજ પ્રત્યે બોલ્યાં કે ) મહારાજ આપના દર્શનથી અમારી વ્યાકુળતા, અજારૂ દુઃખ અને ત્રીવિધી તાપ દુર થશે—આપ ત્રિકાળ જ્ઞાની સમર્થ છો માટે આપના તરફથી અમે કેટલીક વાત નિશ્ચય કરવાની ઇચ્છા રાખીએ છીએ. આ પ્રદેશનો હું રાજા છું. અને આ રાંણી છે અમે તમારા શેવક છીએ માટે કૃપા કરીને અમારા ઉપર દ્રષ્ટી કરો.

યોગીરાજ—( નાક ઉપર હાથ મુકી–સ્વર જોઇને તથા તે સાથે થોડીકવાર સુધી નેત્ર મીંચીને પછી ) હે રાજા ! તમે તમારા પુત્રની ચીંતામાં છો; તમે તેના ઉપર એકાએક ક્રોધ કર્યો તેથી તે રાજ્ય સુખની ઇચ્છાનો ત્યાગ કરી મુસાફર તરીકે આથડે છે.

અમરસીંહ તથા રાંણી—હા માહારાજ ! હા, માહારાજ, એજ હકીકત છે. હે ત્રિકાળ જ્ઞાની તપસ્વી દેવ ! આપે થએલી વાત બરાબર કહી એમાં લેશ પણ ફેર નથી, તે આરોગ્ય છે કે નહી એટલું અમે વાંચ્છીએ છીએ. અને તે આ તરફ ક્યારે આવશે ! તેના મનનું વલણ અમારા તરફ થઇને બને તેમ જલદીથી આ તરફ આવે તેવું કંઇક કહો.

યોગીરાજ—( ફરીથી નેત્ર મીંચીને થોડીક વાર પછી ) કંઇ પણ ફીકર કરશો નહી. તે મોહોતના સપાટામાંથી ત્રણ ચાર વખત બચી ગયો છે. તેનો બચાવ તેની પાસે એક ચાર લીટીનો દોહરો છે તેથી થયોછે.

અમરસીંહ તથા રાણી—હેં, હેં, હેં, માહારાજ ! આપ શું કહોછો ! શું તે ચાર લીટીના દોહરાથી તેનો બચાવ થયોછે !

યોગી—એ તો શું પણ ને તમારો પુત્ર મોટી સંપત્તી તથા મોટા કુળની કન્યા સાથે વર્યો છે.

અમરસિંહ—ઓ માહારાજ ! આપ કેવળ દેવ જેવાછો; આપનું વચન સત્યજ થયું હશે.

યોગી—તમે નિર્ભય રહો, તમારી મન કામના પૂર્ણ થશે. પણ થએલી હકીકત જોતાં એમ જણાય છે કે તે દોહરો કોઇક કવીએ બનાવેલો હતો તે તેણે કેટલાક રૂપીયા આપીને ખરીદ કર્યો તે વાત તમને ગમી નહી, અને તેના માટે તમે તેને તિરસ્કાર આપ્યો, એજ મુખ્ય કારણ જણાય છે, તમે તેના ઉપર વીચાર કર્યા વિના તેની વિદ્વત્તાની કદર કરી નહી એવું માલુમ પડે છે. તે કવિ કોણ હતો ! તે તમે જાણોછો !

અમરસિંહ—માહારાજ ! તે અમારા રાજ્ય કુળનો દસુંદી છે; તે તો કેવળ નિરક્ષર છે. પણ તેની સ્ત્રી છે તે કાંઇક વિદ્વાન છે તેણીએ તે દોહરો બનાવેલો હતો—આપના કહેવાથી જ્યારે તે દોહરાથી પ્રથુનો બચાવ તણ વખત થયો, તેથી અમને ઘણોજ સંતોશ થાયછે. અને હવે પસ્તાવો થાયછે કે તે દોહરાની કીમત અમુલ્ય કહીએ તો પણ ચાલે. હે માહારાજ ! ભાવીબળ આગળ બુદ્ધિ કામ કરી શકતી નથી.

યોગીરાજ—અસ્તુ-તમારો પુત્ર તમને મળશે, તેની ખબર થોડા દીવશમાં તમને મળશે. હવે તમે નિર્ભય રહો.

(આ પ્રમાણે કહીને તે યોગીરાજ વૃક્ષ ઘટામાં ચાલ્યો ગયો.)

યોગીરાજના એકે એક શબ્દ રાજા અમરસીંહને અને રાણીને ખરા લાગ્યા, અને તેથી કરીને અત્યાર સુધી જે ઉદ્વેગ તેમના અંતઃકરણમાં હતો તે જેમ ગંગામાં સ્નાન કરવાથી પાપ નાશ પામે છે તથા જેમ જળ પીવાથી તૃષા શાંત થાયછે તેમ તે બન્ચેના અંતઃકરણમાં શાંત થ-

તિએ નિવાસ કર્યો. પ્રફુલ્લ વદનથી બન્ને જણુ પોતા-
ના પ્રધાન અને સેન્યાપતિ સાથે ધીરે ધીરે ચાલતાં નગરમાં
પ્રવેશ કર્યો.

વાચક વર્ગને આ વારતા બાંચતાં વાંચતાં અહી સુધીમાં
ત્રણુ પ્રકારની શંકા રહી હશે,–એકતો સીદી બોલાના કબર
આગળ પ્રથુ ઉપર ગુજારેલી આફતમાં સહાય થનાર તરૂણુ
યુવક સ્વાર કોંણુ હતો! બીજુ ઠગ લોકોનો હુમલો પ્રથુ
ઉપર થયો તે વખતે તરૂણુ સ્વાર કોંણુ હતો ત્રીજુ પ્રથુની
સારવાર કરનાર તથા વાસંતીનું બંધન છોડાવનાર યોગીરાજ
મહાત્મા કોંણુ હતો! અને છેવટે વીજય નગરમાં પ્રવેશ
કરતાં ભગલો નામનો હજાંમ કોણુ હતો!—આ તમામ
શંકામાંથી હાલ ભગલા હજામને ઓળખવાની જરૂર સમ્જુ
છું—બાકીના બે તરૂણુ સ્વાર અને યોગીરાજ જોકે તે એ
કજ છે પણુ કોંણુ હતા તે જાણવાને હજુ ઘણો વિલંબ
છે, પણુ હાલ ભગલા હજામ ભણી નજર કરીએ છીએ.

પરીમોશપતન જોકે ઠગનું ગામ હતું તેમાં ઠગ ઠાકોર
ની પુત્રી વાસંતી ઉપર મિથ્યા મોહ રાખનાર એજ ગામ-
નો રેહેનાર ભગલો ઠગ હતો. તે સ્વચ્છંદી, સ્વેચ્છાચારી હ-
તો પોતાનાં વખાણુ કરવામાં કુશળ હતો. તેણે એક દિવશે
ઠગ ઠાકોરના ઝરૂખામાં ઉભી રહેલી દેવાંગના જેવી વાસંતી
દીઠી ત્યારથી તે મોહલુબ્ધ થયો હતો તે વારે વારે તેના
સાંનુ જોયાં કરતો હતો. હર વખતે વગર કારણે તે ઝરૂ
ખા આગળ એક મોટો ચોતરો હતો ત્યાં બેસી રહેતો હતો
વાસંતીનું લક્ષ આ ભગલા ઉપર જતુ નહોતું તેમ તે વા-
સંતી આ ભગલાને પુરેપુરી ઓળખતી પણુ નોહોતી. પણુ
જ્યારે સ્વભાવિક તેણીની નજર સૃષ્ટી સૌંદર્યતા ઉપર જતી
તે વખતે ભગલો ચોતરા ઉપર બેસી રહેલો હોય તે પોતા

ના મનથી એમ જાણુતો હતો કે આ ઠગ. ઠાકોરની પુત્રી માહારા સામુ વારંવાર જોયાં કરે છે માટે જરૂર તેણીનો મારા ઉપર પ્યાર હોવો જોઇએ, આ પ્રકારે વીકાર યુક્ત મોહ લુબ્ધ થએલો ગમાર બગલો રાત્રીએ પોતાની શૈયામાં નિદ્રા રહિત પછાડા માર્યા કરતો હતો, તે દીવસે દીવસે ઉત્તમ પોશાક તથા ચટિયાં પટિયાંથી સાફસુફ થઇને ફર્યાં કરતો હતો તે એમ જાંણુતો હતો કે મારા પોશાક ઉપર તે રીઝી છે. અહાહા, તેંણીને મારી સાથે વાત કરવાનો લાગ મળે તો ખુબીદાર વાંણીથીજ તેને વશ કરી નાંખું બગલો કંજુસ ઘણો હતો, પણ બોલવામાંજ માત્ર ઉદાર હતો, યધપિ તેની બોલવાની સફાઇમાં કેટલાક પુરૂષ વર્ગ છેતરાતા હતા; આ પ્રમાંણે ઉંટનો હોઠ પડે નહીં અને શિયાળને મળે નહિ, એ કહેવત પ્રમાંણે ભગલો મોહ.પાસમાં આશાયુકત રહેલો વારંવાર ડોકીયાં કર્યા કરતો હતો; ભગલાનુ.આટલુ બધુ પરિશ્રમ છતાં વાસંતીને તે બાબતનું બિલકુલ લક્ષજ નહોતું; જ્યારે પૃથુ સાથે નિકળી જવાનો તેણી લાગ મળ્યો અને બીજે દીવસે વાસંતીનું હરણુ થયું એમ જ્યારે ભગલાએ જાંણ્યું ત્યારે તે ઘણોજ દિલગીર થયો: પણ તેનાં સગાં વહાલા વાસંતીને હસ્તગત કરવા નીકળી પડયાં તે વખતે ભગલાને મોટી આશા એવી બંધાઇ હતી કે વાસંતી પાછી આવશે પણ ત્રણ ચાર દીવસ થયા છતાં કોઇ પણ પાછુ આવ્યું નહિ એમ જણાયું ત્યારે ભગલાએ વિચાર કર્યો કે રખેને કદી વાસંતી હરણ કરનારના હાથથી છુટી પડી હોય, અને વગડામાં આથડતી હોય, તો તે એકાએક મને મળી આવે તો ખરેખરો લાગ આ વખતે આવ્યો છે, માટે લાવ્યને હું પણ તેના તપાસ માટે નીકળી પડું;—એવા ઇરાદાથી તે ભગલો શોધ કરવા સારૂ નિકળી પડયો હતો;

પૃથુ ઘાયલ થએલો પુર્વે કહેલા યોગીરાજ પાસે રહી સાજો થઇ આગળ મુસાફરી કરવાને જે દીવસે નીકળ્યો તે દીવસ પેહેલાં એક દીવસ અગાઉ બગલો મુસાફરી માટે નીકળ્યો હતો; તે ધીમે ધીમે ઉંટ તથા ઘોડાનાં પગલાં જે જે રસ્તે તેને જણાયાં તે રસ્તે ચઢતો ચઢતો તપાસ કરતો વીજયનગરના તળાવ આગળ, પૃથુએ કરેલા વિશ્રામ નજીક આવીને ઉભો રહ્યો હતો;—ત્યાર પછીની બનેલી હકીકત આગળ લખાઇ ગઇ છે, જેમાં વીજયનગરમાં પણ મોદીને ત્યાં ઉતારો કર્યા છતાં પણ તે છેવટે નિરાશ થયો હતો, યદ્યપિ આશાના તરંગમાં ડુબેલો તે બગલો વિજયનગરમાં છેવટનો પરિણામ જોવાને રોકાયો હતો.

હવે આપણે બીજી બાજુ વળિયે અને તપાસ કરીયે કે પૃથુની સાથે યોગીરાજે જે ઠાકરડો મોકલ્યો હતો તે ઠાકરડો પૃથુને મુકીને પાછો વળ્યો તેવો ગહન ડુંગરોમાં જ્યાં એકાંત નિવાસ યોગીરાજનો હતો ત્યાં તે જઇ પહોચ્યો હતો તે ઠાકરડો યોગીરાજને મળ્યો, તેણે પૃથુને ગામની ભાગોળ સુધી સાવચેતીથી મુકી આવ્યાના સમાચાર કહ્યા

યોગીરાજ—અલ્યા! બીજી કંઇ નવાજુની વાત બની હતી કે!

ઠાકરડો—હા, તે વીજયનગર સુમારે એક માઇલ દુર રહ્યું હશે; તે વખતે એક શરોવર નજીક તે પૃથુસિંહ ઠાકોરે વિશ્રામ કર્યો હતો પછી થોડીક વાર થઇ એટલે એક મુસાફર ટટુ ઉપર બેસીને ત્યાં આવી પહોચ્યો તેપણ પૃથુસિંહને સલામ કરીને તેમની પાસે બેઠો.

યોગીરાજ—પછી શું થયું? તે કંઇ બોલ્યો હતો? અથવા તે જાતે કોણ હતો? શા માટે આવ્યો હતો? ક્યાં જવાનો હતો ક્યાંનો રહેનાર હતો? એ વીગેરે વાત ચિતથી કંઇ જણાયું કે?

ઠાકરડો—તે બોલવામાં ઘણો, ચાલાક હતો, વાચાલ બહુ હતો, ઘણા ભાગે, તે પોતાના વખાણ ઘણાં કરતો હતો અને વારંવાર પૃથુસિંહની સાથે જે બાઇ સાહેબ હતાં તે તરફ બારીક નજરથી જોતો હતો, તેની વાતમાં હસવું પેદા થતું હતું. અને તેણે પોતાની જાત હજામની જણાવી હતી, તેની વાતમાં પ્રથુસિંહને ઘણો આનંદ થતો હતો, ગામમાં પ્રવેશ કર્યો તે વખતે તે નવિન મુસાફર કે જેણે પોતાનું નામ ભગલો હજામ બતાવ્યું હતું તે પણ પ્રથુસિંહની સાથેજ ગયો.

યોગીરાજ—( માથું હલાવીને ) અલ્યા એમાં ભારે ભેદ ભરેલું લાગે છે, રખેને કદાપી પરિમોશ પત્તનથી નીકળી પડેલો કોઇ તે વાસંતીની સાથે સંબંધ ધરાવનારો ઠગ પૈકીનો હોય તો, !

આ પ્રમાણે વાત ચિત કરી મોટા વિચારમાં પડીને તે યોગીરાજે પોતાની પાસેના દસ ઠાકરડા પૈકી ચાલાક અને બુદ્ધિવાન બે માણસોને પોતાની પાસે બોલાવીને આજ્ઞા આપી કે તમે આ નજીકનો ડુંગર જેકે પવાલીયો કહેવાય છે તેના શિખ્ખર ઉપર નિવાસ કરો. તેમાં તમને પરિમોશ પતનથી વિજયનગર તથા વીજયનગરથી પરીમોશપત્તન તરફ જનાર મુસાફર જે કોઇ દ્રષ્ટીએ પડે તેની ખબર મને આપવી એમ કહીને તેઓને રવાને કર્યા અને પોતે તુરત પોતાની ઝુંપડીમાં પેશી ગયો.

હવે બીજી તરફ વળીએ અને જોઇએ કે વીજયનગરમાં મોદીને ઘેર મુકામ કરીને રહેલો ભગલો હજામ શું કરે છે !

પ્રથુસિંહ પોતાના પરાક્રમ વડે કરીને ઐશ્વર્યતા પામ્યો રત્નમાલા જેવી રાજપુત્રીને વર્યો. ઇલાવદા મ્હેલમાં રહ્યો, વાસંતી પણ તેમાંજ રહી; હવે સું કરવું ! શું હવે તે

વાસંતી જેવી ઉર્વશીનું મુખ જોવા નહિ મળે ! હાય હાય ત્યારે તો આ જીવવું વૃથાજ, અરે જ્યારે તે પોતાના બાપને ત્યાં હતી ત્યારે તો કોઇ દીવસે પણ મારી મન કામના પુરી થશે એવી આશા બંધાઇ હતી, ત્રીજે ચોથે દીવસે તે પોતાની ઉંચી અટારીમાં દેખાતી પણ હતી, અને હવે તો હોજલ્લ પડદા પડી ગયા; તે પ્રથુસીંહ જ્યારે પોતાના રાજ્યમાં જશે ત્યારે તો પછી આશાજ શાંની ! શિવ શિવ તને જે ગમ્યુ તે ખરૂં હજુ આ વિજયનગર પરિમોશપતનથી દુર નથી, માટે કોઇ અજાયબ રચના રચવામાં આવે તો કાંઇક ફાવી શકીયે, પણ કેવી ગોઠવણ કરીયે કે જેથી તેને ઉઠાવીને રસ્તે પડવાનો લાગ મળે ! અરે ! તે વાસંતી શું મને યાદ નહિ કરતી હોય ! જેને માટે હું આટલાં બધાં વલખાં મારૂંછું, જેના મોહ પાશમાં આટલો બધો સપડાયોછું. જેના નજર બાણથી કેવળ વીંધાયલોછું. અને જેના વીયોગથી વ્યાધીસ્ત થયોછું ત્યારે તેના અંતઃકરણમાં હું કેમ ન હોઉ ! ( વળી ન્યાય માર્ગે તર્ક પોહોચાડીને સંકલ્પ વિકલ્પ કરે છે ) કદાપી તેના અંતઃકરણુંમાં હું ન હોઉ એમ પણ બને કેમકે તેની સાથે વાર્ત કરવાનો તો કદીયે યોગ બન્યો નથી, તે વાસંતી મને મુળેજ ઓળખતી પણ નથી, જાણતી પણ નથી, હું જ્યારે તેને જોતો હતો તે વખતે મારા ઉપર તેની દ્રષ્ટી થઇ હતી; તેથી ખાતી થાય છે કે, માહારો મનોહર દેખાવ તેને પસંદ પડવોજ જોઇએ,—હાલ પ્રથુસીંહ છે અને જો કે તેની સાથે ગઇ છે પણ તેના નાક કરતાં મારૂ નાક સરસ છે તે પ્રથુનાં નેત્ર ભય લાગે તેવાં છે તેવાં નેત્ર સ્રીયોને આનંદ આપે નહી તે કરતાં માહારાં નેત્ર રસીક છે. માંહારી વાણીનો વિલાસ હાસ જનક રસમય અને અલંકારીક છે અને પ્રથુસીંહ તો દરેક વાતમાં એમ કે !

એમ કે ! વાહ, વાહ, વાહ, વાંહ, આ પ્રમાણે બોલે છે. તેથી શું સ્ત્રીયોનું મન રંજન થઇ શકે? રામ રામ કરો, માટે જરૂર તે વાસંતી માહારી વાણી ઉપર આ ગામની ભાગોળે ફિદા થઇ ગઇ છે, અહાહા, કેવો લાગ ગલ્યો ! કે વાસંતી મારી વાણી સાંભળી શકી, વળિ તે વખતે મ્હેં એવું કહ્યું હતું કે હું કોક શાસ્ત્ર જાણુંછું તથા દરેક જાતની સ્ત્રીયોમાં કયે ઠેકાણે કયે દીવસે કામદેવનો નિવાસ હોય છે તે હું તુરંત ઓળખી કાહુછું. આ વાત જે મ્હેં કરી ને વાત વાસંતીની ધ્યાનમાં જરૂર સંતોશ કારક લાગી છે. કેમકે ચતુર સ્ત્રીયો વિલાસી પુરૂષની સાથે પ્રેમ જોડવા આશા રાખે છે. માટે એ વીશે તો કેટલીક માહારી મેહેનત બર આવી છે, પણ હું ભાગ્યહીન ભગલો નીરાશ થયો, જો કે તે પ્રથુ જીવતો રહ્યો નહોત તો પછી કેહેવું શું. તે વાસંતી વીના પરિશ્રમે સહેલથી મારા સુખની શૈયા રૂપ બની જાત, જો તે બની ગયુ હોત તો ભાગ્યશાળી ભગલાની શી બહાર ! વાહ વાહ ત્યારે તો હું કોઇના પણ સામુ જુવતજ નહીં, આ જગત માત્ર તુચ્છ નજરથી જોત પણ નિરંતર અમર લોકના નિવાસવાળુ ઇંદ્રભુવન જોયાં કરત, સ્વર્ગના સુખની પ્રાપ્તી વીના પરીશ્રમે ગળિ જાત પણ અરે ભાગ્યહીન ભગલાને તે કયાંથી મળે અત્યારે તો તે વાસંતી રૂપી નેલ મણી ભગલાના હાથથી પ્રથુ રૂપી લોહ કવચ ધારણ કરનાર લોખંડના થંભ સાથે બંધાઇ ગઇ. અરેરે ! તે બીચારી વાસંતીને શનીનીજ દશા જતી હશે. અને તેની સાથે મારે પણ રાહુ નડતો હશે નહિ. તો આ વાત બને નહી—

ખેર હિમતે મરદાં, હામ હારવી નહી. જ્યારે વખત આવશે ત્યારે કાર્ય સફળ થશે. પણ પ્રયત્ન કરતા રહેવું

જોઇએ; હવે તો જંપીને બેશી રહે દહાડો વળવાનો નથી; આ પ્રમાણે બગલો પથારીમાં પડયો પડયો અનેક પ્રકારના વિચારની જાળમાં ફસાયલો તરફડીયાં મારતો હતો. તેને બિલકુલ નિંદ્રા આવતી નોહોતી, સહેજ નિંદ્રા આવતી હતી તો પણ તે વાસંતીને જોતો હતો અને પછી જાગ્રત થઇ બેઠો થઇ જતો, જ્યારે તે વાત મિથ્યા લાગે ત્યારે પોતાના લમણા ઉપર હાથ મુકીને ફરીથી સંતપ્ત થતો, આખી રાત્ર એજ પ્રકારે તે બગલાએ ગાળી પાછલી રાત્રીએ કપટ બાજી રચવાની યોજના ખોળી કાઢી, જરાક નિંદ્રાવંશ થયો અને તુરત તે આશાયુક્ત પાછો ઉઠયો. ટટ્ટુ ઉપર સામાન ચઢાવી મોદીનો હીસાબ પતવી પરીમોશપત્તન તરફ જવા નીકલ્યો.

આ તરફ નિર્જન વનમાં નિવાસ કરનાર. ચમત્કારીક યોગીરાજની હાજરી લઇએ છીએ. તે યોગીરાજ પોતાના એકાંત આવાસમાં અનેક પ્રકારની ઘટમાળનું ગુંથન કરવા બેસી ગએલો છતાં મુસાફરી કરવાથી જેના શરીર ઉપર પરશ્વેદના બુંદ ટપકી રહેલાં હતાં તે ઝુપડીનાં ચારે તરફનાં બારણાં ખુલ્લાં મુકી જટા વીખરાયલી રાખીને મંદ મંદ પવન લેતો હતો તેટલામાં એક ઠાકરડો દોડતો દોડતો માહારાજ પાસે આવી પોહોચ્યો. અને જણાવ્યું કે માહારાજ! એક મુસાફર જે કે ટટ્ટુ ઉપર બેઠેલો છે તે અથવા જે કે પ્રચુસીંહની સાથે વિજયનગરમાં પ્રવેશ કરતો હતો તે પરિમોશ પત્તન તરફ જાય છે; તે સાંભળી માહારાજે કહ્યું કે, માહારો તર્ક ખરો પડયો છે તે ઠગ ટોળા પૈકીનો હોવો જોઇએ, એમ કહીને પોતાની ઘંટડી વગાડી એટલે તુરત એક માણસ આવીને ઉભો રહ્યો. આ માણસ તે યોગીરાજની પાસે હમેશાં રેહેનારો ગુપ્ત સુચક નામનો જાતનો બ્રાહ્મણ છતાં ઘણો ખટપટિયો હતો. તેને તે યોગીરાજે કાનમાં કંઇક

કહ્યું તે ઉપરથી તુરત માથા ઉપર પાઘડી મુકી મોટું ટીપણું ઘાલીને તથા ખભે ઝોળી ભરાવીને એકદમ ટુંકે રસ્તે છેક આગળ આવીને ઉભો રહ્યો. તે એક ઝાડ નીચે વિશ્રાંતી માટે બેઠો હતો. જાણે થાકી ગએલો હોય તેવા દેખાવ વાળો થયો હતો અને હાથમાં ટીપણું પકડીને તેમાં ખુબ ધ્યાન આપીને જોઇ રહ્યો હતો, થોડીકવાર થઇ એટલે ટટ્ટુ ઉપર બેઠેલો સ્વાર તે તરફ આવી પોહોચ્યો, તેની નજર રસ્તામાં બેઠેલા જોશી તરફ ગઇ, તે સાથે ટીપણામાં તેનું લક્ષ ગએલું જણાયું અને જાણે કાંઇ ગણુતો હોય એમ તો દેખાયુ તેની વૃત્તિ સ્વભાવિક તે તરફ ખેંચાઇ, પોતાનો ટટ્ટુ તે જગોએ ઉભો રાખ્યો અને તે ઉપરથી ભગલો હેઠ્ઠો ઉતરી પડ્યો; પછી તે બેઠેલા જોશી માહારાજને પ્રણામ કરીને પુછવા લાગ્યો કે, હે માહારાજ! આહાવા ભયંકર વનમાં તમે ટીપણામાં શું જુવોછો!

**જોશી**—હું માહારી વિદ્યા અજમાવુંછું.

**ભગલો**—જંગલમાં કોહોના ઉપર વિદ્યા અજમાવોછો!

**જોશી**—જોતિષ જાણનારે ખુલ્લા આકાશની ગહન ગતી તપાસવી જોઇએ, અને જ્યારે સૂર્યના તેજનું પ્રબળ હોય ત્યારે દરેક ગ્રહ નિસ્તેજ થઇ જાય છે. તે વખતે સૂર્યની રસ્મીમાંથી સૂર્યના કેટલે અંશે બળાબળનો વિસ્તાર છે તેનો હીસાબ થાયછે.

**ભગલો**—તેથી કરીને શું ભવિષ્ય કલ્પાય છે!

**જોશી**—શા માટે નહિ!

**ભગલો**—ત્યો ત્યારે તમે માહારૂ ભવિષ્ય કહો જોઇએ!

**જોશી**—અમને એટલી બધી શી ગરજ કે અમથી માથાકુટ કરીએ!

**ભગલો**—જો કે દાખલો ખરો પડે તો તમારી કદર કરીએ.

**જોશી**--ખરો દાખલો હોય અને જોશીને કાંઇક આપવું પડશે એમ કરીને તમે તે વાત છુપાવો તો તેનું નિર્ણય શી રીતે થઇ શકે! કેમકે જે માણસ જુઠું બોલે તેની સાથે અમે વિશ્વાસ લાવતાં નથી, જેમ જેમ તમે સાચુ બોલતા જાઓ તથા જેમ જેમ અમારો દાખલો મળતો આવતો જાય તેમ તેમ તમારૂં ભવિષ્ય તથા થએલી વાત અમે કહી શકીએ.

**ભગલો**—( મનમાં-વાત તો ખરી છે ) જો૦ ખરી વાત હશે તો જરૂર તે વાત નહિં છુપાવું.

**જોશી**—ઠીક ત્યારે બેસો-( એમ કહીને ટીપણામાં જુવે છે ) પછી ભગલા સામુ જોઇને-કહો ભાઇ તમારૂં નામ શું છે! તેમજ તમે ક્યા ગામના રેહેનાર છો.

**ભગલો**—મારૂ નામ ભગલો છે, અને હું પરિમોષપત્તન નો રહેનાર છું.

**જોશી**--ઠીક-ત્યારે તો તમારી ધનરાશી થઇ, ત્યારે તો આ ચાલુ વૈશાખ વદ ૭ ને સોમવારે બુધની દશા ઉતરીને મંગળીની દશા દીન ૨૮ ની બેઠી છે; તે મંગળ તમને આઠમે પડયો છે આ દશા સાત દીવસથી બેઠી ત્યારથી તમારૂં દીલ બહુ નારાજ રહે છે. અને લગ્ને શુક્ર છે પણ નીચનો તેમાં પાપગ્રહ છે, તેથી ઉત્તમ સ્ત્રીયોની વાચ્છના રખાવે પણ મેળાપ થાય નહી તેમા હાલ મંગળીની દશા જાય છે. તેથી કોઇ સ્ત્રીના ઉચાટમાં તમારૂં હૃદય ઉથલ પાથલ થાય છે.

**ભગલો**--વાહ વાહ માહારાજ ધન્ય છે તમારી વિદ્યાને. એ વાત તો ખરેખરી જ પડી તમે કીયા ગાંમના રેહેનાર છો!

**જોશી**—હું તો માળવા મેવાડનો ઘણો દુર રહુ છું પેટને આરથે ભટકતો ભટકતો અહી સુધી આવી પહોચ્યો છું.

**ભગલો**—ત્યારે તો તમને ખરે ખરૂ કહેવાને કંઇજ હરક ત નથી, જે સ્ત્રી પારકે હાંથ સપડાઇ છે તે હવે મને મળે તેમ છે?

**જોશી**—તેનું નામ શું!

**ભગલો**—વાસંતી.

**જોશી**—ત્યારે તો વરખ રાશી થઇ; તે બાઇને ઉત્તમ ગ્ર હો પડયા છે હાલ તે ઘણા સુખમાં છે મોજ કરે છે ઉત્તમ પ્રકારના અલંકાર,ધારણ કરે છે, અત્તર સુગંધમાં મસ્ત રહે છે અને ઇંદ્રપુરીના વૈભોગને ભોગવે છે તોપ ણ તે એક જીવને ચ્હાય છે. ઘણું કરીને તમને ચ્હાય છે કેમકે ધનરાશીનો પુરેપુરો મેળ છે જેમ રાધીકાજી શ્રી કૃષ્ણ ભગવાંન વીના આંધળી ભીત હતી. તથા જે મ કુંદનપુરના રાજાની દીકરી રૂક્ષમણી શ્રી કૃષ્ણ ભગ વાંનની વાટ જોતી હતી તે પ્રમાણે તે વાસંતી બાઇ તમારાં નામની માળા જપી રહી છે.

**ભગલો**—શું કહો છો! હેં. હેં. ઓ માહારાજ! એમજ હશે એમાં કાંઇજ ફેર નહી,–પણ મને એટલી શંકા રહે છે કે માહારે અને તેંણીની સાથે ગાઢો સંબંધ થ યો નથી માત્ર ઉપર ઉપરથી દ્રષ્ટી પ્રેમ થએલો છે.

**જોશી**--તેથી શું થયું, દ્રષ્ટીપ્રેમ તો ઘાયલ કરી નાંખે છે તેમાં એક બીજી અજબ ખુબી એવી છે કે શુક્રના ગો ગે તમારી કાંન્તી મોહ ઉત્પન્ન કરે તેવી છે અને બ્રહ સ્પતીના યોગે તમારો વાંણીનો વીલાસ ચતુર સ્ત્રીયોના અંતઃકરણમાં પ્રેમને ઠરાવી દે તેવો છે. તમારા વાકય રૂપી તથા શુશોભિત કાંન્તી અને તેની સાંથે છટાદાર આભુશણથી અને માથા ઉપરનાં ચટિયાં પટિયાંથી સ્ત્રી યોને આકર્ષણ કરવાની શકતી રહેલી છે તેથી તે વા.

સંતોષ કુદરતીજ રીતે તમારા તરફ મોહ-પાશમાં ખેંચા યલી છે. એ વાત તમારા ગ્રહો ઉપરથી સિદ્ધ થાય છે.

**ભગલો**—ત્યારે કેવી રીતની ગોઠવણ કરૂકે જેથી તે મ નોહર સ્ત્રી મને મળી શકે?

**જોશી**—તે બાઇને કોઇ સગુ વહાલુ છે કે?

**ભગલો**—ના, ના, કોઇ નથી, બધાંનો ઘાણ નીકળી ગ- યો છે ફક્ત તેની મા જીવે છે બાકીના તેનો કાકો માં મો બાપ વીગેરે તમાંમ પૃથુના હાથથી ટંટામાં કપાઇ મુવા છે.

**જોશી**—શિવ શિવ, શિવ, શિવ, ત્યારે તો તે તમને પ્રાપ્ત થાય તો બીજન કોઇની આડખીલ વચમાં રહી નહી.

**ભગલો**—પરમસુખ, પણ એ માહારાજ તમે જે દાખલો આપ્યો એવો દાખલો સેંકડો જોશી જોયા પણ કોઇ આપી શકયું નથી! માટે તમારી વિદ્યાથી હું સંતોશ પામ્યો છું પણ તેનો ઇલાજ શો કરવો તેના ઘોટાળામાં મારૂ ચીત્તસ્થીર રહેતું નથી.

**જોશી**—તમારી કુડલીમાં પાંચમે શની છે તે શનીનો પ્રભા વ એવો છે કે તે ધુર્ત કપટ પ્રપંચમાં કુશળ હોય, મા ટે શનીના પ્રભાથી તમે કપટ જાળ રચી શકો તેટલી તમારામાં શકતી છે.

**ભગલો**—(ખુબ આનંદની સાથે) રંગ રંગ માહારાજ, એમ કરવામાં હુ ફાવીશ ખરો કે?

**જોશી**—હા, પણ તમે કેવી રચના કરવા ધારો છો તે જો તમે ખરૂખરૂ કહો તો તે શનીનો ગુણ મારા ટીપણામાં હું આંકડાથી મેળવી શકું.

**ભગલો**—હજુ બીજી ખટપટ કેમ કરવી એતો પરીગોશ પત્તાંન તરફ ગયા પછી વિચાર કરીશ પણ એટલું નિર્ણ

ય કરૂછું કે તે વીજયનગરથી ત્રણ કોસ ઉપર એક ચંડ દેવીનો ડુંગળ છે તેમાં દેવીનુ સ્થાન છે તે દેવી ના દેવળનો એક ભેદ છે તે હું જાણું છું. તેમાંથી તે વાસંતીને લઇને એક ભોંયરાના માર્ગે તે ડુંગરની પાછળ એક ખીણના માર્ગે ઉતરી પડીશ, તે ખીણમાં તે ભોંયરામાંથી જવાનો છુટકારો છે ત્યાં ફક્ત એકજ આ કડો છે; તે કાંમ અષ્ટમીને દીવશે કરવા ધારૂછું તે પ હેલાં તે વીજયપુરના રાજાને ઉપદેશ આપવામાં પ્રપંચ રચવાનો છે હે જોશી માહારાજ કહો જોઇએ એ ધાટ શનીના પ્રભાવથી બનશે કે નહી ?

**જોશી**—(આકાશ સામુ જોઇને જમીન ઉપર પાંચ પચીસ આંકડા લખીને તેનો સરવાળો અને બાદબાકી કરીને) સાબાશ ! ભગલાભાઈ ! એ કાંમ સીદ્ધ થશે કેમકે તમારા શંની ઉપર આઠડાનો આંકડો ઘોડાના કાંઠડા જેવો આવ્યો છે; એટલે જેમ ઘોડુ ચાલવામાં ચપલ છે અને આઠડો જેમ વાંકો છે તેમ તમારૂ કાંમ જલદીથી થશે

**ભગલો**—( અત્યંત આનંદ યુક્ત ) જોશીનાં ચર્ણારવિંદમાં માથુ નમાવીને પોતાના ગળામાંથી સોનાનો એક કીમતી ટુંપીયો અને મોતીની માળા કાઢીને બોલ્યો કે માહારાજ મારી પાસે બીજું કંઇજ નથી પણ હાલ સુમારે એક હજારના આ બે દાગીના તમને આપુ છું—જ્યારે મારૂ કામ ફ્ળિભુત થશે ત્યારે હું તમારૂ દારિદ્ર કાઢી નાંખીશ, તમે આઠમ પછી ગમે ત્યારે પરીમોસપતનમાં મને મળજો.

**જોશી**—બહુ સારૂ ( બે દાગીના લઇને ) હવે તમારે કંઈ પ્રશ્ન કરવો છે?

**ભગલો**—ના, હવે તો જેમ બને તેમ કાર્ય સાધવા માટે

જાણે છું તમે પણ મારી સાથે ચાલો. આ માહારા ટટ્ટુ ઉપર બેસી જાઓ તમે થાકી ગયા હશો.

**જોશી—** હજુ માહારે જોતીશ સંબંધી ધ્રુના તારાનો આ ટેકરી ઉપર ચઢીને હીસાબ કરવાનો છે તે કામમાં મને હજી પાંચ સાત ઘડીની વાર થશે માટે તમે આનંદથી ચાલ્યા જાઓ—

જોશીનું વચન સાંભળી ભગલો આનંદના તરંગમાં ડુબકાં ખાતો કાર્ય યોજવા માટે પરીમોશપતન તરફ ચાલવા લાગ્યો તે છેક દુર ગયો અને જ્યારે જણાયો નહી તે વખતે જોશી માહારાજ ત્યાંથી પોતાનો સામાન અપેટીને યોગીરાજની માહારાજની ઝુંપડી તરફ જઇ પહોચ્યો ત્યાં જઇને અથથી ઇતિ સુધી જે હકીકત બની તે તમાંમ વાત યોગીરાજને કહી દીધી. અને તે ભગલાએ બક્ષીસ કરેલા દાગીના યોગીરાજને બતાવ્યા તે માહારાજે જોસીને બક્ષીસ કર્યાં. અને હવે શી રીતે યોજના ઘઢવી તેના માટે યોગીરાજ પોતાની એકાંત ઝુંપડીમાં પ્રવેશ કર્યો. ત્યાર બાદ એક અઠવાડીયુ વીત્યા પછી ઝુંપડીમાં બેઠેલો યોગીરાજ અનેક પ્રકારના વિચારમાં લીન થયો; પૃથુસિંહને પોતાના પીતાં તરફ ફેરવવાને તે ગોઠવણીમાં દોરાવા લાગ્યો અત્યાર સુધી જે કંઇ કામ કર્યું છે તે સરળ થયું તેના માટે પરમેશ્વરનો મોટો ઉપકાર માનવા લાગ્યો. છેવટ સુધી કાર્ય સુધરે તોજ મારૂ પ્રયત્ન યોગ્ય છે તેવી આશાના દોર ઉપર ચઢવા લાગ્યો પણ હાલ મ્હારે શું કરવું જોઇએ! કયા પેચ ઉપર ચઢવું! કેવી બાજી ખેલવી! એ વીગરેની ઘટમાળ ઘઢવા લાગ્યો.

વીલાસનગરના રાજા અમરસિંહજી કે જે પૃથુસિંહનો પીતા થાય તેમના તરફ પત્ર લખ્યો છે તે પત્ર વાંચતાંજ

મહારા તરફ જરૂર જેટલા માંણુસો તથા તંબુ વીગેરે સાથે આવશે, તેટલા માટે તેમની રાહ જોવા બેઠો.

થોડીકવાર થઇ એટલે પોતાનો જિજ્ઞાસુ ઠાકરડો યોગી રાજ પાસે આવ્યો અને ખબર આપી કે વિલાસનગરના અધિપતિ અમરસિંહજી પોતાની રાણી સાથે તથા જરૂર પડતા લસ્કર તથા તંબુ વિગેરે સાથે આ તરફ આવ્યા છે—તે સાંભળી એકદમ તે યોગીરાજ ઉભો થયો અને તે ટેકરા ઉપરથી ઉતરીને જ્યાં અમરસિંહ પોતાના તમામ રસાલા સાથે ખુલ્લા મેદાનમાં મુસાફર તરીકે સ્થંભ્યા હતા ત્યાં આવી પહોચ્યો,

તે યોગીરાજને જોતાંજ રાંણી અને રાજાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો કે તુરત તેણે દિર્ઘઆયુ રહો તેવો આશિર્વાદ આપ્યો—

ત્યાર બાદ રાજાજી અને રાંણી તથા પ્રધાન અને સેનાપતી એ પ્રમાણે ચારે જણને પોતાની ઝુંપડી તરફ આવવાને કહ્યું અને બાકીના તમામ મેદાનમાં તંબુ તાંણીને રેહેવાને યોગીરાજે જણાવ્યું યોગીરાજના કહેવા પ્રમાંણે તેઓ ચારે જણા ડુંગરની ખીણમાં પ્રવેશ કરીને તેમની પાસે ગયા,— યોગીરાજે દરબાર તરફના તમાંમ માંણુસોને માટે અજાયબ રચના પ્રથમથી ગોઠવી મુકી હતી ઘોડાને ચંદી તથા ઘી, ગોળ, સાકર, અને તમામ પ્રકારનું સીધુ તથા મશાલો વીગરે ઉમદા પદાર્થ મંગાવી રાખ્યા હતા, રસોઈ કરવાને માટે વખણાએલા માણુસો પસંદ કરીને રાખ્યા હતા. કેમકે નિર્જન પ્રદેશમાં પથર પાંદડાં અને પાંણી શીવાય બીજુ કંઇ મળે તેમ નહોતું, અમરસિંહ પોતાના મનમાં અનેક પ્રકારની ચિંતામાં ઘેરાયો હતો તે એટલાજ માટે કે આ હાવા અરણ્યમાં આપણા માણુસોને ખોરાક માટે કેમ થશે!

એવા વિચારમાં અધિરો થઇને તે રાજા અમરસિંહ યો ગીરાજ પ્રત્યે કહેવા લાગ્યો કે મહારાજ! મારા ધારવા ઉ પરાંત સ્થિતિ થઇ છે. તો પણ પુછુંછું કે અહિંથી નજીક કોઇ ગામ છે કે કેમ?

**યોગીરાજ**—પંદર પંદર તથા વીસ વીસ કોસ દુર ગાંમ અથવા નગર છે; બાકીનું ભયંકર વનકુટી ડુંગરોનાજ આ સ્થાન છે.

**અમરસિંહ**—(મનમાં કચવાઇને) આપની આજ્ઞા હોય તો જ્યાં નગર હોય તેથી પાંચ કોસ દુર અરણ્યમાં મુકામ કરીએ, અને અમારી સાથે આપ પધારો તો અમને આપના પવિત્ર દર્શણનો જ્યાં સુધી આપની આજ્ઞા અ મને રોકવાની થાય ત્યાં સુધી લાભ મળે કેમકે તમાંન જોઇતો સામાંન ત્યાંથી મંગાવવાને અનુકુળ આવે કેમકે અમારી પાસે સુમારે ચારસે પ્યાદા, બસે ઘોડાં તથા સ્વાર, ગાડીયો બળદ, વોગેરે છે; તેટલા સારૂ માહારી વિનંતી છે.

**યોગીરાજ**—જગત કરતા ઇશ્વર સર્વ પ્રકારે પુરૂ પાડશે— તમે આ આનંદ ભુવનમાં આનંદજ કરો તમારા લશ્કર માં તમામ સામાન આપવા આ તરફના અનુચરો જઇ પોહોચ્યા છે. અને આપણે આ તરફ તૈયાર ભોજન થ યુ હશે તે જમીશું.

**અમરસિંહ**—( પોતાની સાથે રાણી તથા પ્રધાન અને સેન્યાપતી છે તે એક બિજાના સ્હાંમુ જોઇને તથા મોહોટા વિચારમાં પડીને ) માહારાજ! આપ સમર્થ છો તો પણ અમારૂ મન કચવાય છે. કેમકે અમારો તો આપની શેવા કરવી એજ ધર્મ છે.

**યોગીરાજ**—અસ્તુ, તમારૂ મન સ્વચ્છ રહો, અને તાપ સીં પુરૂષો ઉપર તેવો સદોદિત ભાવ રાખો. તથા આર્ય

ધર્મનું રક્ષણ, કરો, અને ઉત્તમ પ્રકારની કિર્તિ મેળવો એજ માહારો આશિર્વાદ છે;—યદ્યપિ આ જગોએ પરમાત્મા સર્વ પ્રકારમાં સાધન પુરાં કરશે.

**અમરસિંહ**—( યોગીરાજની આજ્ઞાને આધીન થઇને ) સારૂ માહારાજ જેમ આપની આજ્ઞા.

યોગીરાજના, આશ્રમમાં ઉપર પ્રમાણે વિલાસનગરના રાજાએ નિવાસ કર્યો. અને તે યોગીરાજ શું કહેવાના છે તે જાણવાની ઇન્તેજારીમાં તેમની શેવામાંજ હાજર રહ્યા.

---

## પ્રકરણ ૧૩ મું.

### વીજયનગર.

એક અરણ્યમાં • સાળો બનેવી
અનાયાસ દેખાવ, ગેબી લાભ
અને આશ્ચર્ય—

વીજયનગરના ડુંગરી પ્રદેશમાં સાળો અને બનેવી બન્નો મૃગયા રમવા નીકળી પડેલા, રખડી રખડીને સૂર્ય આથમવાની વખતે નગર ભણી વળવા લાગ્યા.

પૃથુસિંહ પ્રત્યે કર્ણસિંહ બોલ્યો—આજે આપણે કાળજી વીનાનું કામ કર્યું છે.

**પ્રથુ**—શું ?

**કરણસિંહ**—પિતાજી ગામમાં નથી, તે ચિતોડગઢ પાછુ હસ્તગત કરવા બાબતની મસલતમાં સિસોદીયા રજપુતોના આમંત્રણથી બાહારગામ છે અને આપણે અત્યાર સુધી જંગલમાં છીએ, આજકાલ મોગલ—પઠાણ અને તુર્કો વીગેરે ઠેર ઠેર હુમલો કરે છે માટે સ્થાન સુનું મુકીને ક્ષણ માત્ર ખસવા જેવું નથી.

પ્રથુ—હા. એ વાત ખરી છે. પણ ફીકર નથી કેમકે આપણે કંઇ વીજયનગરથી દુર નથી.

કરણસિંહ—આપણી તરફ કોઈ સ્વાર આવતો હોય તેમ જણાય છે.

પ્રથુ—આપણે મ્રગયા રમવા નીકળેલા વધારે વખત સુધી ટકયા માટે સેન્યાપતિએ મોકલ્યો હશે.

એટલામાં સ્વાર આવી પોહોચે છે તેને જોઇને.

કરણસિંહ—કેમ ગમજી ? તમારે કેમ આવવું પડયું ?

ગમજી—પૃથુસિંહજી હજુર અને આપ હજુર તરફથી કોઇ બાઇ આવી હતી તે વાસંતી બાઈ સાહેબને ગાડીમાં બેસારીને ચંડાદેવીના મંદીર ભણી લઇ ગયાં છે; તેમના ગયા પછી એક કલાક વીત્યાબાદ રાણી વાસમાંથી રત્નમાલા બાઇ સાહેબ તરફથી એવો હુકમ થયો કે તે સગરામમાં બેસીને એક બાઇ સાથે ગયાં છે માટે એક સ્વાર તાબડતોબ મોકલજો, તે ઉપરથી હું બને તેવી તાકીદ કરી ચંડાદેવીના મંદીર ભણી ગયો ત્યાં કોઇ જણાતું નથી, અને મંદીરનાં બારણાં વાસેલાં છે તે એવી રીતે કે અંદરની સાંકળ ચઢાવી છે ઘણી બુમો પાડી પણ કોઇ જવાબ દેતુ નથી માટે રખેને કદાપી આપ મ્રગયા રમવા ગયા હો તેથી કદી ત્યાં બોલાવી લીધાં હોય તો તેનો પકકો તપાસ કરવા સારૂ આ તરફ આવ્યો છું—

કરણસિંહ—( લાલ નેત્ર કરીને ) ચાલો, ચાલો, કંઇક ગડબડ થઈ.

પ્રથુ—કમાડ તોડી પાડવાં હતાં કે નહી. તું એમને એમ પાછો કેમ આવ્યો ?

ગમજી—ત્યાં કોઇ દીઠુ નહીં એટલે મ્હે વિશેષ તજવીજ કરી નહીં.

પ્રથુ—અમારા તરફથી કોઇ પણ માણસ મોકલ્યું નથી, ગમે તે પ્રકારનું કાવતર થયું હોવું જોઇએ. ચાલો જલ દીથી, કેટલે દુર છે?

સ્વાર—નજીક છે. આ સન્મુખ દેખાય એજ ડુંગર.

પૃથુ અને કરણસિંહ દોડાવતે ઘોડે સાથેના સ્વાર સાથે ત્રણે જણુ જેવીરીતે ધનુશમાંથી તીર છુટે તે પ્રમાણે ચાલી નીકળ્યા, થોડીકવારમાં ચંડાદેવીના મંદીર આગળ આવી પોહોચ્યા—જતાંવાંતજ તે દેવીના મંદીરનાં બારણાં જોરથી ઠેલ્યાં. છતાં ઉઘડયું નહી. તેથી તે કમાડને તોડી નાંખ્યું. અને જ્યારે તેમાં પ્રવેશ કરીને જુવે છે ત્યારે તેમાં પણ કંઇ જણાયું નહી, તેથી હૃદયમાં ચિંતા રૂપી અનળ એકદમ પ્રગટયો, બન્યો જણનાં નેત્ર ક્રોધાતુર સિંહની માફક થયાં બાહુદંડ વારંવાર ફરકવા લાગ્યા, રક્તની સ્નાયુઓ ઉછળવા લાગી, હૃદયમાંથી વારંવાર નિશ્વાસ પ્રસરવા લાગ્યો. કંઠમાં ગ્લાનીની ઉત્પન્ન થઇ. વાસંતી જેવી ચતુર અને મધુર ભાશણ કરનારીના તમામ ઉત્કૃષ્ટ ગુણ હાબેહુબ ચિત્રવત યાદ આવવા લાગ્યા, તેના વિયોગની પીડા પૃથુને ઘણી શાલવા લાગી, તેનું હરણ કરી જનાર હાથ લાગ્યો નહીં તેથી હૃદય બહુ તપવા લાગ્યું, પૃથુરાજ જેવો સિંહ છતાં તેની સ્ત્રીને શિયાળ જેવો કોઇ હરણ કરી જાય, અને તે વાસંતીને હસ્તગત કર્યા વિના વિજયપુરમાં પ્રવેશ કરવાને પૃથુને ઘણીજ શરમ આવવા લાગી, તેઓ બન્યે ચંડા દેવીના ઓટલા ઉપર અત્યંત અફસોસ થઇને બેસી ગયા.

અનેક પ્રકારનો તર્ક પોહોચાડયો પણ તેને કયાં જોવી તેનો માર્ગ હાથ લાગ્યો નહી; એમ કરતાં કરતાં છેક રાત્રી પડવા આવી, એટલામાં તેમની આગળ એક ઠાકરડો કદાવર, મજબુત અને ઉંચો છતાં હાથમાં લાંબી લાકડી પકડીને

તે બન્યોની સન્મુખ આવીને ઉભો રહ્યો અને બોલ્યો કે બાઇઓ! તમે શું જુવોછો!

પ્રથુ—અમારૂ માણસ ખોવાય છે તેનો શોધ કરીએ છીએ તને કંઇ ખબર છે?

ઠાકરડો—પૃથુસિંહ હજુર સાહેબ કોણ છે? માફ કરજો કેમકે અંધારામાં હું ઓળખી શકતો નથી. માટે પુછુછું કેમકે માહારે તો તેમનું કામ છે.

પ્રથુ—પ્રથુસિંહ તેજ હુંછું.

ઠાકરડો—( સલામ કરીને ) લ્યો આ કાગળ વાંચો.

પ્રથુ—ચકમકથી દેવતા પાડીને વગડાનાં પાંદડાં વીગેરે ડાળાં ઝાંખરાં તથા ઘાસ ભેગી કરીને ભડકો કરીને કાગળ વાંચવાને શરૂ કર્યું—

માર્કંડ તુલ્ય આયુષ્માન્ પ્રિય પ્રથુ—

લખીતંગ ધવલગીરીની ગુફામાં નિવાસ કરનાર યોગી રાજ જત લખવાનું કે પવિત્ર બાઈ વાસંતીનું ચંડાદેવીના મંદીરમાંથી તેને લગતા ભોંયરાના ગુપ્ત રસ્તે થઇને હરણ કરી જનાર હરાંમખોરને પકડીને તેમનાં નાક અને હોટ કાપીને કેદ કર્યા છે. તે કેદીને લઇને તથા વાસંતીને જાબ્તા સાથે સંભાળીને મારા આસન તરફ લાવ્યો છું, માટે ફીકર કરશો નહી, તમે સુર્ય ઉદય થાય એટલે મારા તરફ આવજો તમને રસ્તો બતાવનાર મોકલેલો ઠાકરડો છે તેથી તેની સાથે આવવું, ઉપર પ્રમાણે મચકુરનો પત્ર વાચીને પૃથુને પુર્ણ સંતોશ થયો. અને મોહોટા ઉચ્ચારથી બોલવા લાગ્યો કે ધન્ય છે ગુરૂ આપના પરાક્રમને ધન્ય છે ગુરૂ તમારા શૌર્ય બલને કે તમારૂ પરાક્રમ શુક્રના તારા જેવું શુ શોભિત જણાય છે,

કરણસિંહ—કેમ શી રીતે છે, ગુરૂને કેમ યાદ કર્યા એવા તમારા ગુરૂ કોંણ છે.

પૃથુ—બલિહારી એમના નાંમને અને બલિહારી એમના પ રાક્રમને કે જેની કૃપાથી મ્હારી હયાતી જળવાઇ છે. હજુ સુધી પણ તેમનો મ્હોટો આશ્રય છે. તે ગુરૂ કોં ણ છે; એ વાત હું તમને કહું તો ઘણી લાંબી છે. તેમ ના દર્શણ અનાયાસ થયાં છે તેમનું પરાક્રમ અપૂર્વ છે: તેમનો ભેદ કળ્યો જાય તેવો નથી. આપણે પ્રાતઃકાળે તેમના દર્શણ માટે જઇશું ત્યાં અત્યારે પ્રિય વાસંતી નિ શ્ચિંત સ્થિતિમાં હશે તે ગુરૂ યોગીરાજ સત્યતકતા નિ-શ્ચિત બ્રહ્મચર્ય વ્રત પાલક, ઉદાર–શુર અને સામદામ ભેદ દંડાદિક રચનાને જાંણનાર છે.

આ પ્રમાણે વાતો કરતા કરતા ગુરૂ તરફથી આવેલા સ્વારને સાથે લઇને વિજયનગરમાંના દરબારમાં પ્રવેશ કર્યો;

પોતાના પ્રાહિઇા મેહેલમાં રત્નમાલાને તે પૃથુ મળ્યો તેમને વાસંતી વીશે ગુરૂ તરફથી આવેલા પત્રના મચકુરની સમજ પાડી અને ગુરૂના અદ્ભુત પરાક્રમની વાત અથથી તે ઇતિસુધીની કહી દીધી તેથી રત્નમાલાએ તે ગુરૂને જોવા ની ઇચ્છા જણાવી.

હવે આપણે યોગીરાજની ઝુંપડી તરફ વળિયે, અને તેમના તરફની ગોઠવણીને અવલોકન કરીએ.

પ્રાતઃકાળનો મંદ મંદ પવન વહન કરતો હતો. અનેક પ્રકા રના પક્ષિયો મધુર અવાજ આપી રહ્યા હતા, આ વખતે ચાર ઘોડેસ્વાર સાથે કવચ બખ્તર ધારણ કરીને ચંદ્રસિંહભુપતિ જે કે વિજયનગરનો અધિપતિ હતો તે ચિતોડગઢ સંબં ધમાં સિસોદિયા રજપુતોને મળીને પાછો વળતો હતો તે યો ગીરાજના ગુપ્ત સ્થળથી કંઇક દુર રસ્તે થઇને જતો હતો, યદ્યપિ યોગીરાજ તરફ વળવાના રસ્તા આગળ બન્યો ડુંગરો ની ખીણના મુખ આગળ સપાટ પ્રદેશ ઉપર તંબુ તાંણેલા અને કેટલાક સ્વાર લોકોનો જથો તેમની નજરે પડ્યો, તે

જોતાંજ ચંદ્રસિંહને અનેક પ્રકારની ચિંત્તા અને વિચાર ઉ ત્પન્ન થયા, ઘોડાની ચાલવાની ગતીને તેઓએ રોકી, થોડીક વાર ધારી ધારીને દ્રષ્ટી કરી તે તરફ પોતાના ઘોડા થોડે દુર ચલાવીને વધારે ખાત્રી કરવા આગળ ગયા, ત્યારે જ ણાઇ આવ્યું કે રજપુત ટુકડીનો પડાવ હોય એમ જણાય છે તેવુ નિશ્ચય કરી ચંદ્રસિંહ તે તરફ ગયો. ત્યાં નજીક જ ઇને પુછ પરછ કરવા માંડી ત્યાંરે ચંદ્રસિંહને જણાઇ આ વ્યું કે વીલાસનગરના રાજા અમરસિંહ આ જગોએ યો ગીરાજની મુલાખાત લેવા સારૂ આવ્યા છે અને તે પોતાની રાંણી સાથે આવેલા યોગીરાજના સ્થાંન ભણી બેઠેલા છે.

આ વાત સાંભળી ચંદ્રસિંહને આંનંદ થયો. પોતાના ઘોડા ઉપરથી તુરત ઉતરી પડયો તે સાથે તેમના સ્વાર પણ ઉતરી પડયા, તુરત યોગીરાજ તરફ જવાને તૈયારી કરી. તે પહેલાં એક ડાકરડો તેમની પાસે આવીને હાજંર થયો. અ ને તે યોગીરાજની જગો બતાવવાને આગળ થયો. ચાલતાં ચાલતાં એક કોસ સુધી ડુંગરની ખીણમાં પસાર કરવો પ ડયો ત્યાંથી ડુંગર ઉપર ચઢવાનો પરીશ્રમ કરી છેક ઉપરના પ્રદેશમાં યુકતીથી તે ઠાકરડા સાથે દાખલ થયા,—ઠાકરડાએ કહ્યું કે હજુર સાહેબ આપ જરાક ક્ષણભર અહીયાં ઉભા રહો હું યોગીરાજને ખબર આપું—એમ કહીને ઝુંપડીમાં તે ઠાકરડો દાખલ થયો થોડીકવાર થઇ એટલે યોગીરાજ માથા ઉપર છુટાવાળ અને ભસ્મ ધારણ કરેલી; હાથમાં પાતળી સોટાનો છડીયો લઇને તથા પાવડી ઉપર ચઢીને તે ચંદ્રસિં હના સન્મુખ આવીને ઉભા રહ્યા ચંદ્રસિંહે પ્રેમપૂર્વક નમ સ્કાર કર્યો તેમને મોટા માન સાથે પોતાની સાથે લઇને જ્યાં અમરસિંહજી બેઠા હતા ત્યાં લઇ ગયો,—અમરસિંહ અને ચંદ્રસીંહની પરસ્પર મુલાખાત થઇ જેમાં યોગીરાજ પોતે એક આસન ઉપર બેસી ગયા.

યોગીરાજે વીલાસનગરના રાજા અમરસિંહને કહ્યું કે- હે મહાબાહુ ! આ ચંદ્રસીંહજી તમારા વેવાઇ થાય છે ત મારો પુત્ર પૃથુસિંહ તેમની પુત્રી રત્નમાલા સાથે વર્યો છે; માટે એ પણ એક મોટી ખુશાલીની વાત છે. જોકે તમે પરસ્પર રાજ્ય સંબંધી એક બીજાની સાથે મિત્રાચારીનો હક ધરાવતા હશો તે વાત જુદી છે પણ આ ગાઢા સંબંધ ની ખુશાલીની વાત હું તમને કહું છું યોગીરાજનું વચન સાં ભળી ચંદ્રસિંહ અને અમરસિંહ એક બીજાની છાતી સર સા દબાઇને ખુબ ભેટયા આ વખતે પરસ્પર મેળાપના હ હર્ષનો પાર રહ્યો નહી,—એટલામાં એક ઠાકરડો દોડતો દો ડતો યોગીરાજ પાસે આવ્યો અને હકીકત વિદિત કરવા લાગ્યો કે મહારાજ ! વીજયનગરથી ચંદ્રસીંહના પુત્ર કર્ણસિં હ અને તેમના જમાઇ તથા આપના શીષ્ય શ્રી પૃથુસિંહજી રત્નમાલા સાથે આપના દર્શણ માટે બહાર ઉભા છે. આપ ની આજ્ઞા હોય તો આવે.- યોગીરાજે તે ઠાકરડાને આજ્ઞા આપી કે તેમને અહિયાં સત્વરથી લાવો અને રત્નમાલા મા રી પુત્રી છે તેને પણ અહીયા લાવીને મારીં દર્શણ કરાવી ને પછી તેમની સાસુ છે તેમના ભણી પેલી સામેની ઝુંપ ડી છે ત્યાં લઇ જજો.

યોગીરાજનો હુકમ સાંભળી ઠાકરડો તુરત વળ્યો—થોડી વાર થઇ એટલે કર્ણસિંહ અને પૃથુસિંહે યોગીરાજની ઝું પડીમાં પ્રવેશ કર્યો—પ્રવેશ કરતાની સાથે પૃથુએ પોતાના પીતાનું દર્શણ કરયું અને કર્ણસિંહે પણ પોતાના પીતાને યોગીરાજ પાસે બેઠેલા જોયા, આ વખતે પૃથુને અને કર્ણસિંહને અદભુત આશ્ચર્ય લાગવા માંડયું તેઓ તુરત યો ગીરાજના પદકમળમાં મુસ્તક નમાવીને પછી, પૃથુ પોતાના પીતાજીને માથુ નમાવી નમસ્કાર કરી આશીશ લીધી તમાં મ પોતપોતાના યોગ્યતા પ્રમાણે આ સ્થળે બેસી ગયા,-

યોગીરાજે પૃથુસિંહને આજ્ઞા કરી કે હે વિર પુરૂષ ! તમારી માતુશ્રી સમિપના ઝુંપડામાં છે ત્યાં તેમની આશીશ લેવાં સારૂ જાઓ, તેમને મળો પછી તમે મારી પાસે આવો યોગીરાજની આજ્ઞા લઇ તે પૃથુસિંહ પોતાની માતુશ્રી તરફ મળવા સારૂ ચાલ્યો ગયો—રત્નમાલાને યોગીરાજે અખંડ સૌભાગ્ય રહો તેવી આશીશ આપીને તેણીની માસુ તરફ રવાને કરી;

આ વખતે એક બીજાની મુલાખાત યોગીરાજની પવિત્ર ઝુંપડી આગળ થઇ જ્યાં ત્યાં આનંદની વૃષ્ટિ થઇ રહી. આ વખતે અમરસિંહના ચેહેરા ઉપર ખુશાલીની ચમકી ચળકવા લાગી, વાગવીલાસ ઉતમ પ્રકારના ચાલવા માડયો. પ્રાતઃકાળનો ઠંડો પવન વહન કરતો હતો; વૃતિયો એક બિજાની શાન્ત હતી, એક બિજાના મનમાં યોગીરાજને માટે વીચિત્ર અને ભેદ ભરેલા વિચાર જુદી જુદી પ્રકારના થતા હતા, તથાપી. કોઇ પણ રસ્તો કલ્યામાં આવી શક્યો નહોતો,

થોડીવાર થઇ એટલે ચંદ્રસીંહ ઉભો થઇ હાથ જોડી યોગીરાજ પ્રત્યે બોલવા લાગ્યો—કે હે માહારાજ ! આ અમરસિંહજી દરબારની સાથે માહારે મિત્રાચારી છે તેમ છતાં વિશેશ સંબંધ થએલો છે. તેમનું પધારવું આપની કૃપાથી આ તરફ અનાયાસ થયું છે, હવે તે અમારા મિજમાંન છે માટે આપ અને આ તમામ રયાશદ અમારી ઝુંપડી પવિત્ર કરવા સારૂ આવવું જોઇએ,—

**યોગીરાજ**—હે પ્રિય ચંદ્રસિંહજી! તમારૂ આમંત્રણ હું સ્વિકારીશ પણ આજતો તમે અમારા મિજમાન છો માટે હું અહિંથી નહી જવા દઉં, હવે તેના માટે તમારે કોઇ પણ ઉચ્ચાર કરવો નહી.—આજે મારી સમક્ષ તમે પરસ્પર આનંદ કરો. હું માહારા નેત્રથી તમને પરસ્પર

જોઇને ઘણો ખુશી થાઉં છું એવી ખુશીનો અપૂર્વ લા ભ વારંવાર મને ક્યાંથી મળવાનો! હું તો જંગલનો ભ ટકનાર યોગી છું; અને તમે તો રાજા છો માટે તમારી સ્વાંગતા આગતા અમારી સ્થીતિ પ્રમાણેજ થવાની છે. તે નભાવી લેજો.

**ચંદ્રસિંહ**—રાજાઓ કરતાં યોગીપદ શ્રેષ્ટ છે. આપની સ ત્તાનો પાર નથી આપની કૃપા તે અમારા જીવનના સુ ખનું મુળ છે, આપનું વચન અમર છે, અને અમે પુ ર્વેથી અર્થાત જ્યારથી સૃષ્ટી ઉત્પન્ન થઇ ત્યારથી આ પની શેવા કરનારા દાસ છીએ; આપની આશીશથી અ મારી સમૃદ્ધીનું તથા આયુષ્ય બલ કાંન્તી અને સત્તાનું સંરક્ષણ થાય છે માટે હે યોગીરાજ! આપની કૃપા અ મારા ઉપર સદોદિત રહો એવી અમારી માગણી છે.

**યોગીરાજ**—બસ, હવે મને આનંદ થયો,—જુવો આ પૃથુસિંહ પોતાની માતુશ્રીને મળીને આવ્યો, જોયો કે! સાબાશ, પૃથુસિંહ, તમને તો હું વારંવાર યાદ કરછું,

આ પ્રમાંણે યોગીરાજ પ્રત્યેક પ્રત્યે વાગ્વિલાસ કરતો કરતો આનંદના તરંગમાં મસ્ત થઇ મુખ મલકાવતો હતો, એટલામાં ત્વરાથી ઉભો થઇને પાસેની પોતાની ઝુંપડીમાં પેશી ગયો, એક ઘટિકા થઇ એટલે ફરી પાછો આવ્યો અને સ્વસ્થ થઇને બેઠો પછી ધીમા અવાજથી સન્મુખ ઝુંપડીમાં જે જનાનખાનું હતું તે તરફ મુખ કરીને બોલ્યો કે બેટાં વાસંતી! બેટા રત્નમાલા! આ સભામાં આવો, અહિયાં કોઇ બીજુ નથી જે છે તે તમામ તમારા મુરબી શિર છત્ર છે તેઓ તમારા પીતા છે કીંવા પીતા તુલ્ય છે, તમારે મર્યાદા મુકીને મારા નજીક બેસવું જોઇએ,—

યોગીરાજની આજ્ઞા થતાજ વાસંતી ને રત્નમાલા બન્ને પાસે નમીને યોગીરાજની એક બાજુએ બેઠા,—યોગીરાજના

આસનથી જમણી બાજુએ ચંદ્રસિંહ અને અમરસિંહ તથા પૃથુ અને કરણસિંહ બેઠા, તેમની નજીક બન્યો રાજાના બે પ્રધાન અને સેનાપતિની બેઠક થઇ, રાણીજીને બેસવાને માટે પાછલી બાજુએ પંડદો મુકીને ગોઠવણ કરી, આ પ્રમાણે થઇ રહ્યા બાદ; યોગીરાજે પોતાના હાંથમાં ઘંટડી પકડીને ખડખડાવી, ને બાજુ ઉપર મુકી, એટલુ થતાની સાથે ત્રણ વૃધ સ્ત્રીયો ચાંદીના થાટ, ચાંદીના વાડકા, ચાંદીના લોટા, પાલ, વીગેરે દરેકના આસન ઉપર ગોઠવીને ગઇ એટલે બીજી વૃદ્ધ સ્ત્રી આવી તેણે ભોજનના પદાર્થ જુદી જુદી જાતના પીરસતી ચાલી, એમ એક પછી એક રસાદાર, આમ્લ, મિષ્ટ, યુકત શાક વીગેરે રજપુતોને નિરંતર ખપતી ચીજો પીરસવા માંડી, જુદી જુદી જાતના તરેલાં ભજીયાં મુકયા, માલપુવા, વેઢમી, અને મિષ્ટાન્ન પણ પીરસાયાં, એકેક કટોરામાં શીખંડનો ભાગ મુકવામાં આવ્યો, લીંબુના રસની ખટાઇમાં આદુ અને ડુંગળીનું કચુમલ પીરસ્યું. ઉત્તમ મસાલાદાર કઢી અને રાયભોગ જાતના સુગંધીદાર ચોખાનો ભાત પીરસવામા આવ્યો; તમામ પીરસાઇ રહ્યું એટલે એકેક પાત્ર સુવર્ણનો રાજા ચંદ્રસિંહને અને અમરસિંહજીને આપ્યો ચાંદીનો મધ કલશ યોગીરાજે હાથમાં લીધો તેના ઉપર હાથ મુકીને આકાશ તરફ દ્રષ્ટી કરીને હોઠ બડબડાવવા માંડયાં. થોડીક વાર થઇ એટલે તેમાંથી વારૂણી દ્રવ્ય આપવા માંડયુ—આજરોજનો ઠાઠ પુરેપુરો રજવાડી હતો તેમાં માત્ર એટલો ફેર હતો કે આ મિજલસમાં યોગીરાજ જુદા દેખાવથી જણાતો હતો. જાંણે કૈલાશ પ્રદેશની રમ્ય ભુમિ ઉપર શંકરનો ગણ સમુદાયનો બાલકો હોય તેવો આ યોગીરાજ કેવળ કોમળ અંગવાળો તરૂણ અને નાજુક બાંધાનો મોહક દેખાતો હતો જેનો કંઠ કોકીલા-સ્વરની સાથે સરખામણી કરે તેવો હ

તો, નેત્રની ચપળતા મીન જેવી હતી. નાશીકા મનોહર અ
ને મોહક જણાતી હતી. નેત્રની કીકીમાં ચળકાટ મારતો
હતો તે નેત્રમાં કુદરતી લાવણ્યતા જે રસિક હતી તે લા
વણ્યતા યોગાવેશ છતાં પણ છુપી રહે તેવી નહોતી, તથા-
પી તે યોગીનું બાહ્ય પરાક્રમ અદ્દભુત દર્શાતુ હતું તેથી તે
યોગી કોણ છે અને શી રીતે છે તે કળી શકવાને ઘણી
શંકાઓ આડે આવતી હતી; જમવાનો ક્રમ શરૂ થયો;
ઉપરા ઉપરી જોઇએ તેટલો વારૂણી યોગીરાજે આપ્યો,
સર્વે જણે પોતાના મિજાન પ્રમાણે લઇને જમવાનું કામ
આટપી લીધુ; ત્યાંથી તમામ જગો સાફ કરી નાંખી જમી
રહ્યા પછી સ્વસ્થ થઇને બેઠા, એટલામાં હોકકા ગગડાવવા
ને સાધન તયાર થઇ આવ્યું, આ વખતે સર્વની વૃતિ યો
ગીરાજના કુતુહલ ઉપર ગઇ, ચંદ્રસિંહ રાજાના મનમાં હજા
ર પ્રકારના તર્ક વિતર્ક ઉત્પન્ન થતા હતા તેવા અમરસિંહ
ના મનમાં પણ થતા હતા, તે વિચાર આશ્ચર્ય પમાડે તે
વા હતા; કેમકે તેમાં એક પછિ એક શંકા ઉત્પન્નથતીહતી
નિર્જન વનમાં યોગ ધારણ કરનાર તપસ્વિ સાધુ રાજ રજ
વાડાના વૈભોગની માહીતી વાળો કયાંથી હોય ! યોગી છતાં
સુખનો વિલાસી કયાંથી હોય ! એટલુજ નહી પણ યોગ
ધારણ કરનાર મસ્ત સ્થિતિ પ્રાપ્ત કરે તેવી વારૂણી અને
અભક્ષા ભક્ષપર પ્રીતી કરનારો કયાંથી હોય, અરે કદી તે
મ છે તોપણ આ યોગીની ઉમ્મર પચીસ વરસની અંદર-
ની છે, છતાં યોગ ધારણ કરવાની શકતી કયાંથી મેળવી
હોય ! આ પ્રમાણે મોટા તરંગના રંગ ઢંગમાં ઉમંગવાળા
બન્યે રાજાઓ પાસે પાસે બેઠેલા એક બીજાના સન્મુખ
જોઇને આશ્ચર્ય પાંમતા જણાયા,—આ તમામ ચિકિત્સા
યોગી જોતો હતો બન્યો રાજાઓના મનમા આ વખતે કે
હેવો વિચાર ઉત્પન્ન થયો હશે તેનો ભેદ સાક્ષાત યોગી

સમજી ગયો હતો કેમકે આ રચના કરતાં પેહેલાંજ આજ પઝી પમાડે તેવા વિચાર અમુક પ્રકારના અમુક રીતે સા જાઓના હૃદય ભીતરમાં ઉત્પન થશે એમ સમઝયો હતો, તેથી ધીરે રહીને તે યોગી બોલી ઉઠયો હે ભાઇઓ! ત મે વિચારરૂપી ચક્રમાં ફેરા મારશો નહી; યોગી લોકોની રીત જુદી છે; મનની પ્રબળતાનું ચિત્ર બતાવવાની શકતી યોગી લોકો રાખે છે અત્યારે તમારા વિચાર તમને બહુ સ તાવતા હશે ખરૂ કે—

અમરસિંહ—ના મહારાજ કદી વિચાર થતા હોય તો તે તમાંમ યોગી પુરૂશોના રંગ ઢંગના અનુભવ વીગરના અ મે છઇએ માટે તેમાં ઘણી ખરી ભુલો અમારીજ હો-વી જોઇએ.

યોગીરાજ—રંગ છે, બરાબર કહો છો. મુમુક્ષુ પુરૂશોનો એજ ધર્મ છે, એમ કહીને યોગીરાજે એક સીટી વગાડી આકાશ સામુ જોઇ રહ્યા, થોડીકવાર થઇ એટ લે ત્રણ ઠાકરડાઓ ત્રણ માણસોને લાવીને તે મેદાનમાં રજુ કર્યા, અને સન્મુખ ઉભા રાખ્યા; ત્યાર પછી ટી પણું વાંચનાર જોશી હાજર થયો તે યોગીરાજની નજી ક આવીને ઉભો રહ્યો, પછી પૃથુસિંહ તરફ દ્રષ્ટી કરી ને—કેમ પૃથુ! આ ત્રણ માંણસમાંથી તમે કોઇને પ-ણ ઓળખો છો!

પૃથુ—બારીક નજરથી જોઇને. હા જરાક જરાક ઓળખું છું પણ હોઠ અને નાક કાપી નાંખ્યાં છે તેથી તે પુરે પુરો ઓળખાતો નથી,

યોગીરાજ—હે પૃથુસિંહજી જેને તમે ઓળખતાને છુંચા ઓ છો તેજ તમારો મુસાફર સોબતી ભગલો હજામછે

પૃથુ—વાહ વાહ, આ ભગલાની આ દશા!

**યોગીરાજ**—શિવ શિવ શિવ, કોણ જાણે એ દશા શા માટે થઇ હશે. (એમ કહીને ભગલા તરફ નજર કરીને) કેમરે ભગલા તહારી આ દશા સાથી થઇ ?

**ભગલો**—આ દશા કરતાં મરવું સારૂ. તમે મારૂ માથુ સા માટે ન કાપ્યું ?

**યોગીરાજ**—વાસંતી જેવી ઉત્તમ સ્ત્રીનાં દરશણ કરવાને માટે તારૂં માથુ કાપ્યું નથી.

**ભગલો**—દરસણ થઇ રહ્યાં હવે તો જે કોઇ મારૂં દરશણ કરે તેજ છળીને મરી જાય એવું થયું છે,઼ઓ મહા રાજ હવે મને બંધનમાંથી મુકત કરો.

**યોગીરાજ**—હજુ તને બરાબર શાસન થયું નથી તેમ વ્હારી મુરાદ હાંસલ થઇ નથી કેમ ખરૂ કે ?

**ભગલો**—ઓ ગરીબ પરવર હવે હું મારા પાપની ક્ષમા માગું છું. કદીપણ આહાવાં કામ હું નહી કરૂ.

**યોગીરાજ**—સ્થીર રહે—તને હું સારી રીતે ઓળખું છું.

યોગીરાજે આ પ્રમાણે ગોઠવણ કરી, જે મંડળી પોતાની પાસે બેઠેલી છે તે તમાંમ આશ્ચર્યમાં ગર્ક થએલી જણાઇ. અને હવે તે યોગીરાજ કેવી તજવીજ કરે છે તે જાણવાની ઇંતેજારીમાં તમાંમનું લક્ષ દોરાયું યોગીરાજે તમામની ઐકાગ્ર વૃતિ થઇ એટલે અમરસિંહ જે કે પૃથુનો પીતા તેના તરફ દ્રષ્ટી કરીને બોલ્યો,—હે મહાબાહુ અમરસિંહજી ! તમે સર્વ મંડલી કાંન દૈને ધ્યાંન આપીને સાંભળો તો હું બે શબ્દ કહું.

**અમરસિંહજી**—અમારૂ લક્ષ કેવળ આપના વચન રૂપી અમ્રતના શ્રાવ ઉપરજ રહ્યું છે. માટે કૃપા કરીને જે કંઇ કહેવા યોગ્ય હોય તે કહો.

અમરસિંહનું વચન સાંભળી યોગીરાજ આસન ઉપર ઉભા થયા,—એટલે તમામ મંડલ ઉભુ થયું.—મંડલી ઉ

ભી થએલી જોઇને યોગીરાજે તેમને બેસવાને સાંન કરી અને કહ્યું કે જે કંઇ બોલવાને હું આશા રાખું છું તે ઉ ભો રહીને હું બોલીશ; એમ કહી કહીને પોતે વાત કરવા ની શરૂવાત કરે છે. અને તમાંમ મંડલી એકવૃતીથી યો ગીરાજ સન્મુખ જેમ ચકોર ચંદ્ર તરફ નજર કરે તેમ ન જર કરીને બેઠેલી છે તે વખતે યોગીરાજ પોતાની એકાંત ઝુંપડીમાં પ્રવેશ કર્યો અને ઠાકરડા સાથે કહાવી મોકલ્યું કે તમે શાંત થઇને બેસો એક ઘડી પછી યોગીરાજ આવેછે.

આ તરફ ધવલગિરિ પર્વત ઉપર રમ્ય સપાટ જગો દેખાતી હતી તે તરફ છુટી જગોમાં જાજમ પાથરીને તમા મ પોત પોતાની બેઠકે ગોઠવાઇ ગયા,—એક તરપ વીજય નગરનો રાજા ચંદ્રસિંહ, તેનો પ્રધાન, રાજપુત્ર કર્ણસિંહ, અને રાજ પુત્રી રત્નમાલા તથા તેમનો સેનાપતિ વિગેરેની બેઠક ગોઠવાઇ બીજી તરફ વીલાસનગરનો રાજા અમરસિં હ, અને તેમનો પુત્ર પૃથુસિંહ—તથા પ્રધાન, અને સેના પતિ વીગેરેની બેઠક ગોઠવાઇ, પશ્ચાદ બાજુએ રાંણીજી વી ગરે તેમની દાસીયો હતી,—મધ્ય ભાગમાં છુટી જગો હ તી બેઠકના સન્મુખ એક ઓટલા આગળ ત્રણ કેદીઓ હ તા તેમાં એક કેદી કેવળ આંધળો હતો અને બે કેદીઓ નાં નાક અને હોઠ કાપેલાં હતા;

તમાંમ શાંન્ત થઇને બેઠા હતા, યોગીરાજની ચાતુર્યતા અને વાકપટુતાનાં પરસ્પર વખાણ કરતા હતા; તેમની ચા તુર્યતા તથા આ નિર્જન વનમાં આટલી બધી ગેબી ગોઠવ ણ શી રીતે કરે છે ! તેને માટે આશ્ચર્યમાં પડતા હતા, હવે તો યોગીરાજ આવે તો સારૂ એમ તલપાપડ વૃતી. તમાંમની થઇ હતી,—એટલામાં તે સભામાં તરૂણ ઉમરની કનકવેલી જેવી સ્વરૂપવાન અલબેલી નવેલી શોભે શૃંગારથી ભર પુર એવી ઉર્વશી તથા તિલોત્તમા અને મેનકા જેવી અપ્સ

શનું માન ખંડન કરે તેવી મહા મોહક સ્ત્રી ખુલ્લા મુખ થી હાથમાં એક પુસ્તક પકડીને સભામાં પ્રવેશ કરતી આવી જેવી તે અનાયાસ કોઇ સ્ત્રી આવી છે એમ જોઇને સર્વ મંડલ ચિત્રવત તે તરફ જોઇ રહેવા લાગ્યું, અને મોટા વીચારમાં તેં સભા ડાંમાડોળ થવા લાગી કે આ નવલ સ્ત્રી કોણ? તેમજ એકાએક તેણે આ સભામાં કેવા હેતુથી પ્ર વેશ કર્યો હશે! એ વીગરે વીચારમાં ગર્ક થએલી સભા દે ખતાં, તે મોહક યોવનાએ જ્યાં યોગીરાજનું આસન (સિં હાસન) હતું તે સિંહાસનને હાથ લગાવી દસબાર વાર સ લાંમ કરીને તથા તેની પુજા કરીને, પ્રણામ કરીને, બાજુ ઉપર ઉભી રહી. પછી સર્વેને આશિર્વચન દેવા લાગી અને સભા તરફ નજર કરીને બોલવા લાગી કે, હે મેહેરબાંનો,! હે ભાઇયો,! હે બેહેનો! અને હે માતુશ્રી! તમાંમને હકી કત વિદિત કરૂછું કે આ ગાદી ઉપર બેસનાર યોગીરાજ આપને છેલ્લાં દરશન આપીને અંતર્ધ્યાન થયા છે હવે તે વેશનું દર્શણ કદાપી કાળે થવાનું નથી; તેમના તરફથી જે કંઇ બોલવાનું છે તે તમાંમ કામ મને સોંપી ગયા છે, તે મની કામગીરી હું અદા કરવાની છું.

અરસિંહ—હેં, હેં, એ મહારાજ કયાં ગયા! શું થયું! અરેરે એકદમ આમ કેમ કરી નાંખ્યું!

ચંદ્રસિંહ—ઓ બાઇ સાહેબ! તે યોગીરાજ રૂપી રત્ન એકદમ અદર્શ થયા એનું કંઇ કારણ સમજાયું નહી; તેમજ તમે તેમના તરફથી કોણ છો!

મોહકસ્ત્રી—જે યોગીરાજ તેજ હું છું. અને જે હુ છું તેજ યોગીરાજ જાણો,

પ્રભુસિંહ—( પોતાના પિતાજી પ્રત્યે ) હે પીતાજી! સબુર રાખો, તે જે બોલે છે તે એકજ રૂપ હોવુ જોઇએ કે

ગકે કુંકસ્વર એકજ છે નેત્ર એકજ છે, શારીરીક સ્થિતિ એકજ છે, પણ અલંકારમાં ફેરફાર છે.

**અમરસિંહજી**—( ભારે વિચારના ઘોટાળામાં પડીને પૃથુ પ્રત્યે ) ભાઇ ! એંગજ જર્ણાય છે.

**બાહુકસ્ત્રી**—હે ભાઇયો ! આપની સર્વે શંકાનું હવે સમાધાન થશે;

### સભામાં પ્રવેશ કરનારી સ્ત્રીનું ભાષણ:—

હે મહાબાહુ પવિત્ર અમરસિંહજી ! તમારૂં સદા સર્વદા કલ્યાંણ થાઓ, હે કદરદાંન, અને ગુણજ્ઞ શૈર્ય સાંત્વક પૃથુસિંહજી ! તમારી મન કાંમના સફળ થાઓ. હે વિલાસનગરના ભુપતીની રાંણીશ્રી તમારો અખંડ એવાતણ રહો હવે સાંભળો, હું કોંણ છું તે ઓળખો, હે અમરસિંહજી હજુર સાહેબ, હું આપના નગરમાં નિવાસ કરનારી ચારણી દેવી છું. મારૂ નાંમ મેનાં દેવી છે. મારો સ્વામી ધ્રઢવી હાલો છે તે શરમાળ હોવાથી ત્રીસ વરસ સુધી આપના રાજ્યદ્વારમાં યાચવા આવી શકયો નહોતો, આપના બાપ દાદાઓએ તેમના વડીલને જેજે સમયે જે કંઇ બક્ષિસ કરેલું તે તમાંમ ત્રીસ વરસમાં અમલ કસુંબામા વટાવી ખાધુ તે નિરક્ષર હોવાથી તથા અમલમાં ખવાઇ જવાથી કેવળ દારીદ્ર સ્થીતી ભોગવવા લાગ્યા. તેમની સરાસરી સીતેર વરસની ઉમર છે હું તેમની સ્ત્રી ચોથીવારનીછું; ઘરમાં અન્ન પાંણીનો ખુટકો હોવાથી. મ્હેં એક ગાહો રચ્યો હતો તે ગાહો તે ગઢવી સુખપાઠ કરીને તથા લખેલો કાગળ લઇને તેની ખરીદી થવા દરબારમાં લાવ્યા હતા, જેની કીમત સવા લાખ લેવાની ઠરાવી હતી, તે ગાહો આપે ખરીદ્યો નહી, છતાં આ પૃથુસિંહજીએ ત્રિજોરીમાંથી રૂપીયા કાઢીને તથા ગઢવીને આપીને ખરીદ્યો હતો;—આપની આજ્ઞા શી

વાય પૃથુસિંહે તે નાણું આપ્યાં તે ઘેરવ્યાજથી કર્યું છે,
એવો વિચાર આપનો અને પ્રધાનજીનો થયાબાદ તે વિશે
પૃથુસિંહજીને ઠપકો મળ્યો હતો, તે ઠપકો તથા તિરસ્કાર
પૃથુસિંહથી સહન થયો નહી તેથી રાજ્ય ભુમિનો ત્યાગ ક
રીને ફક્ત એકલા ચાલી નિકળ્યા, તે વાત આખા નગરમાં
ફેલાઈ ગઇ, અને માહારા જાણવામાં પણ આવી ગઇ,—ક
વિતાની કદર કરનાર પોતાની રાજ્ય ભુમિ ત્યાગ કરીને જા
ય છે તેનું મુળ કારણ હુંજ છું એમ મારા સમજવામાં
આવ્યું—તે પૃથુસિંહ જેવો દાતા, અને ઉદાર તથા કદરદાન
દયાશીલને મારે માટેજ પ્રવાસ કરવાનો પ્રસંગ આવ્યો
એ હેતુ મારા અંતઃકરણને બહુ સાલવા લાગ્યો; તેથી કરી
ને મને નિંદ્રાપણ આવતી નહોતી,—મ્હેં મારા ઘરનો ઘટ
તો બંદોબસ્ત કર્યો, જેમાં માહારા વૃદ્ધપતિને કોઇ પ્રકારે
હરકત પડે નહી તેવી યોગવાઇ કરી; સવાલાખ રૂપીયા
મને મળ્યા હતા તેમાંથી પચીસ હજાર રૂપીયા ખરચને
માટે તુરત બાહાર રાખ્યા હતા તેમાંથી એક ઉમદો ઘોડો
લીધો; કારીગરોની પાસેથી કડીબંધ લોહનું કવચ અને મુ
સ્તકના રક્ષણને માટે ટોપ લીધો ઢાલ તલવાર ઇત્યાદીક ઉ
મદા શસ્ત્રો ખરીદ કર્યાં મારા પતિને મ્હેં જુદી પ્રકારનો
દિલાસો આપ્યો હતો, તે કેવળ અશક્ત છે તેથી તેમને
માત્ર જરૂર પડે ત્યારે ખોરાક અને અફીણનુંજ કાંમ પડતું
હતું તે શીવાય માહારી જરૂર તેમને નોહોતી; તેથી માહા
રી ગેરહાજરીથી તેમને કોઇ પ્રકારનો વલોપાત થાય તેમ
નહોતો પ્રાતઃકાળમાં પૃથુસિંહે વિલાસનગરની રમ્ય ભુમિના
ઉત્તર પ્રદેશમાં આવી રહેલા ડુંગરોમાં પ્રવેશ કર્યો હતો એ
વી બાતમી મને મળી તે સાથે માનવંતા અમરસિંહજીએ
પૃથુસિંહની શોધ કરાવી છતાં નિષ્ફળ થયા તે પણ જણા
ઇ આવ્યું એકજ પુત્ર અને આહાવી પ્રકારનો પરિણાંમ

થવાથી તેમના અંતઃકરણમાં મોટી ચિંત્તા વ્યાપી રહી હતી, જેને પોતાની પલાંઠીમાં બેસારીને લાડ લડાવેલાં જેમણે જન્મ આપ્યો. તેમનો ઉમળકો હદપાર હોય છે છતાં જ્યારે આ પ્રમાણે બન્યુ તે વખતે તેમનું અંતઃકરણ ભે રાઇ ગયું હતું. તેમની બેચેની, હદ વીનાની હતી, પણ આ વખતે કોઇ પ્રકારનો ઇલાજ નહોતો, પણ મારા મનમાં અનેક પ્રકારની કલ્પના થતી હતી, પ્રતાપસીંહ અમરસિંહજીનો ક્રોધ રખેને કદાપી ધહવી ઉપર થાય ! એમ મારા મનમાં ભય થયો હતો, તોપણ તે ભય ઉપર મ્હેં દરકાર રાખ્યો નહોતો કેમકે જેના અંતઃકરણમાં સત્ય, દયા, સદવિચાર, વિવેક, નિયમ, અને પ્રમાણીકપણું છે. તેના રક્ષણ માટે પરમ પવિત્ર પરમાત્મા સર્વે પ્રકારે સહાય રહે છે, એમ સમઝીને, હું માહારૂ કાર્ય યોજવામાં ગુથાઈ, બીજે દીવસે પ્રાતઃકાળમાં દુર્ગા દેવીનું સ્મર્ણ કરીને જરૂર પુરતી ખરચી હડફીમાં રાખીને મારી સાથે ડુંગરી પ્રદેશના આડા અવળા અને વાંકા ચુકા રસ્તાના માહીતગાર ભોમિયા બે ઠાકરડાઓને રાખીને અતિ સત્વરથી મરદનો પોશાક કવચ ટોપ શસ્ત્ર ધારણ કરીને નીકળી પડી, ડુંગડી પ્રદેશમાં પ્રવેશ કર્યો જેમાં નાંના મોટા ઘણા રસ્તા આવતા હતા, એક જ ગોએ ત્રણ રસ્તા મ્હોટા માલુમ પડયા જે રસ્તે થઇને જઇ શકાય તેવું હતું તેમાંથી કયે રસ્તે જવું ! તેમજ પૃથુસિંહ કયે રસ્તે થઇને ગયા હશે ! એ વીગરે વિચારમાં ગુથાઇ ગઇ, એટલામાં એક ઠાકરડો મધનો ઘડો લઇને આવતો હતો તે ઠાકરડાને મારી સાથેના બન્યો કોળી ઠાકરડા ઓળખતા હતા તેમણે તે મધના ઘડાવાળાને પુછ્યુ કે તમને કોઇ સ્વાર મળ્યો હતો ? મધના ઘડાવાળાએ કહ્યું કે હું જે રસ્તે થઇને આવુંછું તે રસ્તે તમે જાઓ હું કાલે સહવારના પોહોરમાં મધમાંખીના પોડાં વૃક્ષ ઉપરથી ઉખાડાતે

હનો તે વખતે એક સ્વાર દોડાવંતે ઘોડે જોસભેર ચાલ્યો
જતો હતો, એટલુંજ જાણ્યું એમ કહીને તે ચાલ્યો ગ
યો, અમે તે ઠાકરડાના કહેવાથી ત્રણ રસ્તામાંનો મધ્ય
બાજુનો ચોકસ રસ્તો પકડયો,–ત્યારે વીશેષ ખાત્રીથી ઘો
ડાનાં પગલાં કોઇ કોઇ જગોએ પડેલાં જણાતાં હતાં તેથી
મને ખાત્રી થતી હતી, જ્યાં કઠણ જમીન તથા પથ્થરવા
ળી જગો આવે ત્યાં પગલાં જણાતાં નહોતાં પણ રસ્તો
એક હતો તેથી અમારી આશા શબળ રહી હતી, જેમ
બને તેમ હું પણ ઘણી તાકીદથી મુસાફરી કરતી હતી, મા
રી સાથેના માણસો (નોકર) મજબુત બાંધાના હતા તેથી
તે પણ ઘોડાની જોડે ઝડપથી ચાલતા હતા, પૃથુસિંહ રસ્તા
નો ભાજાણ્યો છે માટે તેની શોધ જલદીથી મળી શકશે
એવી કલ્પના અમારા નોકર વર્ગની ચાલી હતી; ચાલતાં
ચાલતાં છેક સાયંકાળ થવા આવ્યો જેમ જેમ અમે આગળ
જઇએ તેમ તેમ વીકટ ડુંગરના ગુચવાડા ભરેલા ભય પ્રાપ્ત
કરે તેવા રસ્તા જણાતા હતા, તે ડુંગરોમાં કોળી ઠાકરડાનાં
નાનાં નાનાં ઝુંપડાં એક બીજાથી દુર એવાં આવતાં હતાં,
તેથી જ્યારે રાત્રી પડે ત્યારે અમે તેવા લોકોમાં રહીને રાત્રી ગા
ળતા હતા. પ્રાતઃકાળ થાય એટલે અમારી મુસાફરી ક્રમ પ્રમાણે
ચાલુ રહેતી હતી. સુમારે સો કોસ મુસાફરીમા અમે કા
પ્યા હશે ત્યાં સુધીમાં પૃથુસિંહનું ઠેકાણું મને જણાયું ન
હી. આખરે કેટલીક મુદતે એક ઉપવનમાં તળાવ ઉપર
નિરાશ થઇને અમારો થાક શાંત કરવા અમે બેશી ગયા,
મારી હડફીમાં વારૂણી કળશ રાખ્યો હતો તેમાંથી થોડીક
વારૂણી લઇને તે ઉપર થોડુક ખાઇ લીધું. મ્હેં મારા નોક
રોને ખાવાનું આપ્યું અને ચાર ઘટિકા સુધી આરામ લી
ધો પછી તુરત ઘોડા ઉપર ચઢીને આગળ વધ્યા, તે વખ
તે સાંજ પડવા આવી હતી; આજુ બાજુ કોઇ માણુસની

વસ્તી નહોતી, ક્યાં ઉતારો કરવો ! ક્યાં પડી રહેવું ! એ વીગેરે વિચારમાં હું ગુંથાઇ એટલામાં એક ઘાયલ થએલો ફકીર અમારા નજીક થઇને જતો હતો તેને અમે પુછ્યું કે આગળ કોઇ ગામ આવે છે ? તે ફકીરે કહ્યું કે ભાઇ ! આખી દુનીયાં આજથી ડુબી ગઇ—આ પ્રમાણે તેનું વિચિત્ર બોલવું જોઇને મને શક ઉત્પન્ન થયો, તોપણ ફરીથીને પુછ્યું કે જે માણુસ મૃત્યુ પામે છે તે માણસને દુનિયાં ડુબી ગઇ એમ સમઝવાનું છે ત્યારે તેણે કહ્યું કે એ વુજ થયું છે, હવે હું પણ થોડીવારમાં મરવાનો છું. સીદીમૈલાની જગો અહીથી દસ ખેતરવા છેટે સન્મુખ નજીક છે ત્યાં અલાઉદીન પાદશાહે આરીને પારસમણીના લોભને માટે તમાંમ ફકીરોનો નાશ કર્યો છે અને હું પણ મરવાનોજ છું. એ સીદીમૈલા હયાત હોત તો તમારા જેવા મુસાફરોને આહાવા જંગલમાં પરમ સુખ હતું તે સુખનો તથા તે સીદીમૈલાનો નાશ થયો અને હું પણ બચવાનો નથી તેથી દુનિયાં ડુબી ગઇ એમ હું સમઝુ છું;—ફકીરનું આ પ્રમાણે બોલવું થયું એટલે વીશેશ તપાસ માટે મ્હેં તેને ફરીથી પુછ્યું તેમાં તે ફકીર તરફથી પ્રત્યુત્તર એવો મલ્યો કે પાદશાહના તમાંમ માણુસો ચાલ્યા ગયા છે તે જગોએ સેંકડો મડદાં પડયાં છે. માત્ર સીદીમૈલાની ઝુંપડી છે,—એ પ્રકારે કહીને ઘણા વેગથી નાસતો નાસતો તે ફકીર રેતીની જગો ઉપર ઉથલી પડયો અને યા ખુદા, યા રસુલ એટલા શબ્દ બોલીને તે ત્યાંજ મર્ણ પામ્યો,—આ હાવી હકીકત સાંભળીને મારૂ મન દીલગીર થયું, તોપણ કોઇક સારૂ વૃક્ષ તથા ટેકરી જોઇને ત્યાં પડાવ કરવો એ હેવો માહારો વિચાર થયો. તેથી અમે ચાર પાંચ ખેતરવા છેટે જઇને એક ટેકરી પસંદ કરી તે ઉપર મ્હેં મારો ઉતારો કર્યો, એમ કરતાં કરતાં રાત્રી થઇ ગઈ ચાર ઘટિકા

રાત્રનો સુમાર થયો તે વખતે હું સ્વસ્થ બેઠો હતો રાત્રી અંધારી હતી, સુમારે આઠ ઘટિકા રાત્રી થઇ હશે તે વખતે નજીકમાં ચાર વૃક્ષની મધ્ય બાજુમાં એક ફાંનસ જણાયું તેમાં દીવાનો પ્રકાશ હતો, એટલામાં ત્રણ ફાંનસોનાં અજવાળાં જણાયાં તે ઉપરથી મને આશ્ચર્ય લાગ્યું કે કંઇક કૌતક જેવું જણાય છે, અગર વખતછે ને આ તરફ આફત આવી પહોચે, તેટલા માટે ઢાલ તલવાર પકડીને હું તે જગોએ બેશી રહી, થોડીકવાર થઇ એટલે એક માણુસ જણાયો અને ત્યાર પછી બીજા ત્રણચાર માણુસો પાછળથી દોડતા દોડતા તે ફાંનસના અજવાળા ભણી જઇ પોહોચ્યા, તે તરફથી ખબડદાર, ખબડદાર, એવા શબ્દ નીકળવા લાગ્યા; તે સાંભળી મારૂ હૃદય હાથ રહ્યું નહી રખેને કદાપી તેમા પૃથુસિંહતો નહિ હોય? એવી શંકાનું નિર્ણય કરવા સારૂ હું તૈયાર થઇ. માહારો ઘોડો સાચવવાને એક ઠાકરડાને રાખ્યો, અને એકને મારી સાથે લીધો તેને મધ્ય ભાગમાં ઉભો રાખ્યો તેને એવી સમજુત પાકી રીતે મ્હેં આપી હતી કે જ્યારે હું બોલાવું ત્યારેજ આવવું નહી તો પછી છુપકીથી તમાસો જોઇને તું ટેકરી ઉપર ચાલ્યો જજે, એ પ્રમાંણે દીક્ષાશી આપી હું સત્વરથી ત્યાં જઇ પોહોચી, ત્યારે ત્યાં! આ વિર પુરૂષ પ્રિય પૃથુસિંહ ઉભા રહેલા જણાયા. તેમના ઉપર ચાર માણુસોએ ખુલ્લી તલવારથી હલ્લો કર્યો હતો તે હલ્લામાં પ્રાંણ બચવાની આશા બિલકુલ નહોતી, પૃથુસિંહે એકને ઘાયલ કર્યો હતો. આ જગોએ જે આવ્યા હતા; તે અલ્લાઉદ્દીન તરફના ચાર એક્કાઓ હતા; આ વખતે મને ખરેખરો લાગ મલ્યો હતો મ્હે પૃથુસિંહને કદીપણ જોયો નહોતો તેથી તુરત તો મારી જીજ્ઞાસા ક્ષત્રી પુત્રને કે આર્ય પુત્રને બચાવવા તરફ થઇ હતી તેથી એકદમ ચુપકીથી ધસારો કર્યો અને તલવારના

ઝટકાથી બે પેહેલવાંનોને પાડ્યા, એટલામાં એક રહ્યો હતો તેણે મારા ઉપર તલવાર ઉગામીને જોરથી મારી તે તલવાર મ્હેં મારી ઢાલ ઉપર ઝીલી લીધી, તે વખતે પૃથુસિંહે તેને તલવારના ઝટકાથી હેઠલ પાડ્યો પછી એક એકલો રહ્યો તે ઘાયલ હતો તેને અમે અમારી વચ્ચે ઘેરી લીધો. તેણે સર્વે વર્તમાન કહ્યા. તોપણ તેને તલવારથી મારવામાં આવ્યો.

**પૃથુસિંહ**—( મૈનાંદેવી તરફ જોઇને ) હે દેવી ! ધન્ય છે તમને તમારૂ પરાક્રમ મેં નજરે જોયું છે. તમારી કૃપા થીજ હું તે વખતે ઉગર્યો હતો જો તમે ન હોત તો આ જગોએ હું હયાતીથી માતા પીતાને મળત નહી.

**અમરસિંહ**—સાબાશ—સાબાશ. મૈનાં દેવી ! તમારી સત્ય વાતમાં અમારા હૃદયનું શૌર્ય રક્ત પ્રેમ સાથે ઉછાળા માર્યાં કરે છે. તે સાથે ખરા અંતઃકરણથી અમે એવું માનીયેં છીએ કે તમારા જેવાં મૈનાં દેવીનો અમારા નગરમાં નિવાસ છે તે અમારૂ ધન્ય ભાગ્ય;

**પૃથુસિંહ**—હે દેવી ! હું તો તમારૂ છોકરૂ છું તમારો અપાર ઉપકાર માનતાં પણ તેનો બદલો મળે તેમ નથી, અને હવે મને દરેક ઠેકાણે થતી હરકતોમાં તમારી સાહાતા યાદ આવે છે.—હવે તો હુંજ કહું છું કે પરિમોશપતનથી આ વાસંતીને લાવતાં રસ્તામાં ઠગ લોકોનું ભયંકર ટોળું આવ્યું હતું તેમાં પણ તમેજ આવ્યાં હતાં તેમાં પાંચ સાત ઠગ લોકોનો તમે નાશ કર્યો હતો એ જગોએ પણ મ્હારો બચાવ તમેજ કર્યો છે.

**મૈનાંદેવી**—હા એ વાત ખરી છે. સોદી મોલાની જગોએ થી તમે એકલા રસ્તે પડ્યા; અને હું તમારાથી છુટી થઇ તમને મારી ઓળખાંણ આપની જરૂર પાડવાને મ્હેં ધાર્યું નહોતું—એનું કારણ એ હતું કે તમારૂ શૌર્ય બળ તથા બાહુબળ જોવાની મારી આકાંક્ષા હતી.

મેનાંદેવીએ ભાશણ કર્યું એટલે પૃથુસિંહે ઉભા રહીને તમામ હકીકત વીદીત કરી જે જે જગોએ જે વેશથી સાથતા મળી તે વાત વિદિત કરીને પૃથુ પોતાના આસન ઉપર બેસી ગયો.

મેનાંદેવીએ પૃથુ કયાં જાય છે તેની કાળજી તથા તેના રક્ષણ માટે તે જે જે ઠેકાણે ભટકી ભટકીને જ્યાં જ્યાં ઉતારા કર્યા હતા, તે વાત તમાંમ કહી દીધી,

વાસંતીએ પોતાના છુટકારાની વાત સભામાં ઉભીરહીને કહી, તેનાં યોગીરાજના વેશથી ગન્યો પઠાણ સ્વારને કેવી ખુબીથી કતલ કર્યો તેની ચાતુર્યતાનું વર્ણન કરયું. અને પૃથુસિંહ ઘાયલ થયો હતો તેને દુરસ્ત કર્યો બાબત વાત જણાવી.—

ભગલો નાંમનો માણુસ પોતાનું કાર્ય સાધવા જાય છે તેને જોશીનો વેશ લેવરાઇ તેના પેટની વાત કહાવી તે વાત કેહી ભગલાએ અને જોસીએ જાહેર કરી. જેમાં મેનાંદેવીની સંતલસ હતી.—

ચંડાદેવીના મંદીરમાંથી, તે ભગલાને કેવી રીતે પકડયો અને તેમાંથી વાસંતીનો કેવી રીતે છુટકારો કર્યો તે વાત જણાવી, અમરસિંહ ઠાકોરને નર્મદા નદિ ઉપર યોગીરાજરૂપે મળેલ મૈંનાંદેવીની ગોઠવણ તથા ચાતુર્યતાની હકીકત જણાવી, જેમાં પીતા અને પુત્રનો મિલાપ કેવી રીતે કરાવ્યો તે બાબત મેનાંદેવીના ઉત્તમ વીચારને સાબાશી આપી.

કર્ણસિંહે પૃથુસિંહના પરાક્રમની વાત જણાવી તે સાથે ચંદ્રસિંહે તમામ હકીકત ઝાહેર કરી.

ઉપર પ્રમાંણે એક પછી એક ઉભા થઇને મૈંનાદેવીનો વારંવાર ઉપકાર માંનવા માંડયો. અને તે સાથે ધન્યવાદ આપવા લાગ્યા, એકંદર મૈંનાંદેવીએ વાત પુરી કરી એટલે

તમાંમ મંડલી ઉભી થઇને તે મેનાંદેવીને સંપૂર્ણ માંન આપવા ઉભા થયા.—

તે વખતે મેનાંદેવીએ કહ્યું કે—હે પૃથ્વીપતિ! હે માહા બાહુ હવે તમે મને માથુ નમાવશો નહીં હું તમારી યાચક છું. અમારે તમારો પ્રતાપ જોઇએ—પૂર્વે જે તમે માથુ નમાવ્યું હતું તે આ યોગીવેશ તથા યોગીના આશનને નમાવ્યું હતું. તે આસનની સભામાં પ્રવેશ કરતાંજ મ્હે પુજા કરીને બે શબ્દ બોલવાને મ્હે શરૂવાતી કરી હતી.

**અમરસિંહ**—હે દેવી! એ સંબંધી અમને અભિમાન નથિ, માત્ર તમારા અમુલ્ય ગુણને મોટું માન આપવામાં આવ્યું છે—આત્મા સર્વેમાં એક છે, સ્થુળ દેહની જાત, નથી. માત્ર ઉંચ અને નિચ કાર્ય ઉપર અધમ અને શ્રેષ્ટ કેહેવામાં આવે છે.

વાલ્મીક જાતનો કોળી હતો. પણ તેમનામાં ઉત્તમ ગુણ હતા. તેથી તે યુગમાં મોટા પરાક્રમી રાજાઓ તે વાલ્મીકના પદ કમળમાં મુકુટ નમાવતા હતા, વાસ્તવ હે મેનાંદેવી તમારામાં ઉત્તમ ગુણે વાસ કરેલો છે તે ગુણને મુસ્તક નમે છે. માટે શાસ્ત્ર વિરૂદ્ધ કંઇ પણ કામ થયું નથી.

**મેનાંદેવી**—ધન્ય પ્રભુ! તમારામાં સત્વકીવૃતી ઠરો અને તે યોગે કરીને તમારો યશ પ્રસરો એવી માહારી આશીશ છે.

**ચંદ્રસેન**—હવે કૃપા કરીને માહારી હકીકત ઉપર ધ્યાંન આપો આ તમામ આનંદકારક મંડલી શ્રી મેનાંદેવી સહવર્તમાન મારૂં ભુવન પવિત્ર કરો એટલીજ મારી આજીજી છે.

**અમરસિંહ**—એ બાબત મેનાંદેવીની આગ્યા પ્રમાણે થવું જોઇએ.

**મેનાંદેવી**—હે ભાઇયો ! પવિત્ર મનના ચંદ્રસિંહજીનું આમંત્રણ સ્વિકારવું જોઇએ એવું માહારી ધ્યાનમાં આવે છે.

મેનાંદેવીનો અભિપ્રાય પસંદ કરીને તેજ વખતે તે ધવલગીરી ઉપરથી તમામ ડેરા તંબુ ઉપડવા લાગ્યા, મેનાંદેવીએ પોતાની પાસે રાખેલા નોકરોને સાથે લઇ લીધા, તેમને માટે બેસવાની પાલખી તૈયાર થઇ થોડી વારમાં તમામ સમુદાય સજ્જ થઇ વિજયનગર ભણી જવાને કુચ કરના માંડયું. તે પેહેલાં ભગલાને તથા તેના સાથીને અને આધળાને છુટા મુકી દીધા તેઓ પોતાને રસ્તે ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૪ મું.

વીજયનગરમાં એ દીવસ સુધી રાજા અમરસિંહનો પડાવ રહ્યો ત્યાં સુધી નિવૃત સ્થિતિએ રહીને મેનાંદેવીના મુખમાંથી નિતિનાં વાકયો સાંભળવામાં આવ્યાં—ક્ષત્રી વીર પુરૂશનો સનાતન ધર્મ શો છે તે વીશે વીસ્તારથી વીવેચન થવામાં આવ્યું.—સ્ત્રીઓએ પોતાનું બાહુ બળ વધારવું જોઇએ. અંગકસરત કરવી જોઇએ. અશ્વ ઉપર બેસવાનો અભ્યાસ રાખવો જોઇએ. ધૈર્યતા તથા વિવેક રાખવો જોઇએ એ વીગેરેનું પ્રતિપાદન કરવામાં આવ્યું હતું; કેટલોક વિષય રાજનીતીનો વર્ણવ્યો હતો જેમાં શામ દામ ભેદ અને દંડ એવા ચારે વીશયોનું સ્વરૂપ અસરકારક જણાવ્યું હતું, તે મેનાંદેવીની વાક પટુતા જોવાને વિદ્વાન પંડીતની સભા થઇ હતી. જેમાં સાક્ષર વર્ગના પુરૂષોએ તેણીને સરસ્વતિની ઉપમા આપી હતી, ચંદ્રસીંહ તે મેનાંની દ્રઢતા તથા શૌર્ય જોઇને એક હાથી અને દસ લાખ રૂપીયાના બક્ષીસી કરી હતી, અને તે હાથી સાથે એક

ગામ બક્ષીશ કરવામાં આવ્યું હતું, ઘણા કાળ સુધી વિજયનગરમાં નિવાસ રાખવાને ચંદ્રસીંહનો આગ્રહ થયો હતો પણ તે આગ્રહ ભંગ પાડવાને તથા મેનાંનું મન ફેરવવાને પ્રતાપશીળ પૃથુસીંહ અને પૃથુસીંહના પિતા જે કે અમરસીંહે યત્ન કર્યો હતો. તે સાથે પૃથુસીંહની પ્રેમભકતી મેનાંએ જાણી હતી, તેથી વીજયનગરમાં જાથુ રહેવાને ના પાડી પણ પ્રસંગે પ્રસંગે ત્યાં આવી જવાને કબુલત આપી, ત્રીજે દીવસે અમરસીંહે નિકળવાની તૈયારી કરી તેથી ચંદ્રસીંહે પોતાની પુત્રીને કેટલાંક ગામ આપ્યાં તથા તે સાથે કેટલાક હાથી, રથ, મ્યાના, દારીગો, અને સંતોશ કારક દ્રવ્ય આપ્યું. પૃથુસીંહની કંઠમાં અમુલ્ય હાર પહેરાવ્યો તથા ઉમદા પોશાક આપ્યો. રાજ રીત પ્રમાણે રીત વ્યવહાર કરીને ચંદ્રસીંહે પોતાની પુત્રી રત્નમાલાને વળાવી—દર મુકામ દર કુચ કરતાં કરતાં અમરસીંહ પોતાના નગર તરફ ચાલવા લાગ્યો, રસ્તામાં સીદીમૌલાની ઝુપડી આવી તે જગેએ પૃથુ અટક્યો. એટલે અમરસીંહ પણ ઉભો રહ્યો—પૃથુ પ્રત્યે તે બોલવા લાગ્યો કે હે પુત્ર! તમે શા માટે અહીં અટક્યા?

**પ્રથુ**—આપને સવા લાખ રૂપીયા આપ્યા વિના મારાથી ત રાજમાં પગ મુકાય તેમ નથી.

**અમરસીંહ**—( નેત્રમાં પાણી લાવીને ) હે ભાઇ! તું એમ શા માટે કરે છે! હવે આ વૃદ્ધની દયા લાવ! તું એવો પરાક્રમી છતાં આહાવાં ગાંડાં વચન શા માટે કાઢે છે?

**પ્રથુ**—તે રૂપીયા મારી પાસે છે તે એક લાખને બદલે પંદર લાખ રૂપીયા આપવાને બંધાયેલું.

**અમરસીંહ**—ભલે તાહારી પાસે હોય તો તેનો તારી ખુ-

શીમાં આવે તેવો ઉપયોગ કરે, આ રાજ્ય પણ ત્હારૂં છે મારે કંઇ સાથે લઇ જવું નથી. તમામ ફિકર તમારે છે હવે મ્હારે શું જોઇએ ? માત્ર તમારૂં સુખ.

**પ્રથુ**—( ઘોળા આકડા પાસે ઉભો રહીને મેનાંદેવીને પણ પોતાની પાસે રાખીને તે જગોએ પોતાના માણસોથી તમામ ખોદાવીને ત્રણ ચરૂ સોના મોહરની ભરેલી બાહાર કાઢી. તેમાંથી મોહોરો કાઢીને ઉંટ ઉપર તેની ગુણો ચઢાવી. ) આ મોહોરમાંથી એક લાખ મોહોર તીજોરીમાં ભરવાની છે—અને બે લાખ મોહોરો મેનાંદેવીને આપવાની છે.

**અમરસીંહ**—અચ્છુ—જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો.

આ પ્રમાણે રસ્તામાં વાતચીત કરી. પ્રથુસીંહ સહવર્તમાન અમરસીંહ પોતાની રાજધાનીમાં આવી પહોચ્યાં.

મેનાં પોતાનો વૈભવ લઇને પોતાને ઘેર ઉતરી. થોડા દીવસ થયા એટલે અમરસીંહે પ્રથુરાજને ગાદી સોંપી, તે વખતે પ્રથુસીંહે મેનાંને ગામ કાઢી આપ્યું. અને તેને રેહેવાને માટે મોહોટો ત્રિભેટિયુ મેહેલ કરી આપ્યો.

ત્યાર બાદ સંવત ૧૩૬૧ એટલે ઇસવીસન ૧૩૦૫ ની સાલમાં રાણા હમીરની કુમકે ચઢીને પ્રથુ પોતાની સૈન્યા લઇને ચિતોડગઢ તરફ ગયો ત્યાં તેણે સીસોદીયા રજપુતને ખરેખર શૌર્યબલ બતાવીને મદદ આપી કે જેમાં તે ચીતોડગઢ અલાઉદ્દીનને કબજે હતો તે યુદ્ધ કરીને પાછો કબજે કરી લીધો આ ઉપરથી પ્રતાપશીલ રાણા હમીરનો પ્રેમ પ્રથુસિંહ ઉપર વિશેષ વધ્યો. અને સર્વે રજપુત

સૈન્યામાં રાણા હમીરે પૃથુને માટે ઘણો ધન્યવાદ આપ્યો. રાંણો હમીર પૃથુની સાથે મિત્રાચારીનો ભાવ રાખી પૃથુની જોડે વીલાસનગરમાં પાંચ દીવસ સુધી આવીને રહ્યો હતો. તે વખતે મૈનાદેવીએ રાણા હમીરને પોતાની કાવ્ય શકતીથી વિશેશ બરદાવ્યો હતો, મેંનાદેવીની કાવ્ય શકતી અને તેની બુદ્ધિ જોઇને ઘણો સંતોશ પામ્યો હતો. છેવટે તે હમીરે મેનાંને ચીતોડગઢ આવવાને આગ્રહ કરીને ચાલ્યો ગયો,—



# સૂચના

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

કેશવલાલ મગનલાલ દુધવાળા

ઠે. કાળુપુર ક્ષુપેલવાળાની પોળ

અમદાવાદ.

તથા

શા. [illegible]ીલાલ કેશવલાલની પાસેથી મળશે.

ઠે. પંચભાઇની પોળ-અમદાવાદ.